પ્રસિદ્ધ વકતા મહામુનિ શ્રી ચારિત્રવિજયજીની અત્રેના કોટના સંઘના અતી આગ્રહને લીધે મુંબઇ વાસી જૈનોનાં સદ્‌ભાગ્યે અત્રે જે પધરામણી થઇછે અને તેમના ચોમાસાના અને બીજા પ્રસંગોના ઉપદેશથી મુંબઇની પ્રજાને જે લાભ મળ્યો છે તે આ સ્થળે વિસ્તારથી નહિ જણાવતાં આ પુસ્તક રૂપે પ્રસિદ્ધ થએલાં તેમના અમુલ્ય અને કીંમતી ભાષણો તે સાક્ષી પુરશે મુનિરાજ શ્રીના શબ્દે શબ્દમાં જે વિજળીક પ્રવાહ છૂટેલો છે અને તેની જે તિવ્ર અસર શ્રોતા જનોના હૃદયમાં થએલી છે તે એક એવું કાર્ય કરશે કે જે મુંબઈ વાસી જૈનોના અંતઃકરણમાં યાદગાર રૂપ થઇ પડે.

જો કે આ મહાત્માશ્રીના બીજા ઘણા મોટા શહેરોમાં આવા જાહેર વ્યાખ્યાનો થયા છે તો પણ અત્રે મુંબઇમાં તેમના ઉત્સાહ અને ઉમંગના શબ્દોમાં કોઇ એવાજ પ્રકારનો અદ્‌ભુત પ્રવાહ જોવામાં આવતો હતો કે તેમની અંતરની ઉંડી લાગણીનું પ્રતિબીંબ શ્રોતાજનોપર અને દુર દેશાવરોમાં પણ સચોટ પડયા વગર રહેતું નહી. મુનીરાજ શ્રી સારી પેઠે જાણતા હતા અને હજુ પણ માને છે કે મુંબઇની જૈન પ્રજા જૈનોના ભલાને માટે જે કાંઇ પ્રયત્ન કરશે તેવો પ્રયત્ન કોઇ પણ સ્થળેથી આ કાળમાં થવા સંભવ નથી અને તેથી જૈન પ્રજાની વધતી જતી દુર્દશા અને તેને દુર કરવાના ઉપાય ઘણાજ અસરકારક શબ્દોમાં જણાવીને મુંબઇની પ્રજાને હર હમેશ જાગૃત કરવાને આ મુનિરાજશ્રીએ પોતાનો અખંડ પ્રયાસ ચાલુ રાખ્યો હતો અને આપણે જોઇ શકયા છીએ કે તે મહાત્માનો પ્રયાસ ઘણા થોડાજ વખતમાં ઘણે અંશે ફળીભુત પણ થયેલો છે.

એવા વિદ્વાન રત્ન મહાત્મા જે જૈન કોમમાં વિચરે છે તે જૈન કોમ હજુ ઘણીજ સદ્‌ભાગી છે એમ કહ્યા વગર ચાલતું નથી આપણા બીજા મુનીવરોને દાખલો આપી આ મહાત્મા મુનીરાજશ્રીએ જણાવી આપ્યું છે કે જો તમે જૈન ધર્મના ખાસ ઉપદેશનો દાવો કરતા હોતો જે અજ્ઞાન જૈનો તમોને ગુરૂ બુદ્ધીએ માનેછે તેઅજ્ઞાન જૈનપ્રજાના વર્તમાન કાળનાં અને ભવિષ્યના દુઃખો દુર કરવાને તમે પ્રયત્ન કરો,તમારૂં કર્તવ્ય ભુલીજઈતમે બીજી બાબતોપર તમારૂં લક્ષ નહી રાખો પરંતુ જૈનોની જેસ્થિતિ હાલ અને

ભવિષ્યમાં જણાય છે તે સ્થિતીમાં સુધારો કેમ થાય તેના દરેક ઉપાયથી લોકોને જાણીતા કરો અને બનેતો એ ઉપાયનો અમલ પણ કરો.

મુંબઇ ખાતેના આ પ્રસિદ્ધ વકતા મહામુનીશ્રીના કિંમતી ઉપદેશને જાળવી રાખવા એ તેમના પ્રથમજ ભાષણ પ્રસંગે મને સ્ફુરી આવ્યું. હતું અને તેથી મેં ઘણોજ પરીશ્રમ લઇ મહારાજશ્રીના દરેક વખતના વ્યાખ્યાનના સંપુર્ણ રીપોર્ટ લીધો છે અને તેમાં ઘટતો સુધારો કરી જાહેર જૈનપ્રજા સન્મુખ એક પુસ્તકના આકારમાં આ વ્યાખ્યાન સંગ્રહ મુકવાનો મને જે પ્રસંગ મળ્યો છે તેથી મને પોતાને હું ભાગ્યશાળી માનું છું.

જેઓએ આ મહામુનિશ્રીના વિચારો પોતાના સ્વકર્ણે સાંભળ્યા છે અને જેમને આ મહારાજશ્રીના દરેક ભાષણ સાંભળવાને તક મળેલી છે તેઓ આ અમારા પરીશ્રમને કાંઇક ન્યાય આપી શકશે મુખમાંથી પડતા શબ્દોને લેખની દ્વારા જેટલી અંશે લઇ શકાય તેટલે અંશે જરાપણ સંસય વગર અમોએ ઉતારવા પ્રયત્ન કર્યો છે અને તેકયાં સુધી સફળ થયો છે તે વાંચકોને સોંપવામાં આવે છે

તેમછતાં આ રીપોર્ટ રૂપે પ્રસિદ્ધ કરેલા ભાષણોમાં કાંઇ પણ ફેર નથી એમ કહેવાનો અમોને પણ આંચકો આવે છે શબ્દોના અનેક અર્થ થઇ શકે છે તેથી ઘણે સ્થળે મહારાજશ્રીના વિચાર અને શબ્દથી વિરૂદ્ધ પણ જો લખાઇ ગયું હોયતો તે સંભવીત છે, મતલબ કે આ ભાષણો ને માટે જો જોખમદાર કોઇ હોય તો હું મને પોતાનેજ માનું છું. આમાંના કોઈ કડવાં કે કઠણ શબ્દને માટે મહારાજશ્રીપર કોઇ પણ જાતની ટીકા કરતાં પહેલા તે રીપોર્ટ લેનાર તરીકે મારીજ ભુલ જો માનવામાં આવશે તો તે વધારે ચુકત ગણાશે.

તેઓ સાહેબે પ્રસંગ પ્રસંગને અનુસરતા જે જે વિષયો હાથ ધર્યા છે તે તે વિષયો એવા તો નવીન સ્વરૂપમાં શ્રોતાજનો સન્મુખ મુકવામાં આવતા કે મોટા મોટા વિદ્વાનોના મગજ પણ તે વીચારોને માટે આ-ફ્રીન થઇ ગયા વગર રહેતા નહિ જ્યારે પણ મહારાજશ્રીના ભાષણની જાહેર ખબર બહાર પડતી ત્યારે લોકો એટલા બધા ઉત્સાહી જણાતા હતા કે સભા ભરાવા અગાઉ લોકોની મેદની એક એક બબે કલાક સુધી શાંતપણે બેસી રહેતી અને હજારો માણસને અવાકાશ મળવા છતાં ઘણાઓને પાછું ફરવું પડતું, દરેક પ્રસંગે તેઓ સાહેબે અંતઃકરણના ઉંડા ઉંડા

ભાગમાંથી જે જે ઉદ્‌ગારો કાઢયા છે અને શ્રોતાજનોની કલ્પનામાં પણ ન આવી શકે તેવા ઉંચા અને તદ્દન નવીન વિચારો તેમણે જે રૂપમાં જણાવ્યા છે તે એવા તો આકર્ષક શકિતવાળા જણાતા હતા કે તે વખતના મૂર્ખ અને મૂઢ શ્રોતાજનોના હૃદયને પણ રોવરાવીને અને પ્રફુલ્લીત કર્યા વગર રહેતા નહી. હુવે તો ચેતોના ભાષણ પ્રસંગે તેઓ સાહેબને એટલો બધો ઉભરો આવ્યો હતો કે તેમણે સભાજનોના હૃદયમાં જાણે બાણુ મારી કારી વ્યથા ઉત્પન્ન કરી હોય તેમ દરેક શ્રોતાની આંખમાંથી અશ્રુઓની ધારાઓ ચાલી હતી અને હૃદયમાં એટલી બધી કોમળતા આવી ગઇ હતી કે તેજ વખતે પોતાના જાતી ભાઇઓના દુઃખો દુર કરવાને ઉદાર વૃત્તિ વાળા ગૃહસ્થોએ ફંડ કરી અર્ધા કલાકમાં વીસ હજાર રૂ. એકઠા કર્યા હતા.

જૈનોના હજારો અને લાખો રૂ. ઓચ્છવ અને ધામધુમમાં વપરાય છે, જૈનપ્રજા પોતાના ગુરૂના વચન પર એવી તો શ્રદ્ધાવાન છે કે તેમના વચનને માન આપી ધામધુમ અને ધમાધમ પાછળ હજારે રૂા નો ખર્ચ કરે છે અને તેમ કરાવીને ઘણા મોટામે ટા મુનીવરોપણ પોતાને મોટું માન મળેલું સમજેછે. આવામુનીવરોનેઆપ્રસંગેઅમારેબેધડકજણાવવુંજોઇએ કે જૈનોના ખાલી ખીસાં કાતરવાના આ બધા પ્રયોગો છે આવી ધામધુમમાં જે પૈસા જાય છે તે હલકા લોકો પાસે જાય છે અને આવી રીતે ધામધુમ પાછળ ધર્મને નામે ઘણા મોટા જૈનો પાય માલ થઇ ગયાના દાખલા પ્રસીદ્ધ છે આ જમાનામાં આ રીતે દિન પ્રતિદીન ગરીબ થતી જૈન પ્રજાના ખીસા પર અણઘટતો હાથ નાખવો તે દરેક જૈનને અને ખાસ કરીને મુનીવરોને કોઇ પણ રીતે ઉચીત નથી, હવે તો તમે એવે માર્ગે પૈસા ખરચ કરાવો કે જે પૈસા બહારથી સેંકડો ગણી વૃદ્ધી કરી તમારા ભાઇઓના દુઃખ દુર કરે અને તમારી સ્થીતિમાં સુધારો થાય.

મુંબઇ સમાચાર, અખબાર અને બીજા જાહેર ગુજરાતી અને અંગ્રેજી પત્રોએ વખતો વખત આ મુનીરાજશ્રીના ભાષણો વિષે જે ઉંચો અભિપ્રાય દર્શાવ્યો છે તે દરેક પ્રજામાં જૈનોને ગૌરવરૂપ ગણાશે. આ મહામુનિશ્રીના વિચારોનો ઉપદેશ હવે જમાનાને અનુસરતો છે અને તેઓ ઢોલ પીટાવીને પણ કહે છે કે તમે લાડુડા અને ધામધુમ મુકીદો પરંતુ તમારા ભાઇઓનો ઉદ્ધાર કરો અમારે કહેવું જોઇએ કે આ મહાત્માએ જે પરીશ્રમથી અને પોતાની અપુર્વ વિદ્વતાથી જૈનપ્રજાને પોતાની સ્થિતિનો ખ્યાલ આપ્યો છે અને તે સ્થિતિ સુધારવાને જે કિમતી વિચારો દર્શાવ્યા છે તે વિચારો જો કોઇ બીજી પ્રજાના ભાગ્યમાં હોયતો એ ઉપદેશ કોઇ એવા પ્રકારના કામ કરી દેખાડત કે જે આ જગતની

સપાટીપર કદી નજરે પણ નપડયા હોય, જૈન પ્રજા હજુ વીચારોને ગ્રહણ
કરવાને તૈયાર નથી તેમના અંતઃકરણમાં એવી ધારણા શકતી અલ્પ
જોવામાં આવે છે, ઘણા વખતથી પરીચીત થઇ પડેલા ધામધુમના પ્રસંગો
તેમને પ્રિયકર અને ફરજીઆત થઇ પડયાછે તેવા કઠીણ સંયોગોમાં આ મુની
વરે જે ગર્જનાઓ કરીછે તે જોકે નિષ્ફળ નથી ગઈ તો પણ તેની ગર્જ
નાનો કુદરતી રીતે જે પડઘો પડવો જોઇએ તે પડઘો પડયો નથી અને
અમારે કહેવું જોઇએ કે ત્યાં સુધી હજુ અમારા કમભાગ્ય છે છતાં પણ
સંતોષ માનવાને કારણ છે કે તેઓ સાહેબના પરીશ્રમને યતકિંચીત પણ
ન્યાય મળ્યો છે અને 'જૈન વિદ્યા ઉદ્યોગ વર્ધક મંડળ' નામની નવીન
સંસ્થા સ્થાપન થઇ છે. જો કે જૈનોમાં કાર્ય વાહક પણાના માનવંત
હોદ્દાને લાયક નરોની ખામી છે અથવા તો તેને માટે સંયોગો અનુકુળ
નહિ હોય તો પણ અમો હાલ તુરતમાં જોઇ શકીએ છીએ કે આ મંડળ
તરફથી જૈન પ્રજાને ઘણી જાતની સગવડતા થશે અને મુનીરાજશ્રીની કૃપાથી
કદાચ આ મંડળ જગતને ચોંકાવનારૂં અને દરેક જૈનના હોઠપર આવી જાય
તો તે બનવા સંભવ છે બાકી જૈનના ખાતાઓની સ્થિતિનો ખ્યાલ કરીએ
છીએ ત્યારે તો નિરાશાની સાથે બળતરાજ માત્ર પરીણામ રુપે નિર્માણ
થએલી હોય એમ માનવાને અનેક કારણ છે.

આ કિંમતિ વ્યાખ્યાનો એક દિવસ અસર કરી હવામાં ઉડી નજાય પરંતુ
જાણે મુનીરાજશ્રી પોતાના મુખમાંથી કરૂણા ભાવ લાવીને નીરંતર આવો
અસાધારણ ઉપદેશ આપતા હોય એવું જૈનોને સાધન મળે તેટલા
માટે આ ભાષણોને પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરેલ છે અને અમોને
આશા છે કે જૈન પ્રજા તે આશીર્વાદ રૂપ માનશે.

આ ભાષણો ગામોગામ અને ઘેર ઘેર વંચાવાની જરૂર છે અને તેમ
થવા માટે અમોએ અમારી સગવડતા કરી છે છતાં આગેવાનો અને લા-
ગણી વાળા ગૃહસ્થોને પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરવાની ઇચ્છા હો
ય તો આ જ્ઞાનનું કાર્ય કરી કૃતાર્થ થવું જોઇએ અને પ્રભાવના કરી
આવા વિચારો ઘેરઘેર ફેલાવવા પ્રયાસ કરવો જોઇએ.

મહારાજશ્રીના વ્યાખ્યાનોનું અવલોકન કરી જવાની અભિલાષા
હતિ પણ તેમ કરવા જતાં અમારી ક્ષુદ્ર બુદ્ધિ પ્રમાણે તેમના વિચારો
કદાચ સંકુચિત રૂપમાં મુકાઇ જવાય તો વાંચકજનો પર જે અસર
થવી જોઇએ તે ન થાય એવા ભયથી તે અવલોકન નહિ કર

તાં અમો દરેક જીજ્ઞાસુને આ પુસ્તકમાં પ્રસિદ્ધ થએલાં વ્યાખ્યાનો મનન પુર્વક વાંચી વિચારી જવા આગ્રહ કરીએ છીએ અને તે વાંચીને તેનો યત્ કિંચીત પણ અમલ થશે તો મુનીરાજશ્રીના અને અમારા પ્રયત્નની સફળતા થશે.

આ પુસ્તકને શુદ્ધ કરવાને યોગ્ય પ્રયત્ન કર્યો છે છતાં તેમાં જે કાંઇ અશુદ્ધ જણાય તે શુદ્ધ કરીને વાંચવા વિજ્ઞપ્તિ છે તેમજ આ પુસ્તકનો નિરંતર સદ્ઉપયોગ થાય તેમ કરવા ભલામણ છે.

આ પુસ્તકની સાથે પ્રસિદ્ધ વકતા મહામુનીરાજશ્રીની શાંત મુદ્રાનો દર્શન કરવા યોગ્ય ફોટોગ્રાફ જોડીને અમારા વાંચકોને તે મહાત્માશ્રીના વિચારો ગૃહણ કરવાને એક વધારે અને ઉત્તમ સાધન આપવાને પ્રયત્ન કર્યો છે અને તેને માટે અમારી આજ્ઞાને માન આપવામાં આ અમારા પુજ્ય મહાત્માશ્રીના અમો ઘણા આભારી થયા છીએ.

છેવટ કેવળીસિવાય દરેક છદ્મસ્થ ભૂલને પાત્ર તો છેજ તેથી આપુસ્તકમાં પોતાના માની લીધેલા વિચારોથી વિરૂદ્ધ કાંઇપણ જોઇને તેનો અવળો ઉપયોગ કરતાં પહેલાં વિદ્વાનોને પૂછી તેનું નિરાકારણ કર્યા પછીજ કોઈપણ જાતના વિચારો બંધાશે તે વળી વધારે શ્રેષ્ટ ગણાશે બાકી ભિન્ન ભિન્ન રૂચીના લોકો આ પૃથ્વિ તલપર વસેછે તે દરેકના મનને અનુકુલ થઇ પડે તેમ કરવું તો અશકય પ્રાયજ છે. સુજ્ઞેષુ કિંબહુના

મુંબઇ — મોહનલાલ વિ અમરશી શેઠ

કોટ બજારગેટ — અધીપતી જૈન વિજય અને તરંગ

જૈન વિજય પ્રેસ તા. ૧૫-૧૨-૦૭

# વિષયાનુક્રમ.



તા૦ ૩૦ મી માર્ચ ૧૯૦૭.

મંગલાચરણ.

अज्ञान तिमिरांधानां ज्ञानांजन शलाकया
नेत्र मुन्मिलितं येन तस्मै श्रीगुरवे नमः

# ઉપોદ્‌ઘાત.

ભિન્ન ભિન્ન પ્રકારની પ્રકૃતિ વાળા લોકો ભિન્ન ભિન્ન પ્રકારના શબ્દો થીજ ખુશી થાય છે. જો કે તે શબ્દોના અર્થમાં ફેર હોતો નથી તોપણ પોતાને રૂચતા શબ્દોને યોગ્ય માની બીજા તેવાજ શબ્દો તરફ પોતાનો અભાવ બતાવવામાં ઘણા લોકો તત્પર રહે છે. વળી કેટલાએક લોકો એવા હોય છે કે અમુક શબ્દના અર્થ પોતે ન જાણતા હોય છતાં માત્ર પોતાના કલ્પિત અર્થથી તે શબ્દો તરફ પોતાનો તિરસ્કાર બતાવે છે.

## ભાષણ વ્યાખ્યાન અને વખાણ.

ભાષણ, વ્યાખ્યાન કે વખાણ એ બધા શબ્દો એકજ અર્થના સુચક છે. भाष ધાતુ કે જેનો અર્થ કહેવું કે બોલવું થાય છે તેના ઉપરથી ભાષણ શબ્દ થયો છે. ख्या ધાતુનો અર્થ કહેવું થાય છે અને તેને वि અને आ ઉપસર્ગ લગાડવાથી વ્યાખ્યાન શબ્દ બને છે અને વખાણ શબ્દ માગધિ ભાષાનો છે જેનો સંસ્કૃત શબ્દ વ્યાખ્યાન થાય છે. આ ઉપરથી ત્રણે શબ્દો જોકે જુદા જુદા છે તોપણ તેનો અર્થ એકજ છે એમ સર્વ કોઇ કહી શકશે. આમ છે છતાં વખાણ અને વ્યાખ્યાન શબ્દથી નહિ ચમકનાર લોકો ભાષણ શબ્દથી એકાએક ચમકી ઉઠે છે. અને તેમ થવાનું કારણ એવું છે કે આપણામાં હમેશા વ્યાખ્યાનની પદ્ધતિ ચાલે છે પણ ભાષણ જે માત્ર વધારે અસર કરનારૂં વ્યાખ્યાનજ છે તેની પદ્ધતિ નહિ હોવાથી સામાન્ય રીતે લોકોને ભાષણ શબ્દ ભડકાવે છે.

આપણામાં ભાષણ કરવાની પદ્ધતિ પુર્વાપરથી ચાલી આવે છે તે એ
ટલા પરથીજ સિધ્ધ થઈ શકે છે કે મુનીઓ જયારે વિહાર કરે છે ત્યારે
રસ્તામાં ઉભા રહીને શ્રાવક સમુદાયને પુસ્તક કે પાના વગર માત્ર મુખેથી
ઉપદેશ સંભળાવે છે. આ ભાષણ નહિતો બીજું શું છે? પણ એવો
કોઇ પણ જાતનો પૂરો વિચાર કર્યા વગર જે લોકો વખાણ કે વ્યાખ્યાન
શબ્દથી ખુશી થાય છે અને ભાષણ શબ્દથી ભડકે છે તેઓનો વિચાર
પ્રદેશ ઘણો ટુંકો છે એમ કહેવું જોઈએ.

**વ્યાખ્યાન કે ભાષણ ગમે તે જાહેર સ્થળે થવું જોઇએ.**

વળી વ્યાખ્યાન તો અમુક સ્થાનકમાંજ અને અમુક સમુદાયની સમક્ષજ
થઈશકે એવા ટુંકા વિચારવાળા લોકો પણ ઘણા જોવામાં આવેછે. પરંતુ એમ
માનવું તે પણ ગેર સમજ સિવાય બીજું કશું નથી કારણ કે અગાઉના
વખતનો વિચાર કરવામાં આવે તો સહેજ સમજી શકાય કે અગાઉના
આચાર્યો ગામ બહાર મેદાનમાં કે જંગલમાં ઉતરતા અને ત્યાં કોઇ પણ
જાતના લોકોને તેઓ જાહેર રીતે ઉપદેશ આપતા.

અમુક મતનું સ્વરૂપ જાણ્યા સિવાય તે મત વિષે અભિપ્રાય આપી
શકાયજ નહિ અને જો ઉતાવળ કરી મન માનતો અભિપ્રાય આપવામાં
આવે તો તેનું પરીણામ કલેશ કે ફોકટ વાદવિવાદમાં આવે છે. હાલ
એમજ મનાઇ ગયું છે કે ઉપાશ્રયમાં ફકત જૈનોજ વ્યાખ્યાનનો લાભ લઈ
શકે. વૈષ્ણવની કથામાં વૈષ્ણવજ જઇ શકે, કુરાન તો મુસલમાનોજ
સાંભળી શકે, અને વેદ તો બ્રાહ્મણોથીજ વાંચી શકાય. આમ માની લેવામાં
પરસ્પરની માન્યતાથી એક બીજાઓ અજાણ રહે છે અને તેથી ભાતૃભાવ
વધવાને બદલે એક બીજા નકામા કંકાસમાં ઉતરી પોતાની શકિતનો
આડે માર્ગે ક્ષય કરે છે.

સાધારણ રીતેજ જન સમૂહનો મોટો ભાગ તત્વ ગવેષક હોતો નથી
અને તેમાં વળી ઉપદેશના સંબંધમાં આવા પ્રકારનો સંકોચ અને ભિન્ન
ભાવ રાખવાથી ઉત્તમ ધર્મના તત્વોનો ફેલાવો થઇ શકતો નથી. આપણા
ઇતિહાસોપરથી આપણે જોઇ શકીએ છીએ કે આગળના વખતમાં આપણા
મહાન આચાર્યોએ હિંદુ તેમજ મુસલમાન રાજાઓને જૈન ધર્મના અનુયાયિ
કર્યા હતા. હાલમાં કોઇ પણ રાજા જૈનધર્મને પાળનારો નથી તેનું કારણ માત્ર

આપણી સંકોચતા સિવાય બીજું કશું નથી. વળી ઉપદેશની સંકોચતાને લીધે આપણને બીજા પણ ઘણા નુકસાનો થાય છે પણ તે તરફ આપાણું લક્ષ જતું નથી. હાલ રાજ્યકર્તા બીજાઓ છે, અમલદારોપણ બીજા ધર્મવાળા જ મોટે ભાગે છે, બીજા નવીન ધર્મના તત્વો જાહેર ઉપદેશને લીધે વિસ્તારને પામતા જણાય છે પરંતુ આપણા જૈન ધર્મના ઉંચા તત્વો જાહેર ઉપદેશની ખામીને લીધે ઉપાશ્રયની બહાર ભાગ્યેજ જઈ શકે છે. વળી ઉપાશ્રયમાંજ ઉપદેશ કે વ્યાખ્યાન આપવાના સંકુચિત વિચારને લીધે આપણામાં મહાન પંડિતો પણ થઇ શકતા નથી. અન્ય મતના વિદ્વાનો સાથે વાદવિવાદ કરવાની શકિત આપણામાં આવી શકતી નથી. અને માત્ર પુસ્તક વાંચી કથાઓથી શ્રદ્ધાળુ લોકોના મન રંજન કરવામાંજ વ્યાખ્યાનનો સમાવેશ થાય છે. આવા પ્રકારના બંધનથી જે જૈન ધર્મ જગતને માન્ય થવો જોઇએ તે ધર્મના અનુયાયી એક નાની સરખી સંખ્યામાં આવી રહેલા છે. વળી પુસ્તકને આધારેજ ઉપદેશ આપી શકાય એવા સંકુચિત વિચારને લીધે પોતાની શકિત ખીલી શકતી નથી અને બુદ્ધિની ખીલવણીને અભાવે પોતાના શબ્દોમાં કોઇ પણ વિષય સમજાવવાની શકિત ઉત્પન્ન થઇ શકતી નથી અને તેથી ઉપદેષ્ટા થવા છતાં હત પ્રહત સ્થિતિ ભોગવવી પડે છે.

આ પ્રમાણે લાભાલાભનો વિચાર કરતાં આ જમાનામાં એવા પ્રકારના ઉપદેશ ક્રમની જરૂર છે કે જેથી જાહેર રીતે તેના લાભો દરેક જીજ્ઞાસુ લઇ શકે.

## શુદ્ધિ એટલે શું.

આ પ્રમાણે જરૂર જેટલી પ્રસ્તાવના કર્યા પછી હું હવે આજના વિષય પર આવું છું. આજનો વિષય શુદ્ધિનો છે. શુદ્ધિ શબ્દનો સામાન્ય અર્થ પવિત્રતા થાય છે. પણ તેનો અર્થ કેટલો વિસ્તાર વાળો છે તે હવે આપણે વિચારીશું. શાસ્ત્રકારો કહે છે કે **मनः एव मनुनुष्याणां कारणं बंध मोक्षयोः** એટલે કર્મ બંધનનું અને મોક્ષનું કારણ ફકત પોતાનું મનજ છે. સામાન્ય રીતે એમ કહેવાય છે કે મન ઘણું ચંચળ છે, સ્થિર રહેતુ નથી પણ તેતો માત્ર જ્યારે કર્મ બંધ થવાનો હોય ત્યારેજ ચંચળતા રહે છે અને મોક્ષ તરફ મનનું વલણ થાય છે ત્યારે સઘળી ચંચળતા મટી જઇને મનની સ્થિતિ અચળ અને સ્થિર ભાવને પામે છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવાને મ

નની શુદ્ધિની જરૂર છે તે શુદ્ધિ બે પ્રકારે થઈ શકે છે. (૧) બાહ્ય શુદ્ધિ અને (૨) અંતરંગ શુદ્ધિ. જો બાહ્ય શુદ્ધિ યથાર્થ રીતે મેળવેલી હોય તો અંતરંગ શુદ્ધિ આપો આપ થઈ શકે છે.

## બાહ્ય શુદ્ધિ

ઘણા ગ્રંથોમાં હઠયોગને મહત્ત્વ આપેલું છે તેનું કારણ પણ તેવુ જ છે. હઠયોગમાં પ્રવૃ-ત થએલ મનુષ્ય રાજયોગમાં સહેલાઈથી પ્રવેશ કરી શકે છે તેવીજ રીતે બાહ્ય શુદ્ધિ જેણે સંપાદન કરી છે તેને અંતરંગ શુદ્ધિ ત્વરાથી પ્રાપ્ત થઈ શકે છે. અંતરંગ શુદ્ધિનો આધાર ફકત મન ઉપરજ રહેલો છે. દ્રવ્યમન પૌદગલીક પદાર્થથી બનેલું છે. તે મન જન્મથીજ આપણી સાથે બંધાઈને ક્રિયા કરે છે એમ સમજવાનું નથી. પણ મન તે એક શકિત છે અને જે જે વખતે જે જે સંયોગો મળે તે તે સંયોગોમાં વિચારોનું પરાવર્તન કરાવવાનો મનનો સ્વભાવ છે. મલીન સંયોગો મળવાથી મન મલીન વિચારોમાં પરાવર્તન કરે છે અને તેથી તે મન કર્મ બંધનના કારણરૂપ થાય છે. પવિત્ર સંયોગો મળવાથી મન પવિત્ર વિચારોમાં પ્રવર્તે છે અને તેથી તે ઉત્તરોત્તર મોક્ષના કારણરૂપ બને છે બે પદાર્થના સંમેલનને સંયોગ કહે છે.

## ખોરાક અને વસ્ત્રાલંકારની શુદ્ધિ.

આત્મા સાથે પ્રથમ સંયોગ શરીરનો છે, શરીરને પ્રથમ સંયોગ આહાર અને વસ્ત્રાલંકારનો છે તેથી જો આહાર અને વસ્ત્રાલંકારની શુદ્ધિ હોય તો શરીર શુદ્ધ રહે છે અને શરીરની શુદ્ધતા આત્માની શુદ્ધતાનું કારણ થઈ શકે છે.

ગર્ભમાં આવેલા જીવને પોતાના શરીર યોગ્ય પુદગલો સાથે સંબંધ છે. ગર્ભના પુદગલોને માતાના પુદગલો સાથે સંબંધ છે અને તેથી જો માતા રડે તો ગર્ભમાં રહેલો જીવ પણ રડે છે. માતા હસે છે તો ગર્ભમાં રહેલો જીવ પણ હસે છે. ટુંકામાં માતાને થતી દરેક જાતની અસર ગર્ભમાં રહેલા જીવને થાય છે માટે ગર્ભસ્થ જીવની ઉત્તમતા થવાને માતાના મનની સ્થિતિ સુધરવા માટે માતાની આસપાસના સંયોગો એવા હોવા જોઈએ કે જેથી તેણીને શુદ્ધ સંસ્કારોનાજ પ્રતિબિંબ પડે. માતાના મનપર શુદ્ધ સંસ્કાર પડવા માટે માતાના શરીરની શુદ્ધતાની જરૂર છે અને શરીરની

પવિત્રતાનો આધાર માતાના ખોરાક અને વસ્ત્રાલંકાર ઉપર છે. આ ઉપરથી સહેજ સમજી શકાય છે કે ખોરાક અને વસ્ત્રાલંકારથી બાહ્ય શુદ્ધિની કેટલી અગત્યતા છે.

## શુદ્ધિની તિવ્ર અસર.

શ્રી ભગવતી સૂત્રમાં કહેલું છે કે ગર્ભમાં રહેલો જીવ પણ નરક ગતિનો બંધ કરે છે. હુવે ગર્ભમાં રહેલા જીવથી આવો બંધ કેવી રીતે થઇ શકતો હશે એ સૌને આશ્ચર્યકારક જણાશે પણ તેનું કારણ માત્ર એટલુંજ છે કે ગર્ભવંતિ સ્રીને થતી માઠી અસર ગર્ભમાં રહેલા જીવને પણ થાય છે અને તેથી તેના પરીણામમાં ક્રૂરતા થવાથી ત્યાં પણ આત્મા નર્કગતીના બંધને બાંધે છે. આ ઉપરથી બાહ્ય શુધ્ધિ અથવા અશુધ્ધિની તિવ્ર અસર કેટલી બધી થાય છે તે સહેજ સમજી શકાશે. માટે સગર્ભા સ્રીને પોતાની બાહ્ય શુધ્ધિ કેવી રીતે રાખવી જોઇએ તે પણ આ ઉપરથી શીખવાનું છે.

સગર્ભા સ્રીએ કેવા વિચારો કરવા, કેવી રીતે વર્તવું, અને કેવા સંયોગો વચ્ચે રહેવું તે પણ લક્ષમાં લેવાની ખાસ જરૂર છે. અગાઉના વખતમાં વૃદ્ધ ડોશીઓ સગર્ભા સ્રીની શુદ્ધિ માટે બહુ સંભાળ રાખતી અને તેના પરીણામે ગર્ભમાં રહેલા બાળકો પુષ્ટ થઇને આ ભુમીતલ પર પોતાનું નામ ગજાવતા પરંતુ હાલની અજ્ઞાન સ્ત્રીઓ ગર્ભવંતિ સ્રીઓની શુદ્ધિને માટે બે દરકાર રહી તેણીને પજવે છે અને તેના પરીણામે હાલના સમયે બાળકોમાં જોઈએ તેવા ગુણો જોવામાં આવતા નથી અને શારિરિક સ્થિતિમાં પણ ઘણા ક્ષીણ નજરે પડે છે.

## નિત્ય ભોજનમાં શુદ્ધિ.

એવા પદાર્થોનું ભોજન કરવું જોઇએ કે જેમાંથી સત્વ ગુણ અને રજો ગુણની ઉત્પત્તિ થઈ શકે. પરંતુ આજકાલ કેટલાકમાં તેવો વિવેક જોવામાં આવતો નથી. પુરી સમજણ વગર માત્ર ગાડરીઆ પ્રવાહની પેઠે જેના આવે તેના પચ્ચખાણ કરવામાં ઘણા લોકો ઉતાવળા થઇ જાય છે અને પછી પોકાર કરે છે કે અમારૂં મન સ્થિર રહેતું નથી. હુવે વિચાર કરવો જોઈએ કે મન સ્થિર કેવી રીતે રહે ? કારણ કે જે લોકો મનને અસ્થિર કરનાર પદાર્થોનું સેવન કરે છે અને

જે પદાર્થોથી મનની શુદ્ધિ થાય તેવા પદાર્થોને તેઓ દેશપાર કરે છે તો પછી સ્થિરતા રહેજ કયાંથી? માટે એમ મલીન પદાર્થોનો ત્યાગ અને પવિત્ર ઉપાદેય પદાર્થોનું સેવન કરવું જોઇએ.

## માતા અને ધાવ માતા.

કેટલાએક શ્રીમંતો પોતાની મોટાઇના ડોળમાં, કેટલીએક સ્ત્રીઓ પોતાની યૌવનાવસ્થા જાળવી રાખવાને માટે અને કેટલાએક રોગાદિકના કારણે પોતાના બાળકોને માટે હલકી જાતની ધાવ માતાઓ રાખે છે. હવે વિચારવું જોઇએ કે બાળકને જન્મદાતા માતાના દુધથી જે પુષ્ટી મળે તેવી શું ધાવ માતાથી થઇ શકે કે? ધાવમાતાના દુધ અને સ્વભાવની અસર બાળકના શરીર અને મન પર થોડે અથવા વધારે અંશે થયા વગર રહેતી નથી.

## સિંહના બચ્ચાનું દ્રષ્ટાંત

એક સિંહનું બચ્ચું એક વખત એક હાથીને જોઇને વિચારવા લાગ્યું કે ઓહો! આવડો મોટો હાથી તો મને દાબી દેશે. તેને આવા વિચારો થએલા જોઇને માએ કહ્યું કે વિચાર શું કરે છે? સિંહનાદ કરીને તારી શકિત બતાવ? માતાના આ શબ્દ સાંભળીને બાળસિંહે સિંહ નાદ કરીને હાથીના ગંડસ્થલ પર છાપો માર્યો કે તરતજ હાથીના મોટા શરીરનો ઢગલો થઇ નીચે પડયો. આ જોઇને બાળસિંહે પોતાની માને પુછયું કે હે માતા? આ હાથીથી હું પહેલા ડર્યો તેનું કારણ શું? માએ જવાબ આપ્યો કે તેમાં તારો દોષ નથી. પરંતુ મેં એક વખત તને શિયાળનું દુધ પાયું હતું તેની આ અસર તને થએલી છે. આ ઉપરથી સમજવું જોઇએ કે એકજ વખતના દુધના ફેરફારથી આવી અસર થઇ તો પછી જે દુધથી બાળકોને ઉછેરવામાં આવે છે તેનું પરીણામ કેવું આવે! જાતના ગુણો જાતમાંથી ઉતર્યા વગર રહેતાજ નથી અને તેની અસર આખી જીંદગી સુધી રહ્યા કરે છે એમ આ ઉપરથી નકકી સમજાય છે.

આ દ્રષ્ટાંત પરથી સૌ કોઇ સમજી શકશે કે જેવું દુધ તેવાજ ગુણો ઉત્પન્ન થાય છે. હલકી જાતની સ્ત્રીઓને સોંપેલા બાળકોમાં ઉત્તમ ગુણોની આશા રાખવી તે વ્યર્થ છે. અને એવા ઉત્તમ ગુણો વગર મનની પવિત્રતા કે શુદ્ધિ થઇ શકતી નથી.

## સૂતક અને ગ્રહણની શુદ્ધિ

સૂતક અને ગ્રહણમાં જે આભડછેટ માનવામાં આવે છે તેનું કારણ પણ બાહ્ય અશુદ્ધિજ છે. માણસના શબના મલીન રજઃકણો આસપાસના બીજા રજઃકણોને મલીન કરે છે તેમજ ગ્રહણ વખતે પણ વાતાવરણમાં અમુક પ્રકારનો ફેરફાર થવાથી મન ઉપર તેની માઠી અસર થાય છે. માટે આ ઉપરથી સમજવાનું છે કે બાહ્ય અશુચિ મનપર મજબુત અસર કરે છે.

## કાંસાનું વાસણ કેમ અભડાય છે ?

હલકી જાતના લોકોને તમે કાંસાના વાસણમાં જમવા આપતા નથી અને કાંસુ અભડાઈ જાય એમ તમે માનો છો તેનું કારણ પણ એવુંજ છે કે આપણા શરીરમાંથી વહેતા વિજળીક પ્રવાહને આકર્ષણ કરી ગૃહણ કરી લેવાનો તથા તે લાંબો વખત સુધી ટકાવી રાખવાનો ગુણ કાંસામાં રહેલો છે અને તેથી જો હલકી જાતના અને હલકા વિચારના માણસોને કાંસાના વાસણમાં જમવાનું આપવામાં આવે તો તેઓના શરીરમાં અને મનમાં વહેતા વિજળિક પ્રવાહની માઠી અસર કાંસાના વાસણ ઉપર અને તેમાં રહેલા ખોરાક ઉપર થાય છે અને પછી તે વાસણમાં ફરી ઉંચી જાતના લોકો જમે તો પ્રથમ થએલી માઠી અસરના રજઃકણો તે જમનારના મન પર મલીન અસર કરે છે. આવોજ પ્રકાર માટી વિગેરેના વાસણના સંબંધમાં સમજી લેવો.

## લોઢાના અને કાચના વાસણો.

આ પ્રત્યક્ષ માની શકાય અને સમજી શકાય એવી બાબત હોવા છતાં હાલતો ઘેર ઘેર મોટે ભાગે લોઢાના અને કાચના (જે એક જાતની માટી છે) વાસણો વાપરવાની પદ્ધતિ ચાલેલી દેખાય છે તો પછી વિચાર કરવો જોઇએ કે તમારી બુદ્ધિમાં સ્થિરતા કેવી રીતે આવી શકે ? અને તમારી શકિતઓમાં સારા સંસ્કાર મળી તે કેવી રીતે ખીલી શકે ? આવા વાસણો વાપરવાની રૂઢિ તમારામાં જડ ઘાલીને બેઠી છે અને તમારા નિત્યના સામાન્ય ઉપયોગમાં તેવા હલકી જાતના વાસણો વાપરવામાં આવે છે. અને તેવાજ કારણને લીધે તમારી બાહ્ય શુધ્ધિ સચવાતી નથી, અને અમારૂં મન સ્થિર રહેતું નથી એવી તમારી

ર્યાદ કોઇ દિવસ બંધ પડતી નથી; ખુબ યાદ રાખવું કે જ્યાંસુધી બાહ્ય
શુધ્ધિને બાધક આવી પ્રવૃતિ દુર થશે નહિ ત્યાંસુધી તમારૂં મન શુધ્ધ
થઇ શકવાનું નથી.

## પીવાના પાણીમાં અશુદ્ધિ.

પાણી પીવાના વાસણો પણ એઠાં વાપરવામાં આવે છે અને તે
બુદ્ધિને મલીન કરે છે, એટલુંજ નહિ પણ બુદ્ધિનો નાશ કરે છે.
વળી તેથી રોગોની ઉત્પત્તિ થાય છે અને બીજી ઘણી રીતે તેના દુઃખદાયક
પરીણામને ભોગ થવું પડેછે. એજ એઠાંપાણીથી પકાવેલા આહારનું મુનિરાજને
દાન દેવામાં આવેછે તેથી તમારી સાથે મુનીઓના વિચાર અને બુધ્ધિમાં મલીનતા
થાય છે. અને તમે તમારા પવિત્ર ગુરૂઓને એઠું ખવરાવીને મહા
પાપને બાંધો છો આવા પ્રકારની તમારા પ્રમાદની ભુલોથી તમે તમારા
તથા બીજાના મનને મલીન કરવાના કારણ રૂપ થાઓ છો તમારે નક્કી
માનવું કે તમે જ્યારે તમારા હમેશના ક્રમમાં શુદ્ધિ રાખશો ત્યારેજ
તમારૂં મન સ્થિર થશે અને યાદ રાખજો કે પવિત્રતા વગર સ્થિરતા
હોતી નથી.

## સાથે જમવાની અપવિત્ર રૂઢી.

તમારામાંના કેટલાકમાં એક રીવાજ એવો નજરે પડે છે કે જે જોતાંજ
પવિત્ર માણસને જુગુપ્સા થાય અને તે એ છે કે એક મોટો
થાળ વચમાં રાખીને તમે આઠ દશ જણાં ફરતા બેસી જાઓ છો અને
તમોને તેમાં એક બીજાની લાળ અને થુંક ચાટવામાં અતીશે આનંદ પડે
છે. એક બીજાના ચેપી રોગનો પણ તમે સાથેજ આહાર કરી લોછો અને
તેથી તમારી બુદ્ધિની પણ મલીનતા થાય છે. મદિરાપાન કરવાથી જેમ
બુદ્ધિની મલીનતા થાય છે તેમ બ્રાહ્મી ઓષધિ વિગેરે બાહ્ય ઉપચારોથી
બુદ્ધિની શુધ્ધિ અને વૃદ્ધિ પણ થાય છે. અને એજ પ્રમાણે ખોરાકની
મલીન અસર મનપર થયા વગર રહેતી નથી. માટે આહાર પાન એવા
શુદ્ધ હોવા જોઈએ કે જેથી તમારી બુદ્ધિ પણ શુદ્ધ થાય અને તમારા વિચારોમાં
પણ શુદ્ધતા આવે. ટુંકામાં આહાર પાણી એવા પ્રકારના કરવા જોઈએ
કે જેથી સત્વ ગુણની વૃધ્ધિજ થાય.

## પ્રાણ વાયુની શુદ્ધિ.

તીર્થંકરોના સમોવસરણમાં હિંસક અને પરસ્પર જાતિ વૈર ધરાવનારા પ્રાણીઓ પોતાનું વેર તજી દઈ શાંત ભાવને ધારણ કરતા હતા એમ આપણે વાંચીએ છીએ તેમાં પણ એવુંજ રહસ્ય રહેલું છે કે તે મહાત્માઓના શાંત રસમય પ્રાણ વાયુની પવિત્રતા સિવાય બીજું કશું કારણ નહોતું. તેઓના અતીશે પવિત્ર અને ઉચ્ચ સંસ્કારવાળા પ્રાણ વાયુથી આસપાસના વાતાવરણમાં એટલી બધી પવિત્રતા આવી જતી કે તે પ્રાણ વાયુની અસરવાળા વાતાવરણનો શ્વાસોશ્વાસમાં લેવાથી હિંસક અને જાતિ વૈર ધરાવનારા પ્રાણીઓને પણ નિર્મળ અસર થતી અને તેથી તેઓ પોતાની ક્રુરતા તજી દઈને શાંત ભાવને ભજનારા થતાં.

## સંયોગ અને સાધનની શુદ્ધિ.

નિરંતર હલકા અને નીચ પ્રકૃતિ વાળા લોકોના સંસર્ગમાં રહેવાથી તેની માઠી અસર હૃદય પર થયા વગર રહેતી નથી અને તેથી વિચારોમાં પણ મલીનતા આવે છે. પવિત્ર દેવાલયોમાં અને બીજે સ્થળે આરતી ધૂપ વિગેરે કરવામાં આવે છે તેનો હેતુ પણ એવોજ છે કે આસપાસના વાતાવરણના રજઃકણો પવિત્ર રહે તેમજ તીર્થ સ્થલોમા જવાનું કારણ એવુંજ છે કે ત્યાંની પવિત્ર ભૂમિથી આપણું મન પવિત્ર થાય.

## પ્રથક્ શય્યા.

હાલના લોકો બાયલા થઈ ગયા છે એમ લોકો કહે છે પણ તેમ થવાના કારણોનો બહુજ થોડા લોકો વિચાર કરે છે. વિચારવું જોઇએ કે સ્ત્રી પુરૂષની શય્યા એકજ હોય તો પછી બાયલાપણું આવે એમાં નવાઈ શી ? અગાઉના લોકો પતિ પત્નીની એક શય્યા રાખતાજ નહોતા ત્રિશલા માતાને ચૌદ સ્વપ્ન આવ્યા ત્યારે તેણી જાગૃત થઇને પોતાના પતિ જ્યાં સૂતા હતા ત્યાં ગયા આ ઉપરથી એમ સમજાય છે કે પુર્વના વખતમાં પૃથક પૃથક શય્યાઓ રાખવામાં આવતી અને તેથી પૂર્વના લોકો શારિરિક અને માનસિક વધારે બળવાળા હતા. હાલ તેમ નહિ હોવાથી લોકો નિઃસત્વ અને રોગી બને તેમાં નવાઇ શી ?

## વસ્ત્રની અશુદ્ધિ.

મલીન વસ્ત્રોની પણ મનપર મલીન અસર થયા વગર રહેતી નથી. જ્યારે વસ્ત્ર મલીન હોય છે ત્યારે બજારમાં કે મહોત્સવમાં જવાની ઇચ્છા પણ થતી નથી. અને જો સ્વચ્છ વસ્ત્ર પહેરેલા હોય તો કારણ ન હોય તો પણ બજારમાં ફરી આવવાની તમોને મરજી થાય છે. મલીન વસ્ત્ર પહેરેલા માણસને જોતાંજ તેના વિષે હલકો અભિપ્રાય પડે છે અને વસ્ત્રોની શુદ્ધતાથી તેથી ઉલટું બને છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે સૌએ પોતપોતાના કુળાચાર અને પોતાની આબરૂ પ્રમાણે વસ્ત્રાલંકાર પહેરવા જોઇએ. વળી પોતાના ધર્મને યોગ્ય તિલક કરવાની પણ જરૂર છે. આજ કાલ કેટલીક સ્ત્રીઓ અમુક શોક વિગેરે પ્રસંગોમાં અને કેટલીક તો સુધારાને માન આપવાના હેતુથી સધવા હોવા છતાં પણ તિલક કરતી નથી. અને તેથી અજાણ્યા માણસને અમુક સ્ત્રી સધવા છે કે વિધવા તે જાણવું મુશીબત થઇ પડે છે. જેમ કોઇ હથીઆર પાસે હોય તો તેની સામા થતાં માણસને ડર લાગે છે તેમ તિલક એ વગેરે ચિન્હો તમોને ઘણી વખત હથીઆર ભૂત થઇ તમારો બચાવ કરેછે. કેશરનું તિલક શકન તરીકે ગણાય છે. માટે આ ઉપરથી સમજવું કે બાહ્ય જડ પદાર્થો પણ ઘણી શકિતઓ આપે છે.

## શાંત રસની આવશ્યકતા.

તમોને જેમ શ્રૃંગાર, વીર, હાસ્ય વિગેરે રસોની જરૂર છે તેના કરતાં પણ શાંત રસનાં સૌથી વધારે અને પહેલી જરૂર છે. અને જ્યારે શાંતિની જરૂર છે. ત્યારે તમારા વસ્ત્રાલંકારો પણ એવાજ જોઇએ કે જેથી તમો શાંત મૂર્તિ તરીકે દેખાઇ આવો સામાયકાદિમાં પણ વસ્ત્રો સાદા રાખવામાં આવે છે તેનું કારણ પણ શાંત ભાવ બતાવવાનું છે આ પ્રમાણે જ્યાંસુધી તમો બાહ્યથી શુદ્ધ નહિ થાઓ ત્યાંસુધી તમારાથી અંતરંગથી શુદ્ધિ પ્રાપ્ત કરી શકાશે નહિ, માટે બાહ્ય શુદ્ધિની પ્રથમ જરૂર છે.

## પાંચ ઇંદ્રિયોની શુદ્ધિ.

દરેક ઇંદ્રિયના અમુક વિષય રૂચીકર અને અમુક વિષય અરૂચીકર હોય છે. અરૂચીકર વિષય કોઇને ગમતા નથી.

અપ્રિય અને કટુક વચનો સાંભળવા કોઇને ગમતા નથી કારણ કે તેવા શબ્દો સાંભળવાથી ક્રોધ અને માન થાય છે માટે કાનપર એવાજ શબ્દની અસર થવા દેવી જોઇએ કે જેથી આપણને શાંત ભાવ ઉત્પન્ન થાય. આ ઉપરથી કર્ણ શુધ્ધિ થવાને માટે વાક્ શુધ્ધિની પ્રથમ જરૂર છે.

## વાક્શુધ્ધિ

જો વાક્ શુધ્ધિ થઇ હશે તો કર્ણ શુધ્ધિ સ્વયમેવ પ્રાપ્ત થશે. વાક્ શુદ્ધિમાં તમે કેટલા બધા બે દરકાર છો તેને માટે એકજ ઉદાહરણ લઈએ. છોકરાને બાપ મારો સાળો? એ વિગેરે કહી લાડ લડાવેછે હવે વિચારવાનું એ છે કે આ શબ્દો સાંભળતાં બાળકના કુમળા મગજપર તેની કેવી નઠારી છાપ પડેછે? અને તેથી તે છોકરાં ભવિષ્યમા કેવા નઠારા અને હલકા શબ્દો બોલતા શીખે છે તે વિચારશો. અને તેના માઠા પરીણામનો ખ્યાલ કરશો. વળી વિવાહાદિકમાં ફટાણા ગાવાની જે નઠારી રૂઢી ચાલે છે તે ખરેખર સંતતીને, સાંભળનારને તેમજ ગાનારને ખરાબ રસ્તે દોરનાર છે અને મન પર તેની ઘણી માઠી અસર થાય છે. આ બાબત તમે સારી રીતે જાણો છો અને અનુભવો છો માટે તેવા ગીતોનો જડ મુલથી નાશ થવો જોઇએ.

## શબ્દોની મારામારી.

શબ્દોમાં ઘણી શકિત રહેલીછે, શાંત માણસને પણ ગાળ સાંભળવાથી તેનું લોહી તપ્યા વગર રહેતું નથી માટે સારા શબ્દો બોલવાની ટેવ પાડવી જોઇએ, જુઓ કે રોહીણીઆ ચોરને શ્રી વીર ભગવાનના શબ્દો સાંભળવાની ઇચ્છા નહોતી છતાં પગમાંથી કાંટો કાઢતી વખતે જે શબ્દો કાનમાં પડયા તેથી તેને કેટલો લાભ થયો હતો? મંત્રના શબ્દ બળથી સર્પ, વીંછી વિગેરે ઝેરી જનાવરોનું ઝેર પણ ઉતરી જાય છે. જો કે તે શબ્દોનો અર્થ જાણવામાં હોતો નથી, અને ઝેર ચડેલા માણસને કાને પણ એ શબ્દો પડતા નથી તે છતાં તે શબ્દોની માત્ર શકિતથીજ તે ઝેર ઉતરી જાય છે આ ઉપરથી શબ્દમાં કેટલી બધી સત્તા છે તે સહજ સમજી શકાય તેવું છે. આવીજ રીતે જો આપણે સૂત્ર સિધ્ધાંતના શબ્દો સાંભળીએ અને તેનું પઠન કરીએ તો તેની ઘણી સારી અસર થાય છે.

## નેત્રના વિષયની શુદ્ધિ.

આંખથી સારૂં એ જોવાય છે અને નઠારૂં એ જોવાય છે પણ તે જોવા જોવામાં ફેર છે. જો આપણી બુદ્ધિ સારી હોય તો અપવિત્ર પદાર્થમાં પણ પવિત્રતા આપણે જોઇ શકીએ છીએ. કૃષ્ણ વાસુદેવની પેઠે જેની દ્રષ્ટી ગુણ જોવામાંજ પ્રવર્તે છે તે ગુણનેજ જોઇ શકે છે. જેઓને અપવિત્ર પદાર્થમાં પણ પવિત્રતા જોવાની ઉચ્ચ શકિત ન હોય તેઓએ જેનાથી અપવિત્ર અને માઠી અસર થાય એવી વસ્તુ જોવીજ જોઇએ નહિ પણ માત્ર પવિત્ર પદાર્થનેજ જોવાની ટેવ વધારે રાખવી જોઇએ. પવિત્ર પદાથ જોતાં દૃષ્ટિ અને બુધ્ધિ પવિત્ર થાય છે અને પછી ગમે તે પદાર્થપર દૃષ્ટિ જતાં તેના ગુણોજ તેના લક્ષમાં આવશે. આવાજ કારણસર જીનેશ્વર મહારાજની પ્રતિમા શાંત મુદ્રાયુકત સ્થાપવામાં આવી છે માટે નિરંતર જીનેશ્વરના દર્શન કરવાને ચુકવું નહિ. અને દર્શન જો દર્શનરૂપ થાય તો શાંતભાવ પ્રગટ થયા વિના રહેજ નહિ માટે જેથી આપણા ભાવ ઉચ્ચ થાય તેવા પદાર્થો અને તેવી વ્યક્તિઓ જોવાનો ખ્યાલ રાખવો જોઇએ સ્વાભાવિક રીતે જો શુભ પદાર્થ જોવાની આપણને લાગણી થાય અને ટેવ પડેતો તેથી આપણા મન પર અવશ્ય સારી અસર થાય અને આપણું મન પવિત્ર થયા વિના રહેજ નહિ.

## ઘ્રાણેંદ્રિના વિષયની શુદ્ધિ.

દુર્ગંધિ કોઇને ગમતી નથી અને સુગંધ તો સર્વ કોઇને ગમે છે, આ ઉપરથીજ સિદ્ધ થાય છે કે સૌને શુદ્ધિ ગમે છે અશુદ્ધિ કોઇને પ્રિય ન થી, તો પછી અશુદ્ધિ ટાળવાને શા માટે પ્રયત્ન ન કરવો?

## સ્પર્શેંદ્રિના વિષયની અને શરીરની શુદ્ધિ

શરીરને બાહ્ય મલીન પદાર્થનો સ્પર્શ થવાથી શરીરની અશુધ્ધિ થાય છે અને તે અશુધ્ધિ ટાળવાને માટે તમારે સ્નાનાદિક કરવાની જરૂર છે અને જો સ્નાનાદિક કરવામાં ન આવે તો શરિરની અશુધ્ધતા રહી જાય છે અને તે અશુધ્ધિથી મન પણ અશુધ્ધ રહે છે અને મનની અશુધ્ધિ થવાથી તમારાથી સદા પાપો થાય છે. શરીરના નવે દ્વારમાંથી હમેશા અપવિત્ર પદાર્થો નિકળ્યાજ કરે છે. તે મલીનતા જો સ્નાન ન કરવામાં આવે તો શરીર સાથે સ્પર્શીને રહે છે અને તેની અસર મન

પર થવાથી વિચારોની પણ મલીનતા થાય છે. તેમજ જ્ઞાનાદિકની આશા તના પણ થાય છે આથી તમારે શરીર શુધ્ધિની જરૂર છે એમ સિધ્ધ થાય છે. આનંદની ખાતર નહિ પણ માત્ર શરીરની શુધ્ધિને માટેજ યોગ્ય સ્નાન વિધિની જરૂર છે. અને તેવી રીતે પવિત્ર થવાની આજ્ઞા ગૃહસ્થોને માટે મહાન્ આચાર્યો આપી ગયા છે. કેટલાકએક પ્રમાદિ અને અજ્ઞાન લોકો પોતે સ્નાન કરતાં નથી અને ન્હાવાથી પાપ થાય એમ તેમાં ધર્મનું કારણ બતાવે છે પણ આવા લોકોને અને તેના ધર્મને કેટલાક લોકો મલીન, ગંદા અને મ્લેચ્છ એવા ઉપનામથી બોલાવે છે. ધાર્મિક કાર્યોને માટે તો સ્નાન કરીને મલીનતા દુર કરવાની જરૂર છે અને લોકાપવાદ માટે વ્યવહારથી પણ શુદ્ધ કરવાની જરૂર છે. શરીર શુદ્ધિથી મનની પવિત્રતા થાય છે અને મનની પવિત્રતાથીજ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે. માટે બાહ્ય શુદ્ધિ રાખવી જોઇએ એટલુંજ નહિ પણ જે પદાર્થોથી મન મલીન થાય તેવા પદાર્થોનો સ્પર્શ પણ કરવો નહિ.

## માનસિક શુદ્ધિ.

આ પ્રમાણે પાંચે ઇંદ્રિયોની અને શરીરની શુદ્ધિ કરવાનું તમે સમજી શકયા હશો. હવે શારિરિક શુધ્ધિ થવાથી માનસીક શુદ્ધિ થાય છે અને મન શુદ્ધ થવા પછી બીજા બધા આચાર વિચારો શુદ્ધ થાય છે અને ત્યારે **मनः एव मनुष्याणां कारणं बंध मोक्षयोः** એ શબ્દો તમોને લાગુ પડી શકશે, કારણકે મન શુદ્ધિ થવાથી કર્મ બંધનના કારણો દુર થશે. અને ઉચ્ચ દશા પ્રાપ્ત થઇને મોક્ષના સાધનો તમોને મળશે એટલે નિચેના વિચારો તમોને ઉદ્દભવશે.

## મન શુદ્ધિથી થતા શુદ્ધ વિચારો.

બાહ્ય સુખના સાધનો સઘળા અપવિત્ર છે. તેમાં સુખ મનાયું છે તેનું કારણ માત્ર એટલુંજ છે કે સુખ તે મનની સ્થિરતા છે. અમુક પદાર્થ મેળવવા માટે ચિત્ત અસ્થિર રહે છે અને તે પદાર્થ મળે છે એટલે તે સંબંધની અસ્થિરતા દુર થાય છે અને મનને સ્થીરતાનો અનુભવ મળે છે તે સ્થિરતાને અનુસરીનેજ સુખ મનાય છે. મનની અપવિત્રતાથી બાહ્ય વસ્તુનું સુખ પ્રાપ્ત થતું નથી. ફકત અમુક ઇચ્છાની શાંતિરૂપ ચિત્તની સ્થિરતાને સુખરૂપ ગણવામાં આવે છે. આવી

રીતનો વિચાર કરીનેજ બાહ્ય સુખના સાધનોને અપવિત્ર જાણી ચક્રવર્તી જેવાઓએ પણ સહેજવારમાં તેનો ત્યાગ કરેલો છે. આત્મિક સુખનો અનુભવ લેતાં તેઓ સમજી શકયા કે પૌદગલીક સુખના સાધનો આત્માને બંધન કર્તા છે માટે ત્યાગવા યોગ્ય છે. આજ વિચારથી ચક્રવર્તીની ઋદ્ધિ સિદ્ધિ સઘળી નિર્માલ્ય અને ત્યાજ્ય તેઓએ ગણેલી હતી.

### પવિત્ર મહાત્માઓને બાહ્ય શુદ્ધિની અપેક્ષા નથી.

જ્યારે વૈરાગ્ય અને બ્રહ્મચર્ય સેવતાં બાહ્ય શરીરની દરકાર રહેતી નથી ત્યારેજ આત્મધ્યાનમાં લીન થવાય છે. અને આત્મધ્યાનમાં લીન થવા માટે અંતરંગ શુદ્ધિની જરૂર છે. અંતરંગ શુદ્ધિ પ્રાપ્ત થવા પહેલા શરીર તરફનો અહંભાવ દુર થવો જોઇએ, અને જ્યાં સુધી શરીર તરફ અહંભાવ રહે છે ત્યાં સુધી બાહ્ય શુદ્ધિની જરૂર છે.

### બાહ્ય શુદ્ધિ ટાળવાની દીર્ઘ દ્રષ્ટી

બાહ્ય શુદ્ધિ ટાળવાને માટે ફક્ત પોતાના શરીર, કપડા વિગેરે શુદ્ધ રાખવા એટલાથી સરતું નથી, તેમજ અશુદ્ધ લોકોથી દુર રહેવાથી બાહ્ય શુદ્ધિની પૂર્ણતા થતી નથી પરંતુ જ્યાં અશુદ્ધ મનવાળા પ્રા ના પ્રાણ વાયુથી વાતાવરણ મલીન થયું હોય તે સ્થળ પણ પવિત્ર વગર તેનાપર ચાલવું નહિ. પંડિત શ્રી વીરવિજયજી મહારાજ પુ કહી ગયા છે કેઃ—

જૂઠા નર પગ ભૂમી શોધન જળ છંટકાવ કર્યોરે—મોહન.

એટલે અપવિત્ર એવી ભંગીની સ્ત્રી કહે છે કે જ્યાં અસત્ય ભાષણ કરનારના પગલાં પડયાં ત્યાંની ભૂમિ સાફ કરવાને માટે હું જળનો છંટકાવ કરૂં છું. આ ઉપરથી સમજવું જોઇએ કે અસત્ય ભાષણ કરવાથી કેટલી મલીનતા થાય છે?

### અંતરંગ શુદ્ધિ.

આ પ્રમાણે જ્યારે બાહ્ય પદાર્થથી શરીરાદિ બાહ્ય શુદ્ધિ થાય છે ત્યારે યમ નિયમ, વૈરાગ્ય અને બ્રહ્મચર્ય રૂપી જળવતી અંતરંગ શુદ્ધિ

થાય છે. અંતરંગ શુધ્ધિ મોક્ષનું કારણ છે. સુખી પ્રાણીપર મૈત્રીભાવ, દુખી પ્રાણી ઉપર કરૂણા, ગુણવાનને જોઇને પ્રમોદ અને પાપી તરફ ઉપેક્ષા એમ ચારે પ્રકારની અંતરંગ ભાવના વડે અંતરંગ શુધ્ધિ કરવાની જરૂર છે. રાગ દ્વેષ દુર કરી અંતરાત્માને પવિત્ર કરવો જોઇએ. અષ્ટકર્મનો અભાવ થવાથી સંપુર્ણ અંતરંગ શુધ્ધિ થએલી કહેવાય એવી અંતરંગ શુધ્ધિ કરવાને માટે દરેક ધર્મમાં જુદા જુદા ઉપાયો બતાવેલા છે અને તે ઉપાયોદ્વારા જ્યારે બાહ્ય શુધ્ધિ થવા પછી અંતરંગ શુધ્ધિ થાય છે ત્યારે મોક્ષપદ પ્રાપ્ત થાય છે

### ઉપસંહાર.

શુધ્ધિનો વિષય ઘણો વિસ્તારવાળો છે, તેના પર જેટલું બોલાય તેટલું થોડું છે તથાપી જે બાહ્ય શુધ્ધિનિ પ્રથમ આવશ્યકતા છે તેના સંબંધમાં યથા શકિત યથા સમય અનુસાર ટુંકમાં કહી આજનો આ શુદ્ધિનો વિષય આટલેથીજ પુર્ણ કરૂંછું.

(અસ્તુ)

—:o:—

## વ્યાખ્યાન ૨ જું

# સમ્યકત્વ.

તા૦ ૪ થી મે ૧૯૦૭ રવીવાર.

મંગલાચરણ.

अज्ञान तिमिरांधानां ज्ञानांजन शलाकया
नेत्र मुन्मिलितं येन तस्मै श्रीगुरवे नमः

### સમ્યકત્વની વ્યાખ્યા.

યથાર્થ વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણવું તેને સમ્યકત્વ કહે છે જ્યાં સુધી યથાર્થ વસ્તુનું યથાર્થ સ્વરૂપ જણાયું નથી ત્યાં સુધી પ્રાયે મૃષાવાદ જ જણાય છે કારણ કે જે પદાર્થના સ્વરૂપની ઓળખાણ થઇ નથી તે પદાર્થ

વિષે તમારે વધારે જ્ઞાન કયાંથીજ હોઇ શકે. અને પદાર્થના સ્વરૂપના
જ્ઞાનના અભાવે તમે તેના સંબંધી યથાર્થ રીતે કેવી રીતે બોલી શકો?
સાટે ખરૂં જોતાં જ્યાં સુધી સમ્યકત્વ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી કોઇ પણ
શબ્દનો ઉચ્ચાર કરવાને આપણે લાયક કહી શકાઇએ નહિ.

### સમ્યકત્વગુણની આવશ્યકતા.

સાંસારિક કે ધાર્મિક ગમે તે શુદ્ધ વ્યવહારમાં સમ્યકત્વની જરૂરી-
આત છે કારણ કે સમ્યકત્વથીજ તમોને સત્ય માર્ગ દેખાશે ઉદાહરણ
તરીકે **अहिंसा परमो धर्मः** એમ આપણે બોલીએ છીએ પરંતુ અહિંસા
તે શું, કોની હિંસા ન કરવી, જીવ અજીવનું સ્વરૂપ એ વિગેરે સમજયા
વગર જો આપણે બોલ્યા કરીએ તો તેનો અર્થ 'જુદોજ' સમજી જવાય
છે માટે જીવનું સ્વરૂપ જાણ્યા પછી સમ્યકત્વનો ઉત્તમ ગુણ પ્રાપ્ત થાય
છે કારણ કે મુખ્યતત્ત્વ અને મુખ્ય પદાર્થ તે જીવ છે. ઘણાઓ બોલે છે
કે શ્રદ્ધા વગર ધર્મક્રિયા કરવાને આપણે લાયક ગણાઇએ નહિ પણ
શુદ્ધ સ્વરૂપ જાણ્યા વગર એટલે સમકિત પ્રગટ થયા વગર શુદ્ધ શ્રદ્ધા
થતી નથી.

### સંવળાનું મૂળ સમ્યકત્વ છે.

જેમ કોઇ દાદરના દશ પગથીઆ, કોઇના વીસ અને કોઇના ઓછા
વધારે પગથીઆ હોય છે તેમ આપણામાં ચૌદ પગથીઆ એટલે ચૌદ
ગુણસ્થાનકની શ્રેણી બતાવી છે, આત્માના ગુણની ઉચ્ચતાનો જ્ઞાની પુરૂષો-
એ ક્રમ બાંધેલો છે અને એ ક્રમને ગુણસ્થાનક કહેવાય છે. હવે આ
ગુણસ્થાનકના ક્રમથી આપણે કયા ગુણસ્થાનકે ચડયા છીએ તે સમ-
જવાને પણ સમ્યકત્વની જરૂર છે. સમ્યકત્વ વગર પોતાની સ્થિતિનો
ખ્યાલ આવીજ શકે નહિ જેમ આંક વગરના મીંડાની કાંઈ પણ
કિંમત નથી તેમ સમ્યકત્વ વગરની સઘળી ક્રિયા જાણવી. જ્ઞાન વગરની
ક્રિયા જેમ વિશેષ ફળ આપનારી નથી તેમ શ્રધ્ધા એટલે સમકિત વગર
ની દરેક ક્રિયા માત્ર બાહ્ય આડંબર રૂપ રહે છે.

સમ્યકત્વ ગુણ પ્રાપ્ત કરવાને આઠ કર્મનું જ્ઞાન પણ હોવું જોઇએ
કોઈ કર્મ શાતા કે સુખ આપનારૂં હોય છે તો કોઇ કર્મ દુઃખ કે દિલ-
ગીરી ઉપજાવનારૂં હોય છે, કોઇ કર્મની સ્થિતિ ત્રીસ કોડાકોડી સાગ-

રોપમની, કોઇની વીસ કોડાકોડી અને કોઇની સીંતેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ હોય છે. જ્યાંસુધી સમ્યકત્વ પ્રગટ થયું નથી ત્યાંસુધી આવી સ્થીતિ રહે છે અને સમકીત પછી એક એક કોડાકોડી સાગરોપમની અને કાંઇ ન્યુન આયુષ્ય સિવાય દરેક કર્મની સ્થીતિ રહે છે સમકીત પહેલાં આપણી સ્થિતિ એવા પ્રકારની હોય છે કે આપણે થોડા કર્મની નિર્જરા કરીએ છીએ અને વધારે કર્મનો આશ્રવ કરીએ છીએ એટલે જેમ એક કોઠીમાં ત્રણ મણ અનાજ રોજ નાખતા જઇએ અને એક મણ કાઢતા જઇએ તો તે કોઠી ખાલી થવાને બદલે ભરાઇ જાય તેમ આપણા આત્માની સાથે લાગી રહેલા કર્મની વર્ગણાઓમાંથી થોડા કર્મ ખપે છે અને વધારે બંધાય છે અને તેથી આત્મા અધોગતિને પ્રાપ્ત થતો જાય છે પણ જો સમ્યકત્વ હોય તો વિશેષ કર્મની નિર્જરા થાય અને અલ્પ કર્મનો બંધ થાય અને એમ થવાથી આત્મા કર્મથી મુકત થઇ નિર્મળ થતો જાય જેથી ઉત્તરોત્તર કેવળ મોક્ષને પ્રાપ્ત કરે. સમ્યકત્વથી આત્મા પોતાનું વીર્ય યથાર્થ માર્ગમાં ફોરવી શકે છે અને સમ્યકત્વના અભાવે તેમ બનતું નથી. સમકીત પામ્યા પહેલાંની સ્થીતિ કેમ બને છે અને સમકીત કેમ પમાય છે તે જેમ પાણીમાં રહેલો પથ્થર સંયોગ પામીને અનાદિકાળે ગોળ થાય તેમ કોઇ અકામ નિર્જરાથી માત્ર આત્મા કર્મથી હલકો થઇ શકે છે અને પછી સમ્યકત્વની પ્રાપ્તિ થાય તો ત્યારથી જીવને અર્ધ પુદગલ પરાવર્તન કાળની સ્થિતિ મુકત થવાને બાકી રહે છે. સમ્યકત્વનો આ કાંઇ જેવો તેવો મહિમા કહી શકાય નહિ; અનાદિકાળ થયાં નરક નિગોદના અનંતા દુઃખ ભોગવતાં જે પ્રાણીનો અંત આવતો નથી તે પ્રાણીને સમ્યકત્વની પ્રાપ્તિ પછીતો મોક્ષની ટુંકા કાળની મર્યાદા બંધાય છે આવા સમ્યકત્વ પ્રાપ્ત કરવાને કયો ભવ્ય જીવ પ્રયત્નશીલ ન થાય? અનાદિની સજડ બેડી જેનાથી ત્રુટતી હોય તે તોડવાને સમ્યકત્વરૂપ હથીઆર કયો મૂર્ખ ન ગ્રહણ કરે?

## ચાર કષાય.

સમ્યકત્વને મૂળ રોધ કરનારા કષાયાદિ છે તેનું સ્વરૂપ સમજવાની જરૂર છે, જો કે વિષય કષાય ત્યાગવા યોગ્ય છે તો પણ તેનું સ્વરૂપ જયાં સુધી જાણ્યું નથી ત્યાં સુધી તેનો સંપુર્ણ રીતે ત્યાગ થઇ શકતો

નથી. માટે વિષય કષાયનું સૂક્ષ્મ સ્વરૂપ પણ સમજવું જોઇએ કારણ કે દરેક પદાર્થો જ્ઞેય થઇ શકે છે પછી તેમાંથી અમુક હેય અને અમુક ઉપાદેય પણ હોય છે.

તીર્થંકર ભગવાને ચાર કષાય કહ્યા છે. કષાય એટલે જેનાથી સંસારની વૃદ્ધિ થાય તે. તેના નામ ક્રોધ, માન માયા અને લોભ એવા પ્રકારના છે અને તે દરેકના અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની, અને સંજ્વલન એમ ચાર ચાર ભેદ પાડેલા છે. તેના દરેકના લક્ષણ સ્થિતિ વિગેરેનું ઘણું સૂક્ષ્મ સ્વરૂપ જૈનશાસ્ત્રોમાં આપેલું છે.

અનંતાનુબંધી—અનંતાનુબંધી ચારે કષાય કોને કહેવા તે સમજવાને સામાન્ય રીતે એવો માર્ગ છે કે જે નિમિત્તથી પ્રાણીને ક્રોધ, માન માયા કે લોભ થયો હોય તે નિમિત્ત જ્યારે જ્યારે નજરે પડે ત્યારે ત્યારે તે કષાય તિવ્ર પણે ઉદયમાં આવે અને વરસોના વરસોસુધી શાંત ન થાય તો સમજવું કે આ અનંતાનુબંધિ કષાય છે. અનંતાનુબંધી કષાયવાલો જીવ નર્ક ગતીમાં જવા વાળો હોય છે અને એ નક્કી સમજવું કે જેને અનંતાનુબંધી કષાય વર્તતો હોય તેનાથી સમ્યક્ત્વ હજાર કોષ દૂર રહે છે. આ કષાયવાળો જીવ આખી જીંદગીમાં કોઇ જીવની સાથે ક્ષમાપન વિગેરે કરી શકતો નથી.

અપ્રત્યાખ્યાની—અપ્રત્યાખ્યાની ચારે કષાયની સ્થિતિ એક વરસની હોય છે. ધીમે ધીમે શાંત થઇને તે કષાયવાલો જીવ વરસ લગભગમાં પોતાના કષાયને ઉપશમાવે છે અને જે જીવ સાથે વૈર ભાવ વિગેરે થયો હોય તેને ખમાવે છે અને પછી પોતાના કર્મનો તેને પશ્ચાતાપ થાય છે. અપ્રત્યાખ્યાની કષાય વાળા જીવને સમ્યક્ત્વની ફરસના થાય પણ કોઇ જાતના વૃત્ત લઇ શકે નહિ.

પ્રત્યાખ્યાની—પ્રત્યાખ્યાની કષાય કાંઇક મર્યાદામાં રહે તેવો હોય છે અને તેથી તેની સ્થિતિ ચાર માસની કહેલી છે. એટલે તેવા જીવોને કેટલા ચાર માસ સુધી કષાયનું નિમિત્ત જોઇને કષાયનો ઉદય થાય પણ પછી તે શાંત થઇ જવા જોઇએ. આ કષાયવાલો જીવ દેશથી વ્રત લેઇ શકેછે.

સંજ્વલન—કષાયનો ચોથો પ્રકાર સંજ્વલન કષાય છે. તે કષાય વધારેમાં વધારે પંદર દિવસ સુધી રહેછે. અનંતાનુબંધી કષાયવાલાને માટે

કાંઈ કહેવાનું નથી પણ અપ્રત્યાખ્યાની કષાયવાલાને માટે, પ્રત્યાખ્યાની કષાયવાલાને માટે અને સંજવલન કષાયવાલાને માટે પ્રતિક્રમણની મર્યાદા બરાબર ઘટે છે સંવત્સરી એક વરસમાં, ચોમાસી ચાર માસમાં, પાખી પંદર દિવસમાં એ રીતે કષાય મુક્ત થવું જોઇએ એમ પ્રતિક્રમણનો કાલ સુચવે છે અને કોઇ ઉંચો જીવ હોય તો તે રોજેરોજ દેવસી કે રાઈ પ્રતિક્રમણમાંજ પોતાના કષાયને ઉપશમાવી દેછે.

## કષાયની શાંતિ

આવીરીતે ચારે પ્રકારના કષાયની શાંતિને માટે પ્રતિક્રમણની યોજના છે પરંતુ પ્રતિક્રમણનો હેતુ નહિ સમજવાથી આપણે પ્રતિક્રમણ કરીને પણ વેર ભાવનો ત્યાગ કરતા નથી. આ કેટલી બધી અજ્ઞાનતા કહેવાય ? જ્યાં સુધી આપણા અંતરમાંથી વૈર ભાવ અને કષાય ઓછા થયા નથી ત્યાં સુધી શાંતિ કે સુખ પ્રાપ્ત થવાનું નથી અને વસ્તુનું યથાર્થ સ્વરૂપ પણ તેથી સમજી શકાય તેમ નથી. खामेमि सव्वे जीवे એમ કહી આપણે સઘળા જીવને ખમાવીએ છીએ છતાં પખ્ખી આદિ પ્રતિક્રમણમાં સકળ સંઘને મિચ્છામિદુક્કડં દેવાનું કારણ એવુંજ છે કે આપણે ફરીફરી ઉપયોગ દઇને કષાય ઓછા કરવા જોઇએ. એમ કહ્યું છે કે

**जो उपसमइ तस्स अत्थि आराहणा**
**जो न उपसमइ तस्स नत्थि आराहणा**

**ભાવાર્થ**—જે કષાયને ઉપશમાવે છે તે આરાધક ભાવને પામે છે અને જે કષાયને નથી ઉપશમાવી શકતો તે આરાધક ભાવને પામતો નથી.

આ ઉપરથી દરેક જીવે ઉદયે આવેલાં કષાયને ઉપશમાવવા જોઇએ કારણ કે કષાયને ઉપશમાવ્યા પછી સમકિતની શુદ્ધતા થાય છે. આપણી સાથે કોઇને વૈર હોય અને તે માણસ આપણને ન ખમાવે તોપણ આપણે તેને ખમાવીને આપણા આત્માને કષાયથી મુક્ત કરવો જોઇએ.

### એક ખેડુતનું ઉદાહરણ.

મહાવીર સ્વામિના જીવે ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવને વિષે એક સિંહને માર્યો હતો મહાવીર સ્વામીના ભવમાં તે સિંહનો જીવ એક ખેડુ થયો.

હવે મહાવીરે તો દરેક જીવને ખમાવ્યા હતા પણ તે જીવને એક તરફથી વેર રહી ગયો હતો. હવે જ્યારે વીરપ્રભુ તીર્થંકર પણે વિચરતા હતા ત્યારે તે ખેડુતનો જીવે ગૌતમસ્વામિ પાસે પ્રતિબોધ પામીને તુરતજ દિક્ષા લીધી. ગૌતમ સ્વામિની તે અતિશે ભકિત અને પ્રશંસા કરવા લાગ્યો ગૌતમસ્વામી પછી તેને શ્રીવીરપ્રભુ પાસે લાવ્યા. પ્રભુ પાસે જતી વખ તો તેના અંતઃકરણમાં ઉલ્લાસ ઘણો હતો પણ જેવો તે સમોવસરણમાં પહોંચ્યો અને વીર ભગવાનને દુરથી જોયા કે તેને પૂર્વભવનું વૈર ઉદયમાં આવ્યું તેથી વીર પ્રભુ પર અતીશે ક્રોધ કરી ઓઘા મુહુ પત્તિનો ઘા કરીને તે નાશી ગયો. આ ઉપરથી ગૌતમ સ્વામિએ પુછયું કે હે પ્રભુ? માર માર કરતો જીવ પણ આપની પાસે આવતાં શાંત થઈ જાય છે તો આ ખેડુતના સંબંધમાં આમ થવાનું કારણ શું? વીર પ્રભુએ ઉત્તર આપ્યો કે હે ગૌતમ! એ ખેડુતને મારી સાથે પૂર્વ ભવનું વેર હતું તે વેર તેણે હજુ ખમાવ્યું નથીતેથી તેને મારા પ્રત્યે કષાયનો ઉદય વર્તે છે અને બિચારો કર્મથી બંધાય છે.

આ ઉપરથી સમજવાનું એછે કે કોઇ જીવ વૈરભાવ ન મુકે તોપણ આપણે તો વૈરભાવને ખમાવી મુકત થવું જોઇએ અને જેમ બળી ગએલા બીજમાંથી ફળ ન થાય તેમ કષાયને એવી રીતે દુર કરી દેવા કે તેમાંથી ફરીતેવા નિમિત્ત મળે તોપણ કષાય ઉત્પન્ન ન થાય.

ગમે તેટલું દ્રવ્ય ખરચવામાં આવે અને ગમે તેટલા તપ જપાનુષ્ઠાનાદિ કરવામાં આવે તોપણ જો કોઇ જીવની સાથે વૈર ભાવનો ઉપશમ ન કર્યો હોય તો તે સર્વ યથાર્થ ફલને નથી આપતા. હજાર વરસના તપ કરવાવાળા તપસ્વી કષાયના ઉદયથી છેક અધોગતીમાં જઈ પડેછે એટલુંજ નહિ પણ ગુણ સ્થાનકની શ્રેણીએ ચડેલો જીવ કષાયના ઉદયથી છેક મિથ્યાત્વ સુધી ઉતરી જાય છે માટે ઉપયોગ પુર્વક કષાય ઓછા કરવાનો અભ્યાસ કરવાની પ્રથમ જરૂર છે.

જીવમાં સમ્યક્ત્વ છે કે નહિ તે જાણવા માટે શા શા લક્ષણો છે એમ જો કોઇ પુછે તો અનુમાનથી તેનાં પાંચ લક્ષણો જોઇ શકાય અને તે પાંચ લક્ષણો જેમાં હોય તે પ્રાણીને સમ્યક્ત્વ છે એમ અનુમાનથી સમજી શકાયછે.

## શમ્યકત્વના પાંચ લક્ષણો.

શમ—साम्यंति सकल दोषाः येन सः જેનાથી સંસારની વૃદ્ધિ થાય એવા સમસ્ત દોષ શાંતભાવને પામે તે શમ કહેવાય છે. આપણી દરેક સ્થૂલ અને સૂક્ષ્મ ક્રિયામાં શમભાવની છાયા હોવી જોઇએ. મનની સ્થિતિ એવી શાંત રાખવી જોઇએ કે આપણું કોઇ માન અપમાન કરે તો પણ આપણા મનપર અસર થવી જોઇએ નહિ. વચનમાં પણ એવો શમભાવ જોઇએ કે આપણા મુખથી કટુક અને અપ્રિય વચન બોલાવુંજ જોઈએ નહિ. અને કાયાથી પણ કોઈ આપણને તાડના કરે ત્યારે ક્રોધ નહિ થતાં સમભાવ રહેવો જોઇએ. જેવી રીતે એક માણસ શોકાતુર હોય તો તેની મુખમુદ્રા આપણે દીન થએલી જોઇ શકીએ છીએ તેમ દરેક ક્રિયામાં માણસની મુખમુદ્રાપર શમભાવ પ્રગટ જણાઇ આવવો જોઇએ.

સવેંગ—સમકિતનું બીજું લક્ષણ સંવેગ છે. સંવેગ એટલે જેથી આત્માના ગુણોની વૃધ્ધિ થાય તે જેના આત્મિક ગુણો દરેક ક્ષણે વિકાસ ને પામતા હોય તે સંવેગ વાળો જાણવો. સામાયક પ્ર-તિક્રમણ કે વ્યાખ્યાન શ્રવણ કરતાં કરતાં તમે વૃદ્ધ થયાં તોપણ તમારા અને બાળકના આત્માના ગુણોમાં ભાગ્યેજ ફેરથએલો તમને જણાશે અને જો કાંઇ ફેર થએલો એટલે આત્મિક ગુણોની વૃદ્ધિ થઈહોય એમ દેખાય તો તમારા માં સંવેગ છે એમ કહી શકાય, જુઓ ખાવા પીવા આદિની જે ક્રિયાઓ બાળક કરેછે તેજ પ્રમાણે વૃદ્ધ કરેછે પણ તમારે વિચારવું જોઈએ કે શું આખી જીંદગી સુધી પુદ્ગલની ચેષ્ટામાંજ મચ્યા રહેવાનું છે? પૈસો પેદા કરી આબરૂદાર ગણાયા એટલે શું તમારી જીંદગીની સાર્થકતા થઇ ગઇ કે? મોટાઇ મેળવવામાંજ શું મનુષ્ય ભવનું કર્તવ્ય પુરૂં થાય છે કે ? તમારે તમારા ોતાના આત્માની સ્થિતિનો વિચાર કરવાની જરૂરીઆત નથી કે! તમે જેમ જેમ મોટા થતા જાઓ તેમ તેમ વિષયોને જીતીને આ-ત્મિક ગુણોને તમારે વિકસ્વર કરવા જોઇએ, જો તમોને ક્ષણે ક્ષણે સં વેગ થતો હોય તો પચીસ પચાસ વરસ થયા પછી તમારી પાસે કેટલો સંવેગ એકઠો થવો જોઇએ તે તમેજ વિચારશો. જો રોજ અભ્યાસ હોય તો પચાસ વરસે તમારા જ્ઞાનમાં કેટલો બધો વધારો થાય? પણ તેમ થતું નથી. તમે તેવા ગુણોના જીજ્ઞાસુ થયા નથી અને ઘાંચીનો બળદ ગમે તેટલું ફરે તો પણ જેમ ઘેરનો ઘેરજ રહે છે તેમ તમારી બધી

ક્રિયાઓ તમારી રૂચીના અભાવે તમોને અસર કરતી નથી અને ઉત્તમ ભવમાંથી સંવેગ જેવો ગુણ તમારાથી પ્રાપ્ત કરી શકાતો નથી, પણ જો તમે તમારા આત્માના ગુણોની વુદ્ધિ કરવાના ખપીહો અને નિરંતર એજ રટણ કરતા હોતો થોડાજ વખતમાં તમારો સંવેગ ગુણ વુદ્ધિ ને પામે અને તમે શુદ્ધ સમકીતિ થાઓ. આ ઉપરથી સમજાશે કે સંવેગની જરૂર છે અને સમ્યકત્વમાં તે મુખ્ય જોઈએ.

નિર્વેદ—**नास्ति वेदना यस्मिन्स निर्वेद** જેથી સુખ દુઃખ નું વેદવાપણું નથી તે નિર્વેદ. જુઓ કે જેટલા પૌદ્‌ગલીક સુખોછે તે બધા માગી લાવેલા આભુષણુ જેવા છે. તેની સાથે આપણે અમુક થોડાજ વખતનો સંબંધ છે. આમ જાણવા છતાં એક પદાર્થના વિયોગથી આપણને દુઃખ થાય છે અને ઇષ્ટ પદાર્થના સંયોગથી આપણે સુખી થઈએ છીએ પરંતુ ખરૂં જોઇએ તો આ જગતમાં આપણા આત્માને કોઇ પણ પદાર્થ સાથે સ્થાયિ સંબંધ નથી, જેને તમે મારૂં મારૂં કહોછો તે વાસ્તવિક રીતે તમારૂં નથી, છતાં તેમાં સુખ દુઃખ માનવું તે ભુલ ભરેલું છે. આત્માને સુખ કે દુઃખ કાંઇ થતું જ નથી એમ જો સમજવામાં આવે તો નિર્વેદ ગુણ પ્રગટ થાય અને તેમ થવાથી આત્માના મૂળ ગુણ કેમ વિકસ્વરને ન પામે? એ તો નક્કી છે કે જેઓને સુખ દુઃખની કાંઇ પણ અસર થતી નથી તેઓને સમ્યક્ ગુણો પ્રગટ થયા વગર રહેતા નથી. ગજ સુકુમાળને માથે ખેરના અંગારા મુકયા છતાં તેમણે દુઃખ નહિ માનવાથી તેઓ કર્મથી મુક્ત થયા, ખંધક મુનીના પાંચસે શિષ્યોને ઘાણીમાં ઘાલીને પીલ્યા તો પણ પોતાના આત્માનાજ ગુણમાં મગ્ન રહિને શારિરીક વેદનાને પોતાની નહી માનવાથી તેઓ કર્મથી મુક્ત થઇ મોક્ષે ગયા. ભરત ચક્રવર્તી જેવા પણ ક્રિયા કર્યા વગર મોક્ષે ગયા તેનું કારણ નિર્વેદપણું સમજવું. વૈરાગ્યનું કોઇ એવુંજ મહાત્મ્ય છે અથવા શુદ્ધ જ્ઞાનનો કોઇ એવો તો મહિમા છે કે ભોગ ભોગવતાં છતાં આત્મા કર્મથી બંધાતો નથી. નિર્વેદ લક્ષણવાળો જીવ સંસારમાં રહે તોપણ તે ઇષ્ટ અનિષ્ટના સંયોગ વિયોગે હર્ષ શોક નહિ પામતાં કર્મનેજ મુખ્ય ગણે અને તેમ કરવાથી તેવા જીવ કર્મને ઓછા બાંધે છે.

આસ્તિકતા—સત્ વસ્તુપર સદભાવ પ્રગટ થવો તે આસ્તિકતા અથવા જેને શ્રધા કહેવામાં આવે છે તે. સત્ અસત્ પદાર્થોનું

જ્ઞાન પ્રથમ હોય તો આ ગુણ હોય છે. માટે સદસત્ વસ્તુનું સ્વરૂપ જાણવુંજ જોઇએ. જીવને આસ્તિક પણું રહેવું બહુ કઠીણ છે, રોગ થાય ત્યારે એમ શ્રદ્ધા રાખવામાં આવે કે આ તો વેદની કર્મનો ઉદય છે પણ ખરૂં જોતાં એવી શ્રદ્ધા કોઇને રહેતી નથી. સૌ પોતપોતાના લાભની બાબતમાં રાચીમાચીને મંડી પડે છે, ચારે બાજુ દોડાદોડ કરી મુકે છે અને અનેક પ્રકારના સંચ પ્રપંચ કરી પોતાના આત્માને મલીન કરે છે જો કે આખરે થાયછે તો થવાનું હોય તેજ, માટે જો આસ્તિકતા હોય તોજ બધી ક્રિયા સફળ થાય છે કારણ કે કહ્યું છે કે **श्रद्धा सकल क्रियाका मूल.** એટલે સઘળી ક્રિયાનું મુળ તે શ્રદ્ધા છે અને જો શ્રદ્ધા અને ધીરજથી કાર્ય કરવામાં આવે તો તે સંપુર્ણ રીતે ફતેહમંદ થાય છે. આંબો વાવીને તમે શ્રદ્ધા રાખ્યા વગર વખત સુધી ફળની રાહ ન જુઓ તો તમોને આમ્ર ફળ શી રીતે મળે? તેવીજ રીતે જીનેશ્વર ભગવાનના વચન પર શ્રદ્ધા ન હોય અને સંદિગ્ધ-પણે તમે જ્ઞાન ક્રિયા મેળવવા જાઓ તો તમો તે શી રીતે પ્રાપ્ત કરી શકો માટે શ્રદ્ધાની સૌથી પ્રથમ જરૂર છે.

અનુકંપા—કોઇ પણ જીવને જોઈને તમોને દયાને લીધે કંપારી છુટે તે અનુકંપા કહેવાય છે એના બે ભેદ છે (૧) દ્રવ્ય અનુકંપા અને (૨) ભાવ અનુકંપા દ્રવ્ય અનુકંપા આપણે જૈન હોવાથી મોટે ભાગે બધા-માં હોય છે અને તેથીજ આપણે દયા ધર્મી કહેવાઇએ છીએ પણ ભાવ અનુકંપા બહુજ થોડાઓને હોય છે કારણ કે વસ્તુ તત્વને સમજનારા બહુ થોડા હોય છે. દ્રવ્ય અનુકંપાનો એવો અર્થ સમજવો કે કોઇ પણ જીવપર આપણને દયા થાય કે તુરત તેને બચાવવા પ્રયત્ન કરવો. સિંહ મરવા પડ્યો હોય અને તેને જોઈને આપણને અનુકંપા થાય છતાં તેને હિંસક માનીને આપણે ન બચાવીએ તો આપણને અનુકંપા શાની? ઘણા લોકે એમ માને છે કે સર્પ વીંછી વિગેરે ઝેરી જીવોની દયા કરીએ તો તે મહ પાપનું કારણ છે કારણ કે એક જીવને બચાવવાથી ઘણા જીવોની હાની થાય છે પણ આતો અજ્ઞાનપણું છે કારણ કે જો એમ હોયતો આ જગતમાં ઘણા અનાર્ય માણસ એવા છે કે જેઓ જીવ હિંસા કરીનેજ પોતાનું પેટ ભરે છે છતાં તેનાપર તમે વૈરભાવ કેમ રાખતા નથી? માટે તાત્પર્ય એવું છે આપણે તો સારા હેતુથી કોઇ પણ જીવને બચાવવો પછી તે ગમે તેવા કામ કરે તેની સાથે આપણે કોઇ પણ જાતનો સંબંધ નથી. તિર્યંચ પ્રાણીની તરફ

ક્રિયાઓ તમારી રૂચીના  અભાવે તમોને અસર કરતી નથી અને ઉત્તમ
ભવમાંથી સંવેગ જેવો ગુણ તમારાથી પ્રાપ્ત કરી શકાતો નથી, પણ જો
તમે તમારા આત્માના ગુણોની વુદ્ધિ  કરવાના ખપીહા અને નિરંતર એજ
રટણ કરતા હોતો થોડાજ વખતમાં તમારો સંવેગ ગુણ વુદ્ધિ ને પામે અને
તમે શુદ્ધ સમકીતિ  થાઓ. આ ઉપરથી સમજાશે કે સંવેગની જરૂર છે
અને સમ્યક્ત્વમાં તે મુખ્ય જોઇએ.

નિર્વેદ—**नास्ति वेदना यस्मिन्स निर्वेद** જેથી સુખ  દુઃખ  નું
વેદવાપણું નથી તે નિર્વેદ. જુઓ કે જેટલા પૌદ્ગલીક સુખોછે તે બધા
માગી લાવેલા આભુષણ જેવા છે. તેની સાથે આપણે અમુક
થોડાજ વખતનો સંબંધ છે. આમ જાણવા છતાં એક પદાર્થના
વિયોગથી આપણને દુઃખ થાય છે અને ઇષ્ટ પદાર્થના સંયોગથી
આપણે સુખી થઇએ છીએ પરંતુ ખરૂં જોઇએ તો આ જગતમાં
આપણા આત્માને કોઇ પણ પદાર્થ સાથે સ્થાયિ સંબંધ નથી, જેને
તમે મારૂં મારૂં કહોછો તે વાસ્તવિક રીતે તમારૂં નથી, છતાં તેમાં
સુખ દુઃખ માનવું તે ભુલ ભરેલું છે. આત્માને સુખ કે દુઃખ કાંઇ થતું
જ નથી એમ જો સમજવામાં આવે તો નિર્વેદ ગુણ પ્રગટ થાય અને તે
મ થવાથી આત્માના મૂળ ગુણ કેમ વિકસ્વરને ન પામે ?' એ તો નક્કી છે
કે જેઓને સુખ દુઃખની કાંઇ પણ અસર થતી નથી તેઓને સમ્યક્ ગુણો
પ્રગટ થયા વગર રહેતા નથી. ગજ  સુકુમાળને માથે ખેરના અંગારા
મુક્યા છતાં તેમણે દુઃખ નહિ માનવાથી તેઓ કર્મથી મુક્ત થયા, ખંધક
મુનીના પાંચસે શિષ્યોને ઘાણીમાં ઘાલીને પીલ્યા તો પણ પોતાના આત્માનાજ
ગુણમાં મગ્ન રહિને શારિરીક વેદનાને પોતાની નહી માનવાથી તેઓ કર્મથી
મુક્ત થઇ મોક્ષે ગયા. ભરત ચક્રવર્ત્તી જેવા પણ ક્રિયા કર્યા વગર મોક્ષે
ગયા તેનું કારણ નિર્વેદપણું સમજવું. વૈરાગ્યનું કોઇ એવુંજ મહાત્મ્ય
છે અથવા શુદ્ધ જ્ઞાનનો કોઇ એવો તો મહિમા છે કે ભોગ ભોગવતાં
છતાં આત્મા કર્મથી બંધાતો નથી. નિર્વેદ લક્ષણવાલો જીવ સંસારમાં
રહે તોપણ તે ઇષ્ટ અનિષ્ટના સંયોગ વિયોગે હર્ષ શોક નહિ પામતાં
કર્મનેજ મુખ્ય ગણે અને તેમ કરવાથી તેવા જીવ કર્મને ઓછા બાંધે છે.

આસ્તિકતા—સત્ વસ્તુપર સદ્ભાવ પ્રગટ થવો તે આસ્તિકતા
અથવા જેને શ્રધા કહેવામાં આવે છે તે. સત્ અસત્ પદાર્થોનું

જ્ઞાન પ્રથમ હોય તો આ ગુણ હોય છે. માટે સદસત્ વસ્તુનું સ્વરૂપ જાણવુંજ જોઇએ. જીવને આસ્તિક પણું રહેવું બહુ કઠીણ છે, રોગ થાય ત્યારે એમ શ્રદ્ધા રાખવામાં આવે કે આ તો વેદની કર્મનો ઉદય છે પણ ખરૂં જોતાં એવી શ્રદ્ધા કોઇને રહેતી નથી. સૌ પોતપોતાના લાભની બાબતમાં રાચીમાચીને મંડી પડે છે, ચારે બાજુ દોડાદોડ કરી મુકે છે અને અનેક પ્રકારના સંચ પ્રપંચ કરી પોતાના આત્માને મલીન કરે છે જો કે આખરે થાયછે તો થવાનું હોય તેજ, માટે જો આસ્તિકતા હોય તોજ બધી ક્રિયા સફળ થાય છે કારણ કે કહ્યું છે કે श्रद्धा सकल क्रियाका मूल. એટલે સઘળી ક્રિયાનું મુળ તે શ્રદ્ધા છે અને જો શ્રદ્ધા અને ધીરજથી કાર્ય કરવામાં આવે તો તે સંપુર્ણ રીતે ફતેહમંદ થાય છે. આંબો વાવીને તમે શ્રદ્ધા રાખ્યા વગર વખત સુધી ફળની રાહ ન જુઓ તો તમોને આમ્ર ફળ શી રીતે મળે? તેવીજ રીતે જીનેશ્વર ભગવાનના વચન પર શ્રદ્ધા ન હોય અને સંદિગ્ધપણે તમે જ્ઞાન ક્રિયા મેળવવા જાઓ તો તમો તે શી રીતે પ્રાપ્ત કરી શકો માટે શ્રદ્ધાની સૌથી પ્રથમ જરૂર છે.

અનુકંપા—કોઇ પણ જીવને જોઇને તમોને દયાને લીધે કંપારી છુટે તે અનુકંપા કહેવાય છે એના બે ભેદ છે (૧) દ્રવ્ય અનુકંપા અને (૨) ભાવ અનુકંપા દ્રવ્ય અનુકંપા આપણે જૈન હોવાથી મોટે ભાગે બધામાં હોય છે અને તેથીજ આપણે દયા ધર્મી કહેવાઇએ છીએ પણ ભાવ અનુકંપા બહુજ થોડાઓને હોય છે કારણ કે વસ્તુ તત્વને સમજનારા બહુ થોડા હોય છે. દ્રવ્ય અનુકંપાનો એવો અર્થ સમજવો કે કોઇ પણ જીવપર આપણને દયા થાય કે તુરત તેને બચાવવા પ્રયત્ન કરવો. સિંહ મરવા પડયો હોય અને તેને જોઇને આપણને અનુકંપા થાય છતાં તેને હિંસક માનીને આપણે ન બચાવીએ તો આપણને અનુકંપા શાની? ઘણા લોકો એમ માને છે કે સર્પ વીંછી વિગેરે ઝેરી જીવોની દયા કરીએ તો તે મહા પાપનું કારણ છે કારણ કે એક જીવને બચાવવાથી ઘણા જીવોની હાની થાય છે પણ આતો અજ્ઞાનપણું છે કારણ કે જો એમ હોયતો આ જગતમાં ઘણા અનાર્ય માણસ એવા છે કે જેઓ જીવ હિંસા કરીનેજ પોતાનું પેટ ભરે છે છતાં તેનાપર તમે વૈરભાવ કેમ રાખતા નથી? માટે તાત્પર્ય એવું છે આપણે તો સારા હેતુથી કોઇ પણ જીવને બચાવવો પછી તે ગમે તેવા કામ કરે તેની સાથે આપણે કોઇ પણ જાતનો સંબંધ નથી. તિર્યંચ પ્રાણીની તથા

જેટલી દયા કરો છો તેના પ્રમાણમાં મનુષ્યની દયા કરવામાં તમે ઘણાજ પછાત દેખાઓ છો. ભગવતીજીના મૂળ પાઠમાં કહ્યું છે કે તિર્યંચ અને મનુષ્ય બંને એક ઘરમાં હોય અને તે ઘરમાં આગ લાગી, હવે જો તે બંને બચે તેમ હોય તો બંનેને બચાવવા નહિતર પહેલાં મનુષ્ય બચાવવો જોઇએ. પશુ પંખીને માટે તમે પાંજરાપોળ ખોડાઢોર વિગેરે ખાતાં રાખો છો પણ ગરીબ માણસની પાંજરાંપોળ તમે કરો છો કે? કન્યાવિક્રય કરનારા જે જૈન તમે જુઓ છો અને તેના તરફ તમે તિરસ્કાર બતાવો છો તેમાં તમે પોતેજ દોષિત છો કારણ કે તે બિચારાઓની કરડી ગરજને માટે તમે તેની સંભાર કરતા હો અને તેમને પેટ પુરતું ખાવાનું મળે તેવી યોજના તમારા તરફથી થતી હોય તો તેઓ કદી કન્યાવિક્રય કરે નહિ. પેટને માટે માણસો શા શા અકાર્ય નથી કરતા ? જો તેઓને આજીવિકાના પુરતા સાધન હોય તો આવા કન્યાવિક્રયના કે ચોરીના કામ કદી કરે નહિ. વળી તમારા નાત જાતના ફરજીઆત ખર્ચો એવા અને એટલા બધા છે કે દીકરીના પૈસા ન લે તો તેઓ શી રીતે પુરૂં કરી શકે ? માટે તેઓને ધિઃકારતાં પહેલાં વિચાર કરવો જોઇએ. તમે દુધપાક પુરીનું જમણ ઉડાવો અને તમારા સગા ભાઇને ચટણી ને રોટલો પણ ન મળે તો પછી તમારી દ્રવ્ય અનુકંપા કેવા પ્રકારની છે તે તમેજ વિચારશો. તમે પેટપર હાથ ફેરવીને બેઠાહો અને તમારા સ્વામિ ભાઇને ભુખે મરતો જોઈ તમારૂં હૃદય દયાની લાગણીથી દ્રવે નહિ તો પછી તમે કેવા પ્રકારના દયાળુ છે તે તમેજ સમજી લેજો. બીજી અનેક જ્ઞાતિના લોકોને તમે તમારા વ્યાપારમાં ભાગીદાર કરોછો, તમો નોકરો પણ બીજી જ્ઞાતિના રાખો છો તેમ તમારા સ્વામિભાઇઓનો વેપાર કે નોકરીમાં હક નથી ? પણ ગરીબની તમે દરકાર કરતા નથી અને પૈસાદારના પડખામાં ભરાવાનું તમને ગમેછે. જૈનો તરફ તમારી ખાસ લાગણીજ જોવામાં આવતી નથી નહિતર વ્યાપારી કોમ તરીકે ગણાએલી જૈન કોમમાં હજારો માણસને નિભાવવા એ કાંઇ મુશ્કેલ નથી, તમે વોરાની કે મેમણની દુકાન જોશો તો મોટે ભાગે ત્યાં વોરા અને મેમણજ તમારી નજરે પડશે માટે તમે જો જૈની કહેવરાવવા માગતા હોતો દરેક જૈનને માટે તમારા હૃદયમાં તિવ્ર અનુકંપા રાખો અને તમારા કામ કાજમાં તેની મદદ લઇ તમે તેને વગર પૈસે મદદ ગાર થાઓ.

જો કે સ્વધર્મી બંધુને જે મદદ કરવી તેનો ખરી રીતે સુપાત્ર દાનના એક ભેદમાં સમાવેશ થાય છે તોપણ મારે આંહી ભાર મુકીને અનુકંપાના લક્ષણમાં કહેવું પડે છે તેનું એક સબલ કારણ છે કે તે હું કોઇ વખત વિસ્તારથી સમજાવીશ.

ભાવઅનુકંપા—સ્નાત્ર પૂજામાં કહ્યું છે કેઃ—

सवी जीव करुं शाशन रसी
इसी भाव दया मन उल्लसी.

એવી ભાવના દરેક જીવ પ્રત્યે રાખવી તેને ભાવ અનુકંપા કહે છે. દરેક જીવ કર્મથી હલકો થઈ પોતાના આત્મિક ગુણોને કેમ વિકસ્વર કરે તે વિચારવું તેને ભાવ અનુકંપા કહેવાય. આપણું અનિષ્ટ કરનારા જીવ પ્રત્યે પણ આપણને અનુકંપા થવી જોઇએ.

ગુણ દ્રષ્ટિ—બીજા માણસોના દોષ જોવાને આપણે જેટલા પ્રેરાઇએ છીએ તેના કરતાં તે માણસના અનેક ગુણો જોવાની ટેવ આપણામાં બહુજ ઓછી છે. પારકા છિદ્ર ખુલાં કરી અને તેના ગુણ ઢાંકી વાતો કરનારા લોકો આજ કાલ પ્રસિદ્ધ જગ્યાએ પોતાની દુકાનદારી ચલાવી રહ્યા છે અને વગર ફોકટના અનેક કર્મોનું બંધન કરે છે. એવા માણસો તો ઘણાજ થોડા નજરે પડે છે કે જેઓ પારકા દોષ ઢાંકે અને થોડા પણ ગુણ હોય તે ગ્રહણ કરે.

શ્રેણીક રાજાનું દ્રષ્ટાંત.

આવી દ્રષ્ટી તો શ્રેણીક મહારાજને હતી. કોઈ દેવ તેની પરીક્ષા કરવાને સાધુનો વેષ લઇને માછલા મારવા માંડયો, આથી બીજાઓની પેઠે તે સાધુના દોષ તરફ નજર નહિ કરતાં શાશનની નિંદા ન થાય તે માટે શ્રેણીક મહારાજે તેને કહ્યું કે મહારાજ? આપ આ માછલાં શા માટે મારો છો? સાધુએ કહ્યું કે અમારે કામળી જોઇએ છીએ તેથી માછલા મારી તેને વેંચીને કામળી લેશું. શ્રેણીક મહારાજે જવાબ આપ્યો કે મહારાજ? આપ પધારો હું આપને કામળી આપું છું. વળી બજારમાં જતાં એક ગર્ભવતી સાધ્વીને ગાંધીની દુકાને સુવાવડનો સામાન

લેતી જોઈ તેને પણ એમજ કહ્યું કે તમે. મારે ઘેર ચાલો, હું તમારી સુવાવડ કરીશ. આવી રીતે ભાવદયા લાવીને માત્ર તેના વેષ તરફ ગુણ દ્રષ્ટીથી તથા શાશનની લઘુતા ન થાય એવા હેતુથી તેના દોષો તરફ તેને તિરસ્કાર આવ્યો નહિ. આવી દ્રઢતા જોઇને ઇંદ્ર દેવ પ્રસન્ન થયો. આનું નામ ખરી ભાવ અનુકંપા કહેવાય.

### મહાત્વાકાંક્ષિપણું ( મોટાઈ )

પરંતુ આ જગતમાં દરેક જીવને મોટાઈ જોઇએ છીએ મહ-ત્વા કાંક્ષિ-પણું દરેક જીવમાં રહેલુંજછે અને તે મોટાઇ મેળવવાને ઉલટો માર્ગ લે વા તો નજરે પડે છે. પોતાના ઉત્તમ ગુણોથી આપો આપ મોટાઇ મળવી જોઈએ પણ તેમ નહિ મળવાથી કેટલાએક મુર્ખ લોકો એમ માનેછે કે આપણે બીજાની હલકાઇ કરીશું તો આપણી મોટાઈ થશે, પોતાની અભિમાન દશામાં તે પામર પ્રાણીને સમજાતું નથી કે બીજાની હલકાઇ કરવા જતાં મારી પોતાનીજ લઘુતા થાય છે. જો આપણામાં ગુણો હશે તો લોકો આપો આપ આપણને મોટા ગણશે. સંપ્રતિ કે કુમારપાળ કાંઇ મોટાઈ લેવા ગયા નહોતા પણ જો તેમાં તેવા ગુણ હતા તો સૌ કોઇ તેને મોટા ગણે છે માટે સમજુને તો લઘુતાજ મોટાઇનું કારણ છે.

### સર્વ જીવનું ભલું ઇચ્છવું.

સઘળા જીવો તરફ સમભાવ રાખી શાંતિથી વર્તવું તે ભાવ અનુ-કંપા કહેવાય છે. મોટી શાંતમાં કહ્યું છે કે ब्रह्मलोकस्य शांतिर्भवतु: એટલે આ ત્રણે લોકમાં જેટલા જીવો છે તે બધાનું ભલું થાઓ આવા અનેક પદમાં સર્વ જીવનું ભલું ઇચ્છવાનું કહ્યું છે. વળી બીજા જીવોના આત્મિક ગુણો જેમ વિકાસને પામે તેમ કરવું તે ભાવ અનુકંપા કહેવાય છે. આપણા વર્તનમાં એવુંજ રહસ્ય હોવું જોઇએ કે તેથી દરેક જીવને શાંતિ થાય અને એનું નામજ ખરી ભાવ અનુકંપા છે.

ઉપર કહેલા શમ, સંવેગ, નિર્વેદ, આસ્તિકતા અને અનુકંપા એમ પાંચ લક્ષણો સમકીતના કહ્યા છે અને એ લક્ષણો થોડા અને વધારે પ્રમા-ણમાં જીવમાં હોવા જોઇએ અને તોજ તે જીવ સમકિતી થયો કહે-વાય. માટે આ પાંચ લક્ષણો સમજી પોતાની સ્થિતિનો સહુ કોઇ [illegible]

ખ્યાલ કરી લેવો જોઇએ. તત્ત્વાર્થમા પણ કહ્યું છે કે ઉપરના પાંચ લક્ષણ જેમાં હોય તેને સમકીતી સમજી શકાય.

## સમ્યકત્વ વગર સમ્યક્ જ્ઞાન થાય નહિ.

જ્યાં સુધી સમ્યકત્વ ન હોય ત્યાં સુધી સમ્યગ્જ્ઞાન પણ થઇ શકતું નથી. ગમે તેટલા શાસ્ત્રનું પઠન કરીએ, ગમે તેટલી ક્રિયા કરીએ પણ સમ્યકત્વ વગર તે સઘળું વિશેષ ફળદાયી નથી. એક સ્થળે કહ્યું છે કે दंसण भट्टो भट्टो दंसण भट्ठाणं नत्थि निव्वाणं એટલે જે દર્શનથી (સમ્યકત્વ)થી ભ્રષ્ટ થયો તે સર્વથી ભ્રષ્ટ થયો કારણ કે દર્શનથી ભ્રષ્ટ થએલાને નિર્વાણ થતું નથી. શાસ્ત્રમાં પણ એમજ અનુક્રમ છે કે સમ્યગ્દર્શન પછી સમ્યગ્જ્ઞાન અને છેવટે સમ્યગ્ચારિત્ર થવું જોઇએ. આ અનુક્રમ હોવાને બદલે આજે કેટલેક સ્થલે તો ઉલટો ક્રમ જોવામાં આવેછે એટલે પ્રથમ ચારિત્ર એટલે ક્રિયા અને પછી જ્ઞાનને માટે પ્રયત્ન થાય છે. જોકે સમ્યકત્વ અંતરંગ ગુણ છે તે સમજવું મુશ્કેલ છે તોપણ દ્રવ્ય સમ્યકત્વનો આરોપ થાય છે તો અવશ્ય કરવો જોઇએ. તે સાથે તે જીવમાં અમુક યોગ્યતા તો અવશ્ય તપાસવી જોઈએ. જો ગમે તેને વગર તપાસે ધર્મયોગ્ય ગણી કાઢવામાં આવે તો તેથી પરિણામ ધર્મની લઘુતા થવાપણું થાય છે. માટે યોગ્ય વૈરાગ્ય અને યોગ્ય શ્રદ્ધા અને જે જેને ગૃહણ કરાવવામાં આવે તેનું સામાન્ય જ્ઞાન તો પ્રથમથી હોવાજ જોઇએ. હાલમાં ક્રીયાઓની ધમાલ દિવસે દિવસે વધતી જાય છે અને તેના રહસ્યના જ્ઞાનની હાની થતી જાય છે. તેથી તે ક્રિયા લોકોમાં કેટલીક વાર હાસ્યને પાત્ર થઈ પડેછે માટે બેમાંથી એક ક્રમ તો અવશ્ય જોઇએ પ્રથમ જ્ઞાન અનેપછી ક્રિયા અને જો કોઈ જીવે તેવાજ કમ બાંધ્યા હોય કે જેથી જ્ઞાનની ખામી રહે તો તેવાને જ્ઞાનીની સમક્ષ દરેક ધર્મ ક્રિયા કરવી જોઇએ.

મતલબ કહેવાની એવી છે કે એમ તો નજ થવું જોઇએ કે જ્ઞાન વિનાના પાસે જ્ઞાન વિનાનો જીવ ક્રિયા કરે. અને આમ જે થવા માંડયું છે તેથી પરિણામે આપણે કેવી સ્થીતીમાં આવી જશું તેનો વીચાર શ્રોતાઓ એ પોતાને કરવાનો છે. તેમજ સમજીને કરવા જઈએ તો પછી કરવા વાલા થોડા નીકલે એવી બીક પણ રાખવાની નથી ઘણા મુર્ખો કરતાં થોડા સમજુ સારા અને એ અનુક્રમ જો ચાલશે તો એક દિવસે મૂર્ખ

પણ સમજી જસે એ નક્કીછે અને આપણામાંથી શુન્ય ક્રિયાનો આપો આ પ નાશ થઇ જશે શિવાય જેજે કરશુ તેમાં આનંદ પણ વીશેષ આપશે માટે હું કહુંછું કે માત્ર પ્રવૃત્તિને માન નહી આપતાં જ્ઞાનને અં શ્રધ્ધા ને વીશેષ માન આપવાની જરૂર છે.

ઉપસંહાર.

આ ઉપરથી સમ્યકત્વ ગુણની આવશ્યકતા તમે સમજી શકયા શો. વળી ગુણ દ્રષ્ટિ થવી એ સમ્યક દર્શન થવાનું કારણ છે પછી તે ગુ ણ દ્રષ્ટિ પોતાના આત્માના ગુણો શોધવા તરફ હોયકે પારકા ગુણો તરફ હોય તો પણ ગુણ જોવાનીટેવ સમ્યકત્વનું કારણ થાય છે માટે એ ગુણ જોવાની ટેવ રાખવાની જરૂર છે અને તેમ થવાથી આત્માનું શ્રેય થશે.

સમ્યકત્વ ગુણની દરેક જીવને આવશ્યકતા છે અને જો તે પ્રાપ્ત થશે તોજ જીવનું કલ્યાણ થશે. (અસ્તુ)

---

# વ્યાખ્યાન ૩ જું

# "આપણે શું ખોયું"

તા. ૧૮ મી મે સને ૧૯૦૭

---

મંગલા ચરણ.

अज्ञानतिमिरांधानां ज्ञानांजन शलाकया
नेत्र मुन्मिलितं येन तस्मै श्री गुरवे नमः ॥

ઉપોદ્ઘાત

" આપણે શું ખોયું ? " આ વાકય જેમ પ્રશ્ન રૂપે જણાય છે તે જ વિચાર રૂપે પણ જણાય છે. જો પ્રશ્ન રૂપેજ તે રહે તો તેનું કાંઈ પ નિરાકરણ થઇ શકે તેમ નથી, વિચાર રૂપે ગ્રહણ કરી એતો તેનો ક

પણ ખુલાસો કરવા આપણે સમર્થ થઈ શકીએ. માટે આપણે તે શબ્દો ઉપરજ વિચારી કરશું.

## કાળનો અનુક્રમ.

આપણે શું ખોયું આ વાકયને કાંઇક કાળ સાથે સંબંધ છે તેથી આપણે કાળને તેના જુદા જુદા જુદા ભેદથી જાણવો જોઈએ, મુખ્યકાળના ત્રણ ભેદ છે ભૂતકાળ–એટલે પુર્વકાળ–ગતકાળ–ગયેલો વખત, વર્તમાનકાળ એટલે ચાલુ વખત–આધુનિક સમય જેમાં આપણે આ સ્થિતિમાં વર્તીએ છીએ તે સમય વ્યવહારથી વર્તમાન સમજવો અને ત્રીજો ભવિષ્યકાળ.

## વર્તમાન કાળ.

વર્તમાન કાળ એ એક એવો કાળ છે કે તે ભૂતકાળમાં થયેલી ભુલોનો વિચાર કરાવી ભવિષ્યમાં તેવી ભુલો ન થાય અને થયેલી હોય તો તે સુધારે એટલે કે આપણે વર્તમાન કાલમાં એવી ક્રિયા કરવી જોઈએ કે જેથી ભૂતકાળમાં થયેલ હાનિ દુર થઇ ભવિષ્યમાં ઘણો લાભ મળી શકે, વળી આપણો વર્તમાન કાળતો ખરે ખર વિચારનોજ કાળ છે. વિચારના કાળમાં વિચારકરીશું તો પછી આપણુ ભલુંકરવાને આપણે સમર્થ થઇ શકીશું ?

## આપણે કોણ ?

આપણે એટલે મનુષ્ય પછી તે ગમે તે દેશનો યા જાતીનો હશે તો પણ પોતાને માટે "આપણે" શબ્દ વાપરી શકશે. આપણે એનો અર્થ જો કે અમુક મનુષ્ય વ્યકિત એવોજ થઇ શકે છે તો પણ અહીં જે અર્થમાં "આપણે" શબ્દ ખાસ કરીને વાપરવામાં આવ્યો છે તે વિચાર શીલ એવા ભારતવાસીઓના સંબંધમાંજ વપરાએલો છે. ભારતવાસીઓ એટલે આ ભારતવર્ષમાં વસનારાઓ, તે આપણે છીએ. આપણે શું શું ખોયું, આપણી પુર્વની સ્થિતિ કેવી હતી, હાલ કેવી સ્થિતિમાં આપણે વર્તીએ છીએ અને જેમ હાલ છે તેમ જો ચાલવા દઈએ તો તેનું પરિણામ શું આવે અને સુધારો કરવાથી ભવિષ્યમાં કેવું ફળ મેળવી શકીએ તેનોજ માત્ર વિચાર આપણે અહીં કરીશું. જો વિચાર કરશું નો કાંઇ સમજવાનું મળશે. અને સમજશું તો કાંઇ કરી શકશું માટે વિચારની પહેલી જરૂરીઆત જણાય છે.

### કારણ અને કાર્ય.

કારણ વગર કાર્ય બનતું નથી એ સાધારણ નિયમ છે, જો કારણનો સદ્‌ભાવ હોય તો કાર્યોની પ્રતિકૂલતા સંભવતીજ નથી જો કારણ નષ્ટ થાય તો કાર્ય બનવાની આશાજ ફોકટ છે. કારણ ખોવું એટલેજ કાર્યને ખોવું એમ બોલી શકાય છે. કારણો બે પ્રકારના છે કેટલાક પ્રશસ્ત કારણો હોય છે ત્યારે કેટલાક અપ્રશસ્ત પણ હોય છે. પ્રશસ્ત કારણો જો ખોઇએ તો પ્રશસ્ત કાર્ય પણ ખોવાય છે અને અપ્રશસ્ત કારણો ખોઈએ તો અપ્રશસ્ત કાર્યોનો નાશ થાય છે આપણેતો પ્રશસ્ત કારણોજ ખોઈ બેઠાં છીએ તેથી તેમના અભાવે આપણે આત્માર્થ, આત્મ કલ્યાણ આત્મ સિદ્ધિ વિગેરે અનેક કાર્યો ખોયાં છે.

### તીર્થંકરો અને આચાર્યો.

એક સમય એવો હતો કે જે વખતે સાક્ષાત તીર્થંકરો વિચરતા હતા અને તીર્થંકર મહારાજો રૂપી કારણને અવલંબીને મુમુક્ષુ જીવો આત્મહિત કરી શકતા હતા, વળી અમુક સમય એવો પણ હતો કે તિર્થંકર મહારાજના અભાવે ધુરંધર આચાર્યો વિદ્યમાન હતા જેના અવલંબનથી પણ આત્માર્થી જીવોને મોટોલાભ થઇ શકતોહતો. તે સમયના સાધનોમાંનું કાંઇ સાધન આપણે આ વખતે રહ્યું નથી. તીર્થંકરો પણ ગયા અને તેવા આચાર્યો પણ ગયા. ત્યારે પ્રશ્ન એમ થાય છે કે આપણે ફરીને તેવા મહા પુરૂષો કેમ મેલવી શકીએ? તેના જવાબમાં કહેવું જોઇએ કે તેજ કૃતી, તેવુંજ રૂપ તેમજ તેજ સિદ્ધિ પ્રાપ્ત કરવાને આપણે શકિતવાન છીએ. તે તીર્થંકરોના શબ્દોનેજ સાચવી રાખીને આચાર્ય મહારાજોએ આપણાં ઉપર મહાન ઉપકાર કર્યો છે અને આપણે પણ જો તેઓના શબ્દોનું અધ્યયન કરીએ અને બરાબર સાચવી રાખીએ તો આપણે પણ તેના જેવાજ થઇએ.

### શાસ્ત્રનું અધ્યયન અને રક્ષણ.

પરંતુ આપણે બન્ને બાબતમાં વિપરીતપણે વર્તીએ છીએ. અધ્યયન નથી કરતા એટલુંજ નહી પણ તેમના શબ્દોને સાચવી રાખવા માટે પણ પ્રયત્ન નથી કરતાં હાલની આપણી પુસ્તકો રૂઢ શબ્દોને સાચવવાની રૂઢી જો ખુલ્લા શબ્દોમાં કહીએતો રોગ ગ્રસ્ત

કૃશ માણસને જરીના પોશાકથી શણગારવા જેવી છે. એટલેકે તદન જી ર્ણ પ્રાય થઈ ગયેલા પુસ્તકનો ઉદ્ધાર નહી કરતા તેજ પુસ્તકને તેજ સ્થિતિમાં મોટી કીંમતના જરીથી ભરેલા રૂમાલમાં વીંટવાની મોટાઈ લેવી આપણુને ગમે છે. જો આવી સ્થિતિ કાયમ રહેવા દઈએ તો આપણે જે ગુમાવ્યું છે તે પાછું મેળવી ન શકીએ અને આપણે શું ખોયું તે સંબંધનો વિચાર કરવાનું કાંઇપણ ફળ ન થાય. તેથી જો વિચારનું ફળ મેળવવા ઈચ્છા રાખતા હો તો આપણા તીર્થંકરો તથા મહાન્ આચાર્યોના શબ્દો સાચવવા તેમજ તેમનું અધ્યયન કરતાં રહેવું જોઇએ.

## ઉપદેશકો અને શ્રોતાઓ.

આપણા ઉપદેશકો ગયા તથા અધ્યાપકો ગયા એટલુંજનહીપણ શ્રોતાઓ પણ દિગંતે પ્રયાણ કરી ગયા જણાય છે. સારી તત્ત્વની વાતો સમજનારા શ્રોતાઓ તો ભાગ્યેજ મળી આવશે, ન્યાય પુરઃસર રસના ભાન સાથે વ્યાખ્યાનની ખુબી જાણનારા અને તદ્ભાવ સમજનારા શ્રોતાઓ તો કોઇ વિરલાજ હશે. તાત્વિક વિષય નીકળતાંજ નિદ્રાદેવીને નમસ્કાર કરતાં અથવા અણગમાનો અધિકાર ધારણ કરતાં શ્રોતાઓ ઘણા મળી શકશે. જેમ શ્રોતાઓ નથી તેમ વકતાઓ પણ તેવા નથી કે તાત્વિક વિષયોને સરળ ભાષામાં સમજાવી શકે અને શ્રોતાઓને શ્રોતા બનાવી શકે, માટે ઉપદેશકો પણ ગયા અને શ્રોતાઓ પણ ગયા.

## ભાષા જ્ઞાન પણ ખોયું.

આપણે ભાષા જ્ઞાન પણ ખોઇ બેઠા છીએ. આપણા જૈન ધર્મના પુસ્તકો મુળ બે ભાષામાં લખાએલા છે માગધીમાં તેમજ સંસ્કૃત ભાષામાં, તેમાં પણ તાત્વિક ગ્રંથો સંસ્કૃત ભાષામાં વિશેષ લખાયલા છે. આજકાલ સંસ્કૃત અને માગધી ભાષાના અભ્યાસિઓ કોઈ વિરલાજ નજરે પડેછે આપણા તરફ જ્યારે આપણે દ્રષ્ટિ ફેરવીએ છીએ ત્યારે જાણે આપણે આ બંને ભાષાને સ્વપ્નમાં પણ જોઇ ન હોય એમ વિસારી બેઠેલા આપણે આપણને પોતાને જોઇએ છીએ.

જે ભાષાના શબ્દો અદ્ભૂત ચમત્કૃતિને ઉત્પન્ન કરનારા છે તેના શબ્દનો ઉચ્ચાર કરવાનું પણ આપણે ભુલી ગયા છે. જે સંસ્કૃત ભાષાને આપણે

## ક્રિયામાં ભાષા જ્ઞાનની જરૂર.

ભાષાના અજ્ઞાનને લીધે આપણી આવશ્યકની ક્રિયાઓ કરતાં પણ કેટલીક ભૂલો આપણે કરીએ છીએ, દરરોજ આપણે પ્રતિક્રમણ કરીએ છીએ છતાં ભાષા જ્ઞાનના અભાવે વ્યાકરણાદિ નિયમો ધ્યાનમાં નહિ હોવાથી ઉચ્ચારો પણ શુદ્ધ કરી શકતા નથી અને વર્ણના ઉચ્ચારો જેવી રીતે થવા જોઈએ તેવી રીતેજ જો કરવામાં આવે તો જે અસર થાય છે તે જુદાજ પ્રકારની થાય એ વાત અનુભવ સિદ્ધ છે. ભાષા જ્ઞાનના અભાવે એકાદ સુત્ર બોલતાં પણ આપણે પચ્ચીસ ત્રીસ ભુલો કરીએ છીએ.

## શબ્દ શુદ્ધિ.

જયારે આપણા શબ્દોમાંજ આવું હડહડતું અજ્ઞાન વ્યાપી રહેલું છે તો પછી અધ્યવસાય કયાંથી સારા થાય? જયાં શબ્દનું જ્ઞાન નથી ત્ય અર્થનું જ્ઞાન કયાંથી હોય? અને અર્થના જ્ઞાન વગર અધ્યવસાય કયાંથી ઉચ્ચ થાય?

## સંસ્કૃત વ્યાકરણનો પ્રચાર.

કેમકે व्याकरणात् शब्द शुध्धिः शब्द शुध्धे रर्थ निश्चयः रर्थ निश्चयात् पदार्थविनिश्चयः, पदार्थविनिश्चयादात्मानिश्चय,रात्म निश्चया त्माक्षसिध्धिः અર્થ એવો છે કે વ્યાકરણથી શબ્દ શુદ્ધિ, શબ્દ શુદ્ધિથી અર્થ શુદ્ધિ, અર્થ શુદ્ધિથી પદાર્થજ્ઞાન, પદાર્થ જ્ઞાનથી આત્મજ્ઞાન, અને આત્મજ્ઞાથી મોક્ષ મલે છે. પન્નવણાજીમાં દરેક ભાષા જાણવાં એમ કહ્યું છે. પ્રશ્ન વ્યાકરણમાં લખ્યું છે કે વ્યાકરણ વિના સુત્ર વાંચે તો મૃષાવાદી કહેવાય માટે જો આપણે ઉચ્ચા અધ્યવસાયની ઈચ્છા રાખતા હોઇએ તો આપણા વિદ્યાર્થી વર્ગમાં સૌથી પહેલાં સંસ્કૃત વ્યાકરણનો પ્રચાર કરવાની જરૂર છે. સંસ્કૃત વ્યાકરણનું જ્ઞ ન થવાથી ઉચ્ચાર શુદ્ધિ તાત્કાલિક પ્રાપ્ત થશે. અર્થજ્ઞાન પણ તેથીજ વૃદ્ધિ પામશે અને અર્થજ્ઞાનની સાથેજ અધ્યવસાયની ઉચ્ચતા મળી આવશે.

## મજુર વર્ગમાં પણ સંસ્કૃત હતું.

એક વખત એવો પણ હતો જે વખતે મજુર વર્ગ પણ સંસ્કૃત

ગીર્વાણ વાણી અથવા દેવપાણીના નામથી સંબોધીએ છીએ તેમજ માગધી ભાષા પણ દેવ ભાષા છે તેને તો હાલ ડેડ લેંગ્વેજ યા મૃત ભાષા કહેવામાં આવે છે એ જે શોચનીય છે તેમ લજ્જાસ્પદ છે.

## ગ્રંથોના ભાષાંતરો.

આપણા માગધી તેમજ સંસ્કૃત ભાષામાં લખાયલા તાત્વિક ગ્રંથોના અર્થમાં કેટલી ગહનતા રહેલી છે તે તો આપણે સહેજ સમજી શકીએ છીએ. સારી સારી શોધ ખોળ કરનારાઓ તથા ભાષા ઉપર સારો કાબુ ધરાવનારાઓ જ્યારે આ મુળ ભાષામાં લખાયેલા આપણા મહાન્ આચાર્યોના અભિપ્રાયો સમજવાને શ્રુત સાગરમાં ડુબકી-ઓ ખાધા કરે છે ત્યારે જો મુળ શબ્દોને મુકી તેમના ભાષાંતરો કરી તેમને પ્રચલિત કરવામાં આવે તો અભિપ્રાયના યથાર્થ નિરૂપણના અભાવે અર્થ સમજવામાં કેટલું ભ્રમિત પણું વૃદ્ધિ પામશે અને કેવા અનર્થ થશે તેનો વિચાર તમો જાતેજ કરી લેશો તો બસ છે. વળી જો મુળ ભાષાઓને બાજુ મુકી એ ભાષાંતરોને માન આપવામાં આવશે તો તેથી કેટલાક અનર્થ થવાના પણ સંભવ છે. જુઓ આજ કાલ અમુક મતની સ્થાપનાનો અથવા અમુક મત પ્રચલિત કરવાનું સાધન તે મતના મૂળ ભાષામાં લખાએલા ગ્રંથોજ હોય છે તે ઉપરથી તે મતના તત્વો સમજવામાં આવે છે. જેનો એક મારો અ-નુભવેલો દાખલો આ જગ્યાએ બસ થશે. મી૦ ગણપતરાય નામના એક ઇતિહાસના શોખીને મને એક વખત કહ્યું કે હું ધારૂં છું કે તમારો જૈન મત હજી હમણા એટલે માગધિ ભાષાના પ્રચારની વખતે નીકળેલો હોવો જોઇએ. એમ તમારા પુસ્તકોની ભાષા ઉપરથી કલ્પી શકાય છે વિચાર કરો કે જો મુળ માગધી તેમજ સંસ્કૃત ભાષાનો ત્યાગ કરી તેમના ગુજરાતી હિંદી કે બીજી કોઈ ભાષામાં થયેલા ભાષાંતરો ઉપર કામ ચલાવશો તો અમુક વખત પછી ઉપર બતાવ્યા પ્રમાણે ટુંકી બુદ્ધિના વિચારોથી બંધાતા આપણા મનની માન્યતાની મહત્વતા કેટલી જળવાઈ રહેશે ! અને આપણું પ્રાચીનત્વ કેમ સાચવી શકાશે ! જો ગુજરાતી ભાષાં-તરો થશે તો ભવિષ્યના શોધક વિદ્વાનો એમ કેમ નહિ માને કે ગુજરાતી ભાષા પ્રચલિત હતી તે સમયમાં આ મત ઉદ્દભવેલો હોવો જોઇએ ?

## ક્રિયામાં ભાષા જ્ઞાનની જરૂર.

ભાષાના અજ્ઞાનને લીધે આપણી આવશ્યકની ક્રિયાઓ કરતાં પણ કેટલીક ભુલો આપણે કરીએ છીએ, દરરોજ આપણે પ્રતિક્રમણ કરીએ છીએ છતાં ભાષા જ્ઞાનના અભાવે વ્યાકરણાદિ નિયમો ધ્યાનમાં નહિ હોવાથી ઉચ્ચારો પણ શુદ્ધ કરી શકતા નથી અને વર્ણના ઉચ્ચારો જેવી રીતે થવા જોઈએ તેવી રીતેજ જો કરવામાં આવે તો જે અસર થાય છે તે જુદાજ પ્રકારની થાય એ વાત અનુભવ સિદ્ધ છે. ભાષા જ્ઞાનના અભાવે એકાદ સુત્ર બોલતાં પણ આપણે પચ્ચીસ ત્રીસ ભુલો કરીએ છીએ.

## શબ્દ શુદ્ધિ.

જયારે આપણા શબ્દોમાંજ આવું હડહડતું અજ્ઞાન વ્યાપી રહેલું છે તો પછી અધ્યવસાય કયાંથી સારા થાય? જયાં શબ્દનું જ્ઞાન નથી ત્ય અર્થનું જ્ઞાન કયાંથી હોય? અને અર્થના જ્ઞાન વગર અધ્યવસાય કયાંથી ઉચ્ચ થાય?

## સંસ્કૃત વ્યાકરણનો પ્રચાર.

કેમકે **व्याकरणात् शब्द शुध्धिः शब्द शुध्धे रर्थ निश्चयः रर्थ निश्चयात् पदार्थविनिश्चयः, पदार्थविनिश्चयादात्मानिश्चय,रात्म निश्चया त्मोक्षसिध्धिः** અર્થ એવો છે કે વ્યાકરણથી શબ્દ શુદ્ધિ, શબ્દ શુદ્ધિથી અર્થ શુદ્ધિ, અર્થ શુદ્ધિથી પદાર્થજ્ઞાન, પદાર્થજ્ઞાનથી આત્મજ્ઞાન, અને આત્મજ્ઞાથી મોક્ષ મલે છે. પન્નવણાજીમાં દરેક ભાષા જાણવા એમ કહ્યું છે. પ્રશ્ન વ્યાકરણમાં લખ્યું છે કે વ્યાકરણ વિના સુત્ર વાંચે તો મૃષાવાદી કહેવાય માટે જો આપણે ઉચ્ચા અધ્યવસાયની ઈચ્છા રાખતા હોઇએ તો આપણા વિદ્યાર્થી વર્ગમાં સૌથી પહેલાં સંસ્કૃત વ્યાકરણનો પ્રચાર કરવાની જરૂર છે. સંસ્કૃત વ્યાકરણનું જ્ઞાન થવાથી ઉચ્ચાર શુદ્ધિ તાત્કાલિક પ્રાપ્ત થશે. અર્થજ્ઞાન પણ તેથીજ વૃદ્ધિ પામશે અને અર્થજ્ઞાનની સાથેજ અધ્યવસાયની ઉચ્ચતા મળી આવશે.

## મજુર વર્ગમાં પણ સંસ્કૃત હતું.

એક વખત એવો પણ હતો જે વખતે મજુર વર્ગ પણ સંસ્કૃત

ભાષામાં વાર્તાલાપ કરતો હતો. એવી દંત કથા ચાલે છે કે એક વખત ભોજરાજા નદી ઉતરવાની તૈયારી કરતો હતો તેવામાં એક મજુર આવી ચડયો તેને ભોજ રાજાએ પુછયું કે कियन्मानंजलं विप्र अर्थ હે વિપ્ર ! પાણી કેટલું ઉંડું છે. ત્યારે મજુરે ઉત્તર આપ્યો કે जानुदघ्न नराधिप હે રાજન જાનુ પ્રમાણ અહીં પાણી છે. ઉપરનું રાજાએ પુછેલું વાકય શ્લોકનો એક પાદ હતો તેના જવાબમાં તે મજુરે બીજો પાઠ ગોઠવીનેજ કહયો, કવિતામાં આવી રીતે જવાબ આપવાની તેની શકિત જોઇને રાજા અત્યંત ખુશી થયો અને ફરી પુછયું કે ईदृशीकिमवस्थाते અરે વિપ્ર ! તારી સ્થિતિ આવી કેમ છે? તેનો પણ જવાબ આપ્યો છે કે नहि सर्वेभवादृशा અર્થ કે સઘળા તારા જેવા હોતા નથી. આ સુચવી આપે છે કે આગળના વખતમાં આપણા આર્યાવર્તમાં સંસ્કૃત ભાષાનો કેટલો પ્રસાર હતો અને આજે આપણે તેને કેટલે અંશે સાચવી શકયા છીએ. તોપણ સારા નસીબે આપણે વિચાર કરવા તત્પર થયા છીએ અને વિચાર કરીને જો અમલમ મુકશું, તો જરૂર તે સ્થિતિ ફરી પ્રાપ્ત કરી શકીશું. અને ખોયું તે પાછુ મેળવવાને ભાગ્યશાળી થઇશું.

### પ્રાતઃકાળનો સ્વાધ્યાય.

પુર્વકાળમાં પ્રાતઃકાળે દ્વાદશાંગી અને વેદની ધ્વનીથી આકાશ ગાજી ઉઠતું હતું અર્થાત પ્રાતઃકાળે સર્વ કોઇ મનુષ્ય પોતપોતાની ધર્મ શ્રુતિ-ઓનો પાઠ કરતાં હતાં, હાલમાં તેની જગ્યા જુદી જુદી જાતના વર્તમાન પત્રોએ લીધેલી છે. આપણો સુધરેલા જમાનાની એ નવીનતાજ છે. પુર્વ કાળમાં વિદ્વાન પુરૂષો ઉંચી વિદ્યાના પુસ્તકો અને તાત્વિક ગ્રંથોથી પોતાના હસ્તકમલને સુશોભિત અને પવિત્ર કરતા ત્યારે આજે તેની જગ્યા પણ જાતજાતના પાક્ષિક અને માસિક ચોપાનિયાઓએ લીધેલી છે, તે ચોપાનીઆં હાથમાં ફેરવનારાઓ હાલમાં વિદ્વાનની પંકિતમાં ખપે છે એ પણ એક ખરેખર જમાનાની ખુબી છે.

### પારિભાષિક શબ્દ જ્ઞાન.

આટલું બધું કહેવાનો સારાંશ માત્ર એટલોજ છે કે જયાં સુધી આપણને સંસ્કૃત ભાષાનું જ્ઞાન પુરતી રીતે નહી થાય ત્યાં સુધી જીવ,

અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ ઈત્યાદિ પારિભાષિક, શબ્દોનું યથાર્થ જ્ઞાન નહિ થાય [illegible] તે શબ્દોનું યથાર્થ જ્ઞાન [illegible] વગર તે શબ્દોથી વાચ્ય વસ્તુને ઓળખવાનો [illegible] ઝાંઝવાના જલ માટે ફાંફાં મારવા બરાબર છે! લાડુ શબ્દ બોલતી વખત જેટલો આનંદ થાયછે તેટલો બલ્કે તેથી ઓછો પણ આનંદ પુન્ય શબ્દ બોલતાં થતો નથી પણ તે કયાંથી થાય? લાડુ શબ્દ બોલતાં યા સાંભળતાં તેની ઉત્પત્તિ અને તેના ગુણનું આપણને જ્ઞાન હોવાથી તેવા પ્રકારનો આનંદ થાય છે, પુન્ય પાપ આત્મા આદિ શબ્દનું આપણને જ્ઞાન નહિ હોવાથી તેનો ઉચ્ચાર કરતાં કે સાંભળતાં આપણને આનંદ થતો નથી આ જ્ઞાન થવા માટે સંસ્કૃત ભાષાની ખાસ જરૂર છે. બધા પારિભષિક શબ્દ પ્રાયે સંસ્કૃતજ હોય છે તેના જ્ઞાનાવના યથાર્થ બોધ થવાનો નથી માટે તેવા જ્ઞાનની ખાસ જરૂર છે, આત્મા શબ્દ બોલતાં કે સાંભળતાં લાડુ શબ્દ કરતાં વિશેષ આનંદ થવો જોઇએ તેતો બાજુએ રહ્યું પણ તેનો અંશ પણ આનંદોદ્ભવ થતો નથી એ સુચવી આપે છે કે આપણે સંસ્કૃત ભાષાનું જ્ઞાન મેળવ્યું નથી. તે જ્ઞાનથી આપણે બીલકુલ અજાણ રહ્યા છીએ.

## ભાષાંતરોથી થતી હાની.

ભાષાંતરના પક્ષકારો ભાષાંતરોથી તેવાં જ્ઞાનની વૃદ્ધિ માનતા હશે અને જો કે ચરિત્રાદિક સામાન્ય ગ્રંથોના ભાષાંતર એક વખત વિશેષ હાનીકારક નથી તો પણ તત્વના પુસ્તકોના ભાષાંતર કરવા એ તો કોઈ રીતે પણ ઉચિત નથી, આ કહેવાનું કારણ એજ છે કે સંસ્કૃત અને માગધી ભાષાનું જ્ઞાન અવસ્ય મેલવવું જોઇએ. જે લોકો કાંઈ રીતે તેવું જ્ઞાન ન મેલવી શકે તેવાઓને માટે ભાષાના પુસ્તકોની આવશ્યકતા છે તો પણ ભાષા જ્ઞાન વિના સમજવું મુશ્કેલ છે એમ કહ્યા વિના ચાલતું નથી. જે વિષય જે ભાષામાં લખાયેલો હોય તે વિષયનું બીજી ભાષામાં વાસ્તવિક સ્વરૂપ કદિ પણ સમજી શકાતું નથી ભાષાંતરમાં શબ્દના યથાર્થ સ્વરૂપ હણી નાંખવામાં આવે છે એમ કહેવામાં કાંઇ પણ ગેરવાજબી જણાતું નથી. સંસ્કૃત ભાષામાં જે અર્થ ખુબી અને રસોત્પાદક શકિત રહેલી છે તે બીજી ભાષામાં તેના પર્યાયમાં કદિ પણ આવવાની નથી અને તેટલા માટેજ હું

કહું છું કે ભાષાંતરોમાં મુળ શબ્દોને હણી નાખવામાં આવે છે, આ બધા વિચારો કરતા ખરેખર કહેવું પડે છે કે આપણે સંસ્કૃત તેમજ માગધી ભાષાનું જ્ઞાન ખોયું છે. તેમજ મહાત્માઓના મુખમાંથી નીકળેલા મહાન શબ્દોનો પણ ભાષાંતરો થવાથી આપણને ગેરલાભ થયો છે, મુળ શબ્દો ની શક્તીનો ભાષાંતરોથી નાશ થાય છે, સંસ્કૃત ભાષામાં ગોઠવાયલા મં-ત્રાક્ષરોથી જે લાભ થાય છે. વા જે કાર્ય સાધી શકાય છે તે કાર્ય જો તે ના ભાષાંતરના શબ્દોથી કરવા બેસીએ તો તેની તેથી જરા પણ અસર થવાની નથી. નવકાર નહી બોલતાં અરિહંત ભગવાનને મારા નમસ્કાર થાઓ ઈ-ત્યાદિ બોલવાથી શું નવકારના મુળ પદોથી થતી અસર થશે કે? નવકા-રમંત્રનું સ્મરણ કર્યું એમ કહી શકશો કે? કારણ કે મુળ શબ્દોનો નાશ થવાથી તેના વર્ણથી થતી અસરનો પણ નાશજ થાય છે.

## ક્રિયામાં શુદ્ધતાની જરૂર.

ભાષા જ્ઞાન નહીં હોવાથી આપણે સામાયિક પ્રતિક્રમણાદિમાં એવીતો અશુદ્ધિ વ્યાપેલી છે કે જો તે ઉચ્ચાર પ્રમાણેજ તેનો અર્થ કરવા બેસીએ તો તેનો તદન અનર્થજ થાય છે. મેં સાંભળ્યું છે કે કેટલાક શ્રાવકો ભાષા જ્ઞાનના અભાવે " પરથ્થકરણંચ " આ શબ્દને બદલે " પથ્થર કરણંચ " એવા શબ્દો બોલે છે તેના અર્થ તરફ વિચાર કરનાર જો કોઇ વિદ્વાન પુરૂષ પાસે હોય તો તે આવી આવી અશુદ્ધિઓથી બોલનાર ની તો નહી પણ બોલનાર જે પદ ધારણ કરી બેઠો છે તેવા જૈન શબ્દની કેટલી હાંસિ કરશે? આ દશા આપણા એકલાની થઇછે એમ નથી પણ ઘણે ભાગે આખા ભારત વર્ષની થઇ છે એમ કહેવામાં કશીપણ હરકત નથી ભૂદેવો શામાટે ભણેછે? સાંભળવા માટે નહી પણ સંભળાવવા માટે ભણેછે અથવાતો રૂપીઆ માટે ભણેછે. કોઇ વિદ્યાની કીંમત નથી કરતું માટે ભણીને શું કરીએ આમ બોલતા બ્રાહ્મણો સાંભળ્યા છે,

## કેટલાક પ્રાચીન પુસ્તકોનો નાશ.

વૈદકશાસ્ત્ર અને જ્યોતિષ શાસ્ત્ર પણ ધર્મશાસ્ત્ર અને તત્વશાસ્ત્રજ છે. જો કોઇ એમ કહેવા માગતો હોય કે વૈદ-કશાસ્ત્ર અને જ્યોતિષને ધર્મશાસ્ત્ર કેમ કહી શકાય તો તેનું સમાધાન આ પ્રસંગે હું એમ કરૂં છું કે આપણને ભક્ષ્યાભક્ષ્યનો વિચાર વૈદક

શાસ્ત્ર શીખવે છે અને ભક્ષ્યાભક્ષ્ય જ્ઞાપક તે ધર્મશાસ્ત્ર અને તત્વશાસ્ત્ર પણ છે. જ્યોતિષશાસ્ત્ર પણ કાળનું મહાત્મ્ય બતાવે છે. કોઇ પણ કાર્યમાં પાંચ કારણની જરૂર છે તેમાં કાળપણ એક કારણ છે તો તે પણ શાસ્ત્રનું એક અંગ છે. એમાં કાંઇ પણ વિશેષ કહેવાની જરૂર રહેતિ નથી. મંત્રશાસ્ત્રનું મહત્વજ આપણે ભુલી ગયા છીએ. મંત્રશાસ્ત્રથી આ પણે શું શીખી શકીયે છીએ તેનું આપણને ભાનજ નથી રહ્યુ. મંત્રશાસ્ત્ર આપણા અંતરંગ ભાવોને શુદ્ધ કરે છે. જીતેંદ્રિયપણું, મનની દ્રઢતા, સત્ય ભાષિત્વ, આદિગુણો મંત્ર શાસ્ત્ર શીખવે છે. આ ઉપરથી કહેવાનો તાત્પર્યાર્થ એવો છે કે દરેક શાસ્ત્રો ધર્મનાજ અંગો છે. એવું કોઇપણ શાસ્ત્ર ન હોઇ શકે કે જેમાંથી ધાર્મિક યા તાત્વિક અંશ આપણે ન મેળવી શકીએ.

## પૈસાને માટેજ જ્ઞાન નથી.

અફસોસની વાત છે કે આજ કાલ જ્ઞાનની પણ પૈસાની સાથે સર-ખામણી કરવામાં આવે છે. જ્ઞાનની ખરી દિશા કદી પણ પૈસા પ્રાપ્ત કર વાનિ હોતી નથી. પૈસા પ્રાપ્ત કરવાની ઇચ્છાથી જ્ઞાન સંપાદન કરવા મા ટે પ્રયત્ન કરનારા કોઇપણ કાળે જ્ઞાનને જ્ઞાનરૂપે મેળવી શકતા નથી. પૈસા માટેજ જ્ઞાની બનવાના ઉમેદવારો પોતાનું કે પારકાનું ભલું કરી શકવાના જ નથી. જ્ઞાનાભ્યાસની ભલામણ કરતાં ઘણા લોકોના મુખથી એવા શબ્દોજ સાંભળવા પડે છે કે શું કરીએ? ભણેલાની કીમત કયાં છે? અમારી કિંમત હોયતો અમે અધ્યયન કરીએને? આવા શબ્દ બોલનારાઓએ પહેલાં જ્ઞાન મેળવેલુંજ ન હોવું જોઇએ અને જો કદાચ મેળવેલું હોવું જોઇએ. આવા પ્રકારના વિચાર કરનારા અને બોલનારા થીજ આપણી અવનતિ થઇ છે. કેટલીક ટુંકી બુદ્ધિવાળા ભણવાની કીમત નહિ સમજનારા એમ પણ માને છે કે આપણા પુત્ર–પુત્રી–ભાઇ સ્નેહિ જરા ભણશે એટલે એક તૃતિયાંશ ઉભા થશે, માટે અજ્ઞાન રહેવું એજ ઉત્તમ છે, આ પ્રમાણે તેને ઇદં તૃતિયં જેવું જે લાગે છે તેમાં કાંઇ આશ્ચર્યની વાત નથી. કારણ ભણેલા માણસની પ્રવૃતિ અભણ માણસ કરતાં જુદાજ પ્રકારની હોય છે, પવિત્ર જલમાં કોઇ જાતનો દોષ નથી તે નિર્મળ છે તથાપિ જો તેને દારૂના પાત્રમાં રાખવામાં આવે તો તે મલીન કહેવાશે અને શુદ્ધ પાત્રમાં રાખવામાં આવે તો શુદ્ધ કહેવાશે આમાં વિ

દોષથી નિર્મળ જ-
ચાર કરો કે નિર્મળ જળનો શું દોષ છે? ફક્ત સુખે
ળને વખોડી કાઢવું એ બુદ્ધિમાનનું કાર્ય નથી. કેટલાક રહેલું છે
એમ કહે છે કે અજ્ઞાન રહેવામાંજ મજા છે જ્ઞાનમાં દુઃખજ નહિ.
વધારે જાણનારને વધારે ચિંતા રહે છે, ન જાણ્યું!એતો કાંઈ પીડા તમે
આવી રીતે કહેનારને આપણે પુછીશું કે અજ્ઞાનમાં મજા છે એમ તેજ
જાણ્યું તે જ્ઞાનથી જાણ્યું કે શાથી? સારૂ કે ભુંડું જે જાણવાપણું છે કરનારા
જ્ઞાન છે. તું જ્ઞાનનોશા માટે ઉપયોગ કરે છે? જ્ઞાન ઉપર દ્વેષ આવ્યા
કાળાંતરે એવા જડ થાય છે કે તેઓની સ્થિતિનું વર્ણન કરતાં દયા પરિણામ
વગર રહેતી નથી. જ્ઞાનની વિરાધના કરવાથી પણ ઘણા માંઠાં આપણને
ભોગવવા પડે છે. જ્ઞાન શું ચીજ છે? જ્ઞાન શું વસ્તુ છે? તેનું
વાસ્તવિક જ્ઞાન નહિ હોવાથી આપણી આ અવદશા થયેલી છે.

ભાષા જ્ઞાન વગર તેનું રહસ્ય બિલકુલ સમજી શકાવાનું
નથી, જ્યાં સુધી પુણ્ય શબ્દની વ્યાખ્યા પુરેપુરી રીતે આપણે
જાણતા નથી ત્યાં સુધી પુણ્યની ફતેહ ક્યાંથી મેલવી શકીએ. આ સઘળા
વિચાર ઉપરથી એમ સમજાયછે કે આપણે ભાષા જ્ઞાન ખોયું છે અને
તે મેળવવાને પ્રયત્ન કરવાની પહેલી અને ઘણુંજ અગત્યની આવશ્યકતા છે.

## જૈનશાળાઓ.

ભાષા જ્ઞાનનો આધાર જૈનશાળાઓ ઉપર છે તેથી આપણે જૈનશા
ળા તરફ નજર કરીએ. જુઓ હજારો રૂપીઆના ખર્ચ પછી તેના પરિણામ
ની તપાસ કરો. જીવાજીવા પુન્ના અથવા નવકાર ઇત્યાદિની ગોખણ પટી
શિવાય આપણે બીજું કાંઈ પણ જોઈ શકતા નથી,
તે શબ્દ માત્ર ગોખી જવાથી કાંઈ ભાસ થતો નથી.
જેટલો વખત આવી ગોખણ પટીમાં કાઢવો પડે છે તેના કરતાં થોડો
વખત જો સંસ્કૃત અભ્યાસ કરમાં રોકવામાં આવે તો પરિણામ જુદાજ
પ્રકારનો લાભ આપે. સંસ્કૃત ભાષાના જ્ઞાન વગરના માણસોને એકાદ
ગાથા વા શ્લોકનો મુખ પાટ કરવા માટે પચાસ પચાસ વખત ગોખણપટી
કરી માથું ફોડવું પડે છે જયારે ભાષા જ્ઞાન વાળો માણસ તેવા શ્લોક
ઘણુંજ સહેલાઈથી યાદ કરી શકે છે.

બરાબર શાસ્ત્રીય રીતે આપણે જો વિચાર કરીએ તો આપણે સઘ-

ળા મૃષાવાદીજ છીએ, ભગવાન મહાવીર પરમાત્મા કહેછે કે જયાં સુધી જીવને કારણ વિગેરેનું જ્ઞાન નથી થયું ત્યાં સુધી તેને મૃષાવાદીનું દુષણ લાગેછે, તેના થોડા નામ આપવામાં આવેછે,

કેટલાક ચોપડી વાંચી વાંચી પોતાનિ મેળે ગુરૂ ગમ વિના વિદ્વાન થઇ બેઠાછે એટલુંજ નહિં પણ બે અક્ષર વાંચતાં આવડયા એટલે, વિદ્વાનમાં ખપવા લાગેછે પણ યાદ રાખવું કે તમે એમ. એ. એલ એલ બી એ વીગેરે ગમેતે ડીગરી મેળવો પણ ધર્મ જ્ઞાન ગુરૂ ગમવિના યથાર્થ પણે કોઇ રીતે મળી શકેજ નહીં કહ્યું છે કે.

विना गुरुभ्यो गुण निरवेभ्यो जानाति धर्मं न विचक्षणोपि ।
आकर्ण दीर्घोंजल लोचनोपि दीपंविना पश्यति नांधकारे ॥

ગુણ નીધિ ગુરૂ વિના વિચક્ષણ માણસ પદાર્થ ધર્મને જાણી શકતો નથી જેમ મોટી અને ઉજવળ આંખ વાળો દીવા વગર અંધાકારમાં જોઇ શકતો નથી,

વચન, લીંગ, અવ્યય પ્રત્યય, સોપ્રત્યય, કારક, સમાસ તદ્ધિત, કૃદંત નામ વિભકિત આદી ભેદ વ્યાકરણનાજ છે તે જાણ્યા વીના શુદ્ધ જ્ઞાન થતુ નથી અને તેથી સુશ્રદ્ધા થવાનો પણ ભય રહેછે, વળી કાળનો મહાત્મય કાંઇક એવો અવળો ચાલતો જણાયછે કે સઉથી મોટી આંખવાળો પણ અંધારામાં જોઇ શકતો નથી ત્યાં દીવા રૂપી ગુરૂ ગમની જરૂર પડે છે તેના ઉપર પાદલિપ્ત આચાર્યનું દ્રષ્ટાંત બરાબર બંધ બેસતું થશે.

પાદલિપ્તાચાર્યનું દ્રષ્ટાંત.

એક ગુરૂ અને એક શિષ્ય બન્ને એક સ્થળે રહેતા હતા તેએ બન્ને વિદ્વાન હતા ગુરૂએ એવી વિદ્યા સંપાદાન કરી હતી કે તેથી તેઓ આકાશ માર્ગે ઉડી શકતા હતા આ સઘળું શીષ્ય પણ જોતો હતો તેથી તેને પણ તેવી વિદ્યા મેળવવાની ઇચ્છા થઇ, આવી ઇચ્છાથી તે હમેશાં ગુરૂ ભકિત કરવા લાગ્યો. ગુરૂ પાસે જઇ ભકિત પુર્વક પગ ચાંપવા લાગ્યો. અને આકાશમાં કેવી રીતે ઉડે છે તેની ખાનગી રીતે તપાસ કરવા માંડી તેને તપાસ કરતાં માલુમ પડયું કાંઇક ઐાષધિ પગે લગાડી ગુરૂ આકાશ ગમન કરી શકે છે. તેથી જયારે ગુરૂની પગચંપી કરવા

બેસે ત્યારે ગુપ્ત રીતે તે પગ સુંઘી સુંઘી ને તે ઔષધીઓ જાણવાનો પ્રયત્ન કર્યો, તે એટલો બધો વિદ્વાન હતો કે તેણે તે લેપમાંની સર્વ ઔષધિનું જ્ઞાન મેળવી લીધું અને પોતે તે સઘળી ઔષધિનો લેપ કરી આકાશ માર્ગે ઉડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ તેમાં કોઇ એવી ખામી રહી ગઇ કે એક બે હાથ ઉંચે ઉડે અને નીચે પડે. આ ઉપરથી શિષ્ય બહુ મુઝાયો અને વિચારવા લાગ્યો કે આટલી બધી મહેનત કરી પણ કાંઇ યથાર્થ ફળ મળ્યું નંહી. તે ખામી દુર કરવાને પ્રયત્ન કરવા વિચાર કર્યો તો પણ કાંઇ ઉપાઈ સુઝે નહિ. એક વખત દૈવ જોગે ગુરૂ મહારાજે શિષ્યની આ કઢંગી સ્થિતી જોઇ, ગુરૂમારાજ પોતાના શિષ્યની આટલી વિદ્વતાથી ઘણાજ ખુશી થયા અને વિચારવા લાગ્યા કે આપણે પોતાની વિદ્વતાથી સઘળું મેળવી લીધું પણ ફકત એક ગુરૂગમનીજ ખામી રહી ગઇ છે પછી શિષ્ય પ્રત્યે કહેવા લાગ્યા કે તારી વિદ્વતાથી હું પ્રસન્ન થ ચોપડ્યું, કહે કે આ બધી ઔષધિને વાટી શામાં? શિષ્ય કહે કે મહારાજ પાણીમાં વાટી છે, ગુરૂ કહે કે પાણીને બદલે ચોખાના ધોવણથી વાટીને લેપ કર તેમ કરતાં તરતજ આકાશમાં ઉડવા લાગ્યો આ ઉપરથી સમજી શકશો કે વિદ્વાન્ માણસ પોતાની વિદ્યાના બળથા જો કે ઘણું મેળવી શકે છે તોપણ ગુરૂ ગમના લેશ વગર સઘળું નિરર્થક થઇ જાય છે. સતલબ કહેવાનો એવો છે કે ગુરૂ ગમથી ઇપ્સિત ફળની પ્રપ્તિ સહેલાઇથી થઇ શકે છે.

## કળાઓ ગુમાવી

આગળના સમયમાં સ્ત્રીઓ ચોસઠ કળાની જાણ હતી અને પુરૂષો બહોંતર કળાના જાણ હતા એમ આપણે શાસ્ત્રો દ્વારા જાણી શકીએ છીએ, હાલમાં તો આપણે એટલી બધી ઉચ્ચસ્થિતિ ભોગવીએ છીએ કે તે કળાઓના નામ પણ આપણે જાણતાં નથી, હવે અહીં આપણે એક પ્રશ્ન કરીએ કે “ આપણે શું ખોયું ? ” તો તેનો જવાબ આપણે “ કળા જ્ઞાન પણ ખોયું ” એવોજ આવશે.

## ભાષા જ્ઞાન

ભાષા જ્ઞાનવિષે મને એટલું બધું લાગી આવે છે કે મને તે વિષે ફરી ફરીને બોલવું પડે છે. આપણી જ્ઞાનદશા [illegible] ન[illegible]ર કરીએ તે

ગુરૂગમ વિના શ્રાદ્ધ વિધિ જેવા ગ્રંથો પણ વાંચી શકાય તેમ નથી. અને વાંચવા બેસીએ તો જરૂર નુકસાનજ થવા સંભવ છે કારણ કે તેમાં રહેલા કેટલાક પારિભાષિક શબ્દોનું કેટલાકને ભાન પણ નથી, પ્રયાણ જેવો સાધારણ શબ્દના અર્થનું પણ કેટલાક યથાર્થ જ્ઞાન ધરાવતા નથી. આ બધું શું સુચવે છે? સંસ્કૃત ભાષાનું અજ્ઞાન સુચવે છે. આપણા ઉગતા બાળકોને શરૂઆતમાંથીજ આવું જ્ઞાન આપવું જોઇએ અને જો તેમ કરવામાં આવશે તો આપણી પુર્વની જાહોજલાલી થોડા સમયમાં આપણે મેળવી શકશું.

### આત્માનંદ.

વળી આપણે આત્માનંદ પણ ખોયોછે. તે આત્માનંદ ખાવાથી, સારાસારા વસ્ત્રાલંકરો પહેરવાથી કે પીવાથી મલીશકતો નથી પણ તે-તો તે સઘળાનો ત્યાગ કરવાથી મલી શકે તેવોછે.

આપણી અવસ્થા બદલાય છેપણ આપણું વર્તન બદલાતું નથી. બાલ્યાવસ્થા જેવાજ કજીઆ, કલેશ, કંકાસ, ખાવું, પીવું વિગેરે જેવું ને તેવુંજ ચાલુ રહેછે માટે જયાંસુધી જ્ઞાન રૂપી કુંચીવડે આત્મતિજોરી નથી ખોલી ત્યાં સુધી નિરાકુલ આત્માનંદ આપણે મેળવી શકવાના નથી.

### વ્યવહાર જ્ઞાન અને શાસ્રો.

બીજું આપણે વ્યવહાર જ્ઞાન પણ ખોઇ બેઠા છીએ. તેવા જ્ઞાનના કારણ ભૂત શાસ્રો પણ આપણે ખોઇ બેઠા છીએ, હરીભદ્ર સુરીએ ૧૪૪૪ ગ્રંથો બનાવ્યા છે. હેમચંદ્રાચાર્ય મહારાજે સાડાત્રણ કરોડ શ્લોકો બનાવ્યા છે અને યશોવિજયજીએ કેટલાક શ્લોકો અને ગ્રંથો લખ્યાછે, આપણી પાસે હાલ એમાના કેટલા છે અને આપણે તેમાંના કેટલા ગુમાવ્યા છે? તેનો તો ખ્યાલ કરો! જે નાશવંત અને મોહજનક કપડાંઓ છે તેનેમાટે સરસમાં સરસ કબાટો રાખવામાં આવે છે ત્યારે જીનેશ્વર ભગવાનના વચનને કેટલેક ઠેકાણે ઘાસલેટના ખોખામાં રાખવામાં આવે છે આ બધું શું છે? ખરેખર પંચમકાળના દોષમય પ્રભાવની આ ખુબી છે તે વિના આમ બને ખરૂં કે? પ્રતિમા પ્રતિ જેટલો ભાવ છે તેવો ભાવ આવા જ્ઞાન મંદિરો બનાવવા પ્રતિ શા માટે ન થવો જોઇએ? વરસમાં એકજ દીવસ જ્ઞાન પંચમી કરી ન બેસી રહેતા દરરોજ એવી

જ્ઞાન પંચમીઓ શામાટે ન કરવામાં આવે? હજારો રૂપીઆના ખરચ વાળા વરઘોડાની કાંઈ જરૂર નથી, તમારો મુળ સિદ્ધાંત બતાવવાની લાયકાત તમારામાં આવ્યા પહેલાં બીજાકાર્ય બાજુએ મુકો તોતેમાં કાંઈખોટુ નથી. તમારામાં આત્મ ભોગ આપનારા પુરૂષો કેમ ઉત્પન્ન નથી થતા? એક વખત તમારા હજારો આચાર્યો ઘુમતા હતા આજ તેમાંનું શું જોવામાં આવે છે? તેનો વિચાર કરશો તો તમે શું ખોયું તે સહેલાઈથી સમજી શકશો. તમારા ગ્રંથો શોધી તેમને અજવાળામાં લાવવા માટે પાશ્ચાત્ય વિદ્વાનો જે પરિશ્રમ કરે છે તેનો શતાંસ પણ તમારા માંનો કોઈ જૈન કરતો જોવામાં આવેછે? તમે પોતે તમારા તત્ત્વનો ક્ષય કરતા જાઓછો, ભાસ્કરાચાર્યનો મત સ્કુલોમાં ચાલે અને તમારા બાળકો પણ તે મતના અભ્યાસી થાય તે જોઈને તમને રોવું કેમ નથી આવતું? તમે તમારા તત્વોને સર્વે માન્ય કેમ ન કરાવી શકો? જો આવી રીતે લાંબો વખત ચાલુ રહેશે તો જીન કોણ? અને જૈન તે શું? તે અમે જાણતા નથી એમ કહેવાનો તમને પ્રસંગ આવશે. પૂર્વની અને હાલની સ્થિતિ વિચાર કરો તો આપણે તે માંહેલું બધું ખોયું છે.

### ખોયું તે પ્રયત્નથી મળે.

હજી આપણા હાથમાં લગામ રહેલી છે, બહુ રત્ના વસુંધરા એમ કહેવાય છે અને જો કોઈ આત્મભોગ આપનારા પુરૂષો બહાર પડે તો ઘણું ખરૂં આપણે મેળવી શકીએ.

પુર્વે રાજાઓ જૈની હતા અને આજ નથી તેનું કારણ વિચારતા મને તો સુઝે છે કે અમો (સાધુઓ) માની થયાં અને તમો અમારા માનના વધારનારા થયા એટલે અમે ધુરંધર આચાર્યો બની બેઠા તેથી અમે કયાંય જઈ શકીએ નહિ. પુર્વના આચાર્યો ઘણા ઘણા અપમાન કષ્ટ સહન કરીને રાજસભાઓમાં ધર્મચર્ચા કરતા અને રાજાઓને પ્રતિબોધ આપી જૈન ધર્મની ધ્વજાઓ ફરકાવતાં જે કામ આવી રીતે થઈ શકતું તેનો શતાંશ પણ કાંઈ લાખો રૂપીઆ ખર્ચવાથી બનવા જોગ છે શું? સાધુઓને સુકુમાલ બનાવનારા તમેજ છો. મહારાજ મહારાજ કરવા અને ઢોલ ત્રાંસા વજાડવા તે સાથે બેચાર પ્રભાવના કરવી એટલે બેડોપાર. મહારાજને કોઈ કાંઈ કહે તો શ્રાવકોની કોટી હાજરજ છે. પછી માનની વૃદ્ધિમાં બાકીજ શું! વળી મહારાજથી કોઈને ત્યાં ઉપદેશ દેવા જવાય નહી, ગરજ

હશે તો સાંભળવા આવશે, કહેનાર પણ તેજ સ્થીતી વાલો છે માટે જયારે મુનિમહારાજ સ્વધર્મ કીર્તિ સર્વત્ર કેમ પ્રસરે એજ લક્ષમાં લાવશે ત્યારે ખોયું કેટલેક અંશે મેળવી શકાશે.

## મુની મહારાજના ઉપદેશની જરૂર.

થોડાવખતમાં સ્વામિનારાયણનો મત ખ્યાતી પામેલોછે જેને હાલ મોટા મોટારાજા, રજપુત, કાઠી, મોટાગરાસના ધણી પણ માને છે જે લોકો માંસાહારી હતા અને શીકાર કરતા તેજ પરમ દયા ધર્મને માનની નજરે જુએ છે. અને માંસાહારના ત્યાગી બનેલા હજારો નજરે પડે છે તેનું કારણ સ્વામીનારણના સાધુઓનો ઉપદેશજ છે, અમો પણ તેમ કટીબદ્ધ થઇએ તો શું હજારો જૈન ન થાય ? થાયજ. એવો એક મોટો પુસ્તક ભંડાર કેમ ન થાય કે જ્યાં દરેક પ્રકારના પુસ્તકો મળી શકે ? જો તમે કામ કરવા ધારો તો શું ન બની શકે ? તમો દરેક એવી પ્રતિજ્ઞા કરો કે દશ કે પંદર વરસ સુધી અમારે જ્ઞાન ખાતામાંજ ખરચ કરવું. મિથ્યાભિમાનથીજ આપણે બંધુ ખોયું છે અને મિથ્યાભિમાનજ આપણા નાશનું મૂળ છે. તે ધ્યાનમાં રાખીને જે ખોયું છે તે મેળવવાનો પ્રયત્ન કરવો.

## ઉપસંહાર.

સાષા જ્ઞાનને માટે જે મારા તરફથી ભાર મુકી મુકીને બોલવામાં આવ્યું છે તેનું કારણ ટુંકામાં હું તમોને એમજ સમજાવીશકે પૂર્વ જે શાસ્ત્રો કરનારા થઈ ગયા છે તે શાસ્ત્રોના હાલ વાંચનારા પણ મળતા નથી અને સાંભળનારાનો દુકાળ નજરે જોવાય છે, અને તેથીજ તત્ત્વના પુસ્તકની કોઇને ઇચ્છા નથી થતી તેથીજ તાત્વિક જ્ઞાન મંદ થતું જાયછે કથાનુયોગનું જ્ઞાન વધતું જાય છે. આપણા ધર્મનો જય કથાનુયોગથી નથી પણ તત્વ જ્ઞાનથી છે તેથી તત્વ જ્ઞાન કેમ તરતપ્રાપ્ત થાયછે એજ વિચાર દરેક શ્રોતાઓના હૃદયમાં ઉદ્દભવે એજ મારા બોલવાનો ઉદ્દેશ છે.

આપણે સંપ ખોઈ બેઠા છીએ તેથી અંગ છેદમાથી નિવૃતિ મળતી નથી જયારે સંપ મેળવશું ત્યારે અનેક જ્ઞાતિ વાલા હજારો જૈન આપણી નજરે જોઇ શકશું

---

# વ્યાખ્યાન ૪ થું.

# પુરૂષાર્થ.

(તા૦ ૩૦ મી જુન ૧૯૦૭)

મંગલાચરણ.

अज्ञानतिमिरांधानां ज्ञानांजन शलाकया
नेत्र मुन्मिलितं येन तस्मै श्री गुरवे नमः ॥

ઉપોદ્ઘાત.

વર્તમાન પત્રો અને પુસ્તકદ્વારા તેમજ કેટલાક વકતાઓ તરફથી આ પુરૂષાર્થનો વિષય અનેક રીતે ચર્ચાએ ચડેલોછે તેથી તે વિષય શ્રોતા જનોને અપરિચિત નથી. પુરૂષાર્થ એ શબ્દ સામાન્ય અને પ્રચલિત છે છતાં એ વિષયપર બોલવાની મને આજે જે ઇચ્છા થઈ છે તે કેટલે અંશે વ્યાજબી છે તેને માટે એટલુંજ કહેવું બસ થઇ પડશે કે **सब्दानां अनेकार्थः** એટલે એકજ શબ્દના જુદી જુદી અપેક્ષાથી અનેક અર્થ થઇ શકે છે. અને તે અર્થ પણ તે તે અપેક્ષાથી વિષયના સંબંધમાં કાંઇક નવીન અને ઉપયોગી અજવાળું પાડે છે: તેથી આ વિષયના સંબંધમાં મારા તરફથી જે વિચારો હાલ હું બતાવું છું તે પુનરૂકિત રૂપતો નહિજ ગણાય.

આપણા નિત્યના સામાન્ય પ્રસંગે પણ આપણે કોઇના સન્માનાર્થે પધારો પધારો, બેસો બેસો, કહીએ છીએ, પ્રભુ ભકિતમાં તુંહી તુંહી એમ સ્વાભાવિક રીતે બેવાર બોલીએ છીએ તેવીજ રીતે ઉપદેશની અપેક્ષાથી એનો એજ વિષય ફરીથી મારા તરફથી કહેવામાં આવતો હોય એવું જણાય તો તે શાસ્ત્રના ફરમાનથીજ છે માટે તેમાં પુનરૂકિત દોષ લાગતો નથી. એમ સમજવું આટલું કહી હવે પુરૂષાર્થ એ વિષય ઉપર હું બોલીશ.

## પુરૂષાર્થ એટલે શું.

પુરૂષાર્થ શબ્દમાં પુરૂષ અને અર્થ એવા બે શબ્દો છે. સૌથી પ્રથમ આપણને શબ્દ જ્ઞાનની જરૂર છે કારણ કે જ્યાં સુધી એક શબ્દનો અર્થ બરાબર જાણવામાં નહોય ત્યાં સુધી તે શબ્દના દરેક પ્રદેશમાં આપણા વિચારો ફરી વળતા નથી અને તેમ થવાથી તે શબ્દના વિષયમાં આપણી સ્થિરતા થતી નથી માટે વ્યાકરણના નિયમ પ્રમાણે શબ્દ જ્ઞાન હોવાની પ્રથમ જરૂર છે કેટલીક વખતે શબ્દોનો અર્થ સમજાયા વગર પ્રવાહની અપેક્ષાએ લોકો તેનો અર્થ કહે છે. પુરૂષાર્થ શબ્દના અર્થમાં पुःपवने એટલે પવિત્ર થવું એ ધાતુ છે અને पुनाति स्वं परं वा यः स पुरूषः એટલે જે પોતાને અને પરને પવિત્ર કરે છે તે પુરૂષ કહેવાય છે અથવા पूर्षु शेरते એટલે શરીરને વિષે જે શયન કરે છે તે પુરૂષ કહેવાય છે. ઉપરના બંને અર્થો સાર્થક છે કારણ કે તે ઉપરથી ભાવાર્થ એવો નીકળી શકે છે કે પુરૂષ એટલે આત્મા હવે બીજો અર્થ શબ્દ છે તેની વ્યુત્પત્તિ अर गतौ. अर ધાતુ ગતી અર્થમાં વપરાય છે अर्ति इति अर्थः એટલે પામવું. જે જે ગતિ અર્થના ધાતુ છે તે તે પ્રાપ્તિ અર્થનાં પણ કહેવાય છે અથવા अर निष्कासने એ ધાતુ પરથી એવો અર્થ નિકળે છે કે જે કાંઈ બીજુ હોય તેને દૂર કરવું. એટલે પ્રમાદનો ત્યાગ કરવો "पुरुषं अर्थापयति (युक्त नामकरोति) इति पुरुपार्थ અથવા पुरुषस्य अर्थः पुरुषार्थ એ પ્રમાણે સમાસ થાય છે. પુરૂષ એટલે આત્મા અને અર્થ એટલે ક્રિયા આ બંને શબ્દનો સમાસ થવાથી પુરૂષાર્થ શબ્દ થએલોછે જે ક્રિયાથી પુરૂષ યથાર્થ નામ અને યથાર્થ ગુણવાળો થાય છે તે ક્રિયાનો સંબંધ જેની સાથે છે તે પુરૂષ અને તે પુરૂષનો અર્થ તે પુરૂષાર્થ.

## પુરૂષની શુદ્ધ અને અશુદ્ધ સ્થિતિ

"પુરૂષ એટલે આત્માની બે પ્રકારની સ્થિતિ છે એક શુદ્ધ અને બીજી અશુદ્ધ સ્વપરને પવિત્ર કરનારી પ્રથમ વ્યાખ્યા શુદ્ધ સ્થિતિને લાગુ થાય છે અને બીજી વ્યાખ્યા અશુદ્ધ આત્માને લાગુ થાય છે એટલે જે આત્મા અજ્ઞાનથી મસ્ત થએલો હોય તેને બીજી વ્યાખ્યા લાગુ થાય છે. પવિત્ર આત્મા જે સ્વભાવ જન્ય ક્રિયા કરતો હોય

# વ્યાખ્યાન ૪ થું.

# પુરૂષાર્થ.

(તા૦ ૩૦ મી જુન ૧૯૦૭)

મંગલાચરણ.

अज्ञानतिमिरांधानां ज्ञानांजन शलाकया
नेत्र मुन्मिलितं येन तस्मै श्री गुरवे नमः ॥

ઉપોદ્ઘાત.

વર્તમાન પત્રો અને પુસ્તકદ્વારા તેમજ કેટલાક વકતાઓ તરફથી : પુરૂષાર્થનો વિષય અનેક રીતે ચર્ચાએ ચડેલોછે તેથી તે વિષય શ્રોતા જનોને અપરિચિત નથી. પુરૂષાર્થ એ શબ્દ સામાન્ય અને પ્રચલિત છે છતાં એ વિષયપર બોલવાની મને આજે જે ઇચ્છા થઈ છે તે કેટલે અંશે વ્યાજબી છે તેને માટે એટલુંજ કહેવું બસ થઇ પડશે કે **सब्दानां अनेकार्थः** એટલે એકજ શબ્દના જુદી જુદી અપેક્ષાથી અનેક અર્થ થઇ શકે છે. અને તે અર્થો પણ તે તે અપેક્ષાથી વિષયના સંબંધમાં કાંઇક નવીન અને ઉપયોગી અજવાળું પાડે છે: તેથી આ વિષયના સંબંધમાં મારા તરફ થી જે વિચારો હાલ હું બતાવું છું તે પુનરૂકિત રૂપતો નહિજ ગણાય.

આપણા નિત્યના સામાન્ય પ્રસંગે પણ આપણે કોઇના સન્માનાર્થે પધારો પધારો, બેસો બેસો, કહીએ છીએ, પ્રભુ ભકિતમાં તુંહી તુંહી એમ સ્વાભાવિક રીતે બેવાર બોલીએ છીએ તેવીજ રીતે ઉપદેશની અપેક્ષાથી એનો એજ વિષય ફરીથી મારા તરફથી કહેવામાં આવતો હોય એવું જણાય તો તે શાસ્ત્રના ફરમાનથીજ છે માટે તેમાં પુનરૂકિત દોષ લાગતો નથી. એમ સમજવું આટલું કહી હવે પુરૂષાર્થ એ વિષય ઉપર હું બોલીશ.

## પુરૂષાર્થ એટલે શું.

પુરૂષાર્થ શબ્દમાં પુરૂષ અને અર્થ એવા બે શબ્દો છે. સૌથી પ્રથમ આપણને શબ્દ જ્ઞાનની જરૂર છે કારણ કે જ્યાં સુધી એક શબ્દનો અર્થ બરાબર જાણવામાં નહોય ત્યાં સુધી તે શબ્દના દરેક પ્રદેશમાં આપણા વિચારો ફરી વળતા નથી અને તેમ થવાથી તે શબ્દના વિષયમાં આપણી સ્થિરતા થતી નથી માટે વ્યાકરણના નિયમ પ્રમાણે શબ્દ જ્ઞાન હોવાની પ્રથમ જરૂર છે કેટલીક વખતે શબ્દોનો અર્થ સમજાયા વગર પ્રવાહની અપેક્ષાએ લોકો તેનો અર્થ કહે છે. પુરૂષાર્થ શબ્દના અર્થમાં पुःपवने એટલે પવિત્ર થવું એ ધાતુ છે અને पुनाति स्वं परं वा यः स पुरूषः એટલે જે પોતાને અને પરને પવિત્ર કરે છે તે પુરૂષ કહેવાય છે અથવા पूर्पु शेरते એટલે શરીરને વિષે જે શયન કરે છે તે પુરૂષ કહેવાય છે. ઉપરના બંને અર્થો સાર્થક છે કારણ કે તે ઉપરથી ભાવાર્થ એવો નીકળી શકે છે કે પુરૂષ એટલે આત્મા હવે બીજો અર્થ શબ્દ છે તેની વ્યુત્પત્તિ अर गतौ. अर ધાતુ ગતી અર્થમાં વપરાય છે आर्ति इति अर्थः એટલે પામવું. જે જે ગતિ અર્થના ધાતુ છે તે તે પ્રાપ્તિ અર્થનાં પણ કહેવાય છે અથવા अर निष्कासने એ ધાતુ પરથી એવો અર્થ નિકળે છે કે જે કાંઈ બીજુ હોય તેને દૂર કરવું. એટલે પ્રમાદનો ત્યાગ કરવો "पुरुषं अर्थापयाति (युक्त नामकरोति) इति पुरुपार्थ અથવા पुरुषस्य अर्थः पुरुषार्थ એ પ્રમાણે સમાસ થાય છે. પુરૂષ એટલે આત્મા અને અર્થ એટલે ક્રિયા આ બંને શબ્દનો સમાસ થવાથી પુરૂષાર્થ શબ્દ થએલોછે જે ક્રિયાથી પુરૂષ યથાર્થ નામ અને યથાર્થ ગુણવાળો થાય છે તે ક્રિયાનો સંબંધ જેની સાથે છે તે પુરૂષ અને તે પુરૂષનો અર્થ તે પુરૂષાર્થ.

## પુરૂષની શુદ્ધ અને અશુદ્ધ સ્થિતિ

"પુરૂષ એટલે આત્માની બે પ્રકારની સ્થિતિ છે એક શુદ્ધ અને બીજી અશુદ્ધ સ્વપરને પવિત્ર કરનારી પ્રથમ વ્યાખ્યા શુદ્ધ સ્થિતિને લાગુ થાય છે અને બીજી વ્યાખ્યા અશુદ્ધ આત્માને લાગુ થાય છે એટલે જે આત્મા અજ્ઞાનથી મસ્ત થએલો હોય તેને બીજી વ્યાખ્યા લાગુ થાય છે. પવિત્ર આત્મા જે સ્વભાવ જન્ય ક્રિયા કરતો હોય

તે અને પવિત્ર આત્મા પરભાવ જન્ય ક્રિયા કરેતે અને બીજી રીતે મનુષ્ય કર્તવ્યને પણ પુરૂષાર્થ કેહેવાય. હવે આ બંને જાતના આત્માની ક્રિયાને ચાર વિભાગમાં વહેંચી શકાય છે.

## ધર્મ અર્થ કામ અને મોક્ષ

ઉપરની વ્યાખ્યા પ્રમાણે જે આત્મા પોતે મલીન હોવા છતાં પવિત્ર થવાની ઇચ્છા રાખતો હોય તેની સાથે ધર્મ રહેલોછે અને જે આત્મા અવ્યકત પણે તદ્દન મલીન છે તેની સાથે અર્થ અને કામ રહેલાછે. એટલે જેને શુદ્ધ ઉપયોગ હોય તે ધર્મને આદરી શકે છે અને જેઓ ઉપયોગ શુન્ય છે અર્થાત્ પ્રવાહની અપેક્ષાએ દોડાદોડ કરે છે તેઓ અર્થ અને કામનેજ પ્રથમ અનુસરનારા છે. અર્થ અને કામ શિવાયની ઉંચ્ચ સ્થિતિ તેમના આત્માની મલીનતાને લીધે તેઓના ખ્યાલની બહાર રહી જાય છે.

ઉપરના ચારે ભેદના અનુક્રમમાં પણ કાંઇ ખાસ હેતુ રહેલો છે એટલે કે પ્રથમ ધર્મ અને ધર્મની અનંતર અર્થ અને કામ રહેલા છે માટે ધર્મ સહિત અર્થ અને અર્થ સંહિત કામ એમ ઉત્તરોતર સંબંધ રહેલો છે માટે તે ક્રમ યુક્ત છે ધર્મ ક્રિયા કરનાર પુરૂષની નિષ્ટા સદા મોક્ષ સાધનને માટે હોય છે તેને અર્થ અને કામ તો ઔદાસિન્યપણે એની મેળે આવી મળે છે. જેમ એક ગામથી બીજે ગામ જતાં અપેક્ષા વગરના બીજા ઘણા સ્ટેશનો વચમાં આવે છે તેમ ધર્મથી મોક્ષ ગામ જવામાં અર્થ અને કામ તો નિરપેક્ષ સ્ટેશનો જેવા છે. ધર્મીની છેલ્લી નેમ મોક્ષ સુધી પહોંચવાની હોય છે અને અર્થ કામ તો તેને માર્ગમાંજ આવે છે.

## ધર્મ.

આ ઉપરથી સમજવું જોઇએ કે જે ધર્મથી અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થાય છે તે ધર્મ દરેક મનુષ્યને કરવા યોગ્ય કેમ ન હોય? ધર્મીને માટે કેવા પ્રકારની યોગ્યતા જોઇએ તે વિષે સમજવું. કેઃ—

इहोपपत्ति ममकेन कर्मणा क्वच प्रयातव्यमितो भवादिति
विचारणा यस्य न जायतेहृदि कथं स धर्मः प्रवणो भविष्याति

એટલે મારી ઉત્પત્તિ જે અહીંઆ થઇછે તે કયા કર્મના હેતુએ કરીને થઇ છે, અને આ ભવથી મારે કયાં જવાનું છે એવા બે વિચારો જેના હૃદયમાં ઉદ્‌ભવતા નથી તે મનુષ્ય ધર્મને લાયક કેમ થઇ શકે ? અર્થાત પોતાની ભવાંતરની અને ઉ-તરો-તર સ્થિતિની વિચારણા જેના હૃદયમાં રહેલી છે તેજ ધર્મને લાયક થઇ શકે છે અને ધર્મ પુરૂષાર્થ સાધવાને ઉપરના બે વિચાર યુકત મનુષ્ય યોગ્ય ગણી શકાય છે.

## ધર્મના અનેક અર્થ.

ધર્મના અનેક અર્થો છે વસ્તુ અને વસ્તુનો ધર્મ એટલે વસ્તુ (પદાર્થ) અને સ્વભાવ એવો અર્થ થાય છે. દુર્ગતિમાં પડત, જીવો ને જે બચાવે તે પણ ધર્મ કહેવાય છે. **धारयते इति धर्मः** એટલે ધારણ કરી રાખે તે ધર્મ એવો અર્થ પણ ઘણાઓ કરે છે. વળી ધર્મ તે એક પુરૂષની ક્રિયા છે અને જે પુરૂષની ક્રિયા પુરૂષત્વપણાને ધારણ કરી રાખે તે ધર્મ અને બીજી ધર્મની વ્યાખ્યા એવા પ્રકારની છે કે જેથી સારૂં અને નરસુ, પુન્ય અને પાપ વિગેરે જણાય તે ધર્મ.

## અભયકુમારનું દ્રષ્ટાંત.

એક વખત શ્રેણિક મહારાજે પોતાના સભાજનો સમક્ષ પ્રશ્ન કર્યો કે મારી પ્રજામાં ધર્મી ઘણા છે કે અધર્મી? આ પ્રશ્નના જવાબમાં સહુ કોઈએ શ્રેણીક રાજાને તેની પ્રજા ધર્મી કહી પરંતુ અભયકુમારે જવાબ નહિ આપતાંમૌન ધારણ કર્યું શ્રેણીકરાજાને હમેશા અભયકુમારના અભિપ્રાયઉપર બહુ પ્રતિતી હતી તેથીઅભયકુમારને એજ પ્રશ્ન ફરીથી પૂછયો તેના જવાબમાં અભયકુમારે જવાબ આપ્યો કે ઘણા લોકો અધર્મી અને કોઇકજ ધર્મી હશે અભયકુમારનો આવી રીતનો જુદો અભિપ્રાય જાણવાથી શ્રેણીક રાજાએ તેને આ બાબતની ખાત્રી કરી આપવા કહ્યું, અભયકુમારે કબુલ કરીને ગામમાં ઢંઢેરો ફેરવ્યો કે આવતી કાલે ગામની બહાર એક સફેત અને શ્યામ એમ બે રંગના બે તંબુ નાખવામાં આવશે માટે જે ધર્મિ હોય તેમણે કાળા તંબુમાં જવું આ ઢંઢેરો સાંભળીને સવાર થયું કે આખું ગામ જે સફેદ તંબુ હતો તેમાં જઇને ભરાયું અને કેટલાક તંબુમાં નહિ સમાવાથી બહાર તંબુને પકડીને ઉભા રહયા, ફકત બેજ

માણસો કાળા રંગના તંબુમાં જઇને બેઠા પછી અભય કુમારે શ્રેણિક રાજાને સાથે લઈને તે જગ્યાએ આવ્યો અને તે લોકોને ધર્મ વિષે સવાલ કર્યો ત્યારે મરજીમુજબ ઉત્તર સર્વે લોકોએ આપ્યો તે સાંભળી અભય કુમાર કહ્યું કે આ ધોળા રંગના તંબુમાં ભરાયેલા બધા અધર્મી છે અને આ બેજ પુરૂષો જે કાળા રંગના તંબુમાં છે તેજ ધર્મી છે, રાજાએ તે સમજવા માટે કાળા રંગના તંબુમાં બેઠેલા લોકો પાસે જઇને તેમને કાળા રંગના તંબુમાં આવવાનું કારણ પૂછયું જેના જવાબમાં તે પુરૂષોએ પોતાની જીંદગીમાં કોઇ વ્રતભંગની થએલી ભૂલ માટે પોતાનો ખેદ જાહેર કરતાં પોતે પાપી હોવાનો સ્વીકાર કર્યો અને તેથી ઉલટું જેઓ સફેદ તંબુમાં ભરાયા હતા તે સઘળાઓ પોતાની નજીવી ધર્મ ક્રિયાથી પોતાને ધર્મી કહેવા લાગ્યા. આ ઉપરથી ખરા ધર્મી કેટલા છે તે અભયકુમારે રાજાને બતાવ્યું અને સમજાવ્યું કે જગતમાં પોતાના હાથે થતાં અધર્મનો વિચાર કરનારા બહુજ થોડા લોકો છે. આ ઉપરથી આપણે ધર્મનું સ્વરૂપ સમજવું જોઇએ.

**એક પુરૂષાર્થ માટે બીજાનું બળીદાન.**

ઉપર જે ચાર પુરૂષાર્થ બતાવ્યા છે તેને પ્રાપ્ત કરવામાં એવું બને છે કે એક પુરૂષાર્થ પ્રાપ્ત કરવા માટે બીજા પુરૂષાર્થનો ભોગ અપાય છે. એક માણસને એક પુત્ર હતો અને બીજા ત્રણ જોઈતા હતા તેથી તે મેળવવાની ઇચ્છા કરતાં તેને જવાબ મળ્યો કે જો તું તારા એક છોકરાનો ભોગ આપીશ તો તને બીજો પુત્ર મળશે આ વાતને કબુલ કરી તે માણસ એક પુત્રના ભોગે જેમ બીજા પુત્રને પ્રાપ્ત કરે તેવી સ્થિતિ ચારે પુરૂષાર્થની પ્રાપ્તને માટે જણાય છે તે અનુચિત છે અને તમારી હાલની પ્રવૃત્તિ એવી જણાય છે કે તમે એક પુરૂષાર્થ સાધવા જતા બીજા પુરૂષાર્થની દરકાર રાખતા નથી જ્યારે અર્થ મેળવવાનો પ્રયત્ન કરાય છે ત્યારે તમે ધર્મનું બળીદાન આપોછો અને કામનું સેવન કરતાં ધર્મ અને અર્થ બંનેનું બળીદાન આપોછો. વિચાર કરો કે કયોમાણસ નિતિથી અર્થની પ્રાપ્તિ કરે છે ? ખરી રીતે તો અર્થ અને કામ પુરૂષાર્થ ધર્મ ને મદદ કરનારા હોવા જોઇએ તેને બદલે આપણી નજરે ઉલટોજ પ્રકાર દેખાયછે. ગમેતે અધર્મ કરીને પણ અર્થની પ્રાપ્તિ કરવાની પ્રવૃત્તિ બહુજ વધીપડી છે. અને એવા અર્થથી ધર્મ અને અર્થને હણી નાખે એવા રૌદ્ર કામનું સેવન વધી પડયું છે.

## અર્થ પુરૂષાર્થ

જે અર્થ મેળવતી વખતે અથવા જે અર્થના વ્યય વખતે અનર્થ થાય તો તે અર્થ પુરૂષાર્થ કહેવાય નહી, દ્રવ્યપ્રાપ્તિ નિમિ-તે જે ક્રિયા અને જે પ્રવૃત્તિ બીજાઓ પર તમે કરોછો તેજ ક્રિયા અને તેજ પ્રવૃત્તિ જો તમારા માટે કોઇ કરતો હોય અર્થાત્ તમારાપર કોઇ અના-તિ કે અન્યાય કરતો હોય તો તમોને કેટલું લાગે ? જે અર્થની પ્રાપ્તિથી બીજાને દુઃખ થતું હોય તે અર્થ અન્યાયથી પ્રાપ્ત કરેલ છે એમ સમજવું અને જયારે આવા અન્યાયથી અર્થની પ્રાપ્તિ થાય છે ત્યારે તે અર્થ વડે કુટુંબના બધા લોકોની બુદ્ધિ બગડે છે અને તેના પરિણામે અનેક કલેશની પરંપરાઓ જાગે છે, બાપનો પૈસો છોકરો ઉડાવી દેછે અને અનેક છોકરાઓ કુલાંગાર પેદા થાય છે. પણ જો દ્રવ્ય નિતિથી પ્રાપ્ત કરેલું હોય તો તે યોગ્ય રીતે ભોગ ઉપભોગમાં લેવાય છે અને તેનો વ્યય પણ સદકાર્યમાંજ થાય છે. જુઓ કે તમારી નજરેં લાખો માણસો એવા દેખાય છે કે જેઓને એકવખત પણ ખાવાનું નથી મળતું. તમારી નજરે આ દેખાવ હોવા છતાં તમારા હૃદયમાં દયાની ઉત્પત્તિ થતી નથી અને એવાઓને માટે તમારો પૈસો વાપરવાની તમારી બુદ્ધિ થતી નથી. મારામારી અને ધમાધમમાં તમો કોર્ટોદ્વારા તથા બીજી રીતે હજારો રૂપિયાનું પાણી કરોછો, ખોટી રીતે તમારા લાખો રૂપીઆનું પાણી થાયછે અને તમારા મુર્ખાઇથી તમે બીજા લોકોના ઘરના ઘર ભરી દોછો, તમારી ઈંદ્રિયના નઠારા વિષયના પોષણને માટે તમારા પૈસાને તમો એવી રીતે ખરચોછો કે જે જોઈ વિદ્વાન નરોને હસવું આવે છે, તે છતાં તમારૂં હૃદય દયાથી ભીંજાઇ જાય તેવા ગરીબ ભાઇઓને માટે એક રાતી પાઇ વાપરવાને તમોને ઉત્સાહ થતો નથી એજ બતાવી આપે છે કે તમે અનીતિથી દ્રવ્ય પેદા કરો છો. તેથીજ આવી બુદ્ધી થાય છે.

જયારે કોઇ પણ ધર્મનું કામ આવી પડે છે ત્યારે તમે કાગળ લઇ ટીપ કરવા મંડોછો, અગાઉ આવી નજીવી ટીપમાં કોઈ સમજતું નહતું. કોઇ પણ ધર્મ કાર્યમાં પૈસાની જરૂર જણાતી તો એકજ ગ્રહસ્થ લાખો અને કરોડો રૂપીઆ આપી દેતા આજે તો કોઇ ગરીબને પાંચ રૂપીઆ આપવા હોય તો ચાર આઠ આના માટે જયાં ત્યાં ભિક્ષા માગવી પડે છે હવે

કહો કે જ્યારે તમને બે ચાર રૂા. આપવાને પણ ઉત્સાહ થતો નથી તો પછી તમારૂં દ્રવ્ય સદ્‌માર્ગથી પ્રાપ્ત થએલ છે કે અસદમાર્ગથી તેનો તમેજ ખ્યાલ કરી લેશો. નાટક જોવામાં સરતોમાં સેલ સપાટામાં અને કેટલાક તો વ્યભિચાર જેવા નીચ કૃત્યોમાં હજારો રૂપીઆનું પાણી કરતા દેખાય છે તેનું કારણ એજ સમજાય છે કે અનર્થથી મેળવેલ અર્થથી અર્થ ન થતાં અનર્થજ થાય છે.

## કામ પુરૂષાર્થ

કામ શબ્દ कमुकान्तौ ધાતુ ઊપરથી થએલ છે તેથી કામનો અર્થ એમ થાય છે કે જે પોતાને અને બીજાને રમણીક લાગે તે કામ કહેવાય છે. મનની દરેક ઇચ્છાઓનો કામમાં સમાવેશ થાય છે તેથી પાંચ ઇંદ્રિયોના વિષયનું સેવન કરવું તે પણ કામ કહેવાય છે.

### ચક્ષુ ઇંદ્રિયનો કામ.

જો કે નેત્રના વિષયને કામ કહેવાય છે તો પણ એટલું તો જરૂર સમજવું કે ચક્ષુ વડે પારકી સ્ત્રીઓને ખરાબ નજરથી જોવી તે કાંઇ કામ પુરૂષાર્થ કહેવાય નહિ. પરંતુ તેજ નેત્રોથી યોગ્ય અયોગ્ય જોવું, સારા સારા ગ્રંથો વાંચવા પ્રભુ પ્રતિમાના તથા મહાત્મા પુરૂષોના દર્શન કરવા તેજ નેત્રનો વિષય કહેવાય છે. માટે આ જગતમાં કેટલા માણસો દુઃખી છે, કેટલા ભુખ્યા છે તે તરફ દયાની, નજરથી જુઓ અને તમારાથી બનેતો તેઓનું દુઃખ ટાળી તમે તેઓને તમારા જેવા કરો. આંખોથી દેવ અને ગુરૂના દર્શન કરો પણ તે આંખથી કોઇને દુશમન તથા બીજી રીતે જોવાનું નથી.

### કર્ણેદ્રિયનો કામ

જો કે કર્ણેદ્રિયનો વિષય સાંભળવાને માટે છે તે છતાં ધ્યાનમાં રાખવું કે તે કાંઇ ગાળો કે ફટાણા સાંભળવાને નથી પરંતુ શાસ્ત્રની શિખામણ સાંભળવાને માટે છે. વિવાહના પ્રસંગે તમારી હાજરી વખતે તમારો સ્ત્રી વર્ગ કઠોર કટુક અને અપ શબ્દ બોલે અને તમે તે સાંભળતા હો તો મારે કહેવું જોઇએ કે તમે તમારા કાનના વિષયનો દુરૂપયોગ કરો છો. પ્રભુની સ્તુતિ સાંભળતાં તમોને આનંદ

થાચ નહિ અને નાટક જોવામાં તમારા કાન તત્પર રહે તો તે કર્ણેદ્રિય ના વિષયનો કામ પુરૂષાર્થ કહેવાયજ નહિ. કામ પુરૂષાર્થ સેવવાને તમોને ત્યારેજ અધીકારી ગણી શકાય કે જ્યારે પવિત્ર અને ઉંચા ભાવ વાળા ગીત તથા શાસ્ત્રના શબ્દો સાંભળવાને તમારી ઈચ્છા જાગૃત રહે. બાકી ગાન તાનતો ઝેરી સર્પ અને ચપળ હરણ પણ સાંભળે છે તે કાંઇ પુરૂ-ષાર્થ નથી પણ એક બંધનજ છે, કે જેથી પોતાના પ્રિય પ્રાણનો નાશ થાય છે. તેમ તમારા ભાવ પ્રાણનો નાશ ન કરો.

## ઘ્રાંણેદ્રિયનો કામ.

સારી સુગંધિ ચીજ સુંઘવાવેથી આપણને આનંદ થાય છે અને દુર્ગંધિ ઉપજાવે એવી ખરાબ વસ્તુથી આપણને કંટાળો આવે છે પરંતુ પુરૂષનો વિષય દુર્ગંધીથી કંટાળવા માટેનો નથી માત્ર સુગંધિ અને દુર્ગંધિ વિષયોનું જ્ઞાન મેળવવા માટેનો છે. અને મલીન પદાર્થોથી દુગં-છા કરવી યુકત નથી કેમકે એવા દુર્ગંધિ પદાર્થો આપણા શરીરમાં પણ ભરેલા છે. અને ખરી રીતે જો દુર્ગંધી સુગંધીના સ્વરૂપને સમજતા હો તો તમો કદી વિષયમાં લીન થઇ તમારૂં અહિત કરોજ નહીં. માટે વસ્તુના જ્ઞાનને માટેજ ઇંદ્રિયોના વિષયનો ઉપયોગ કરવાનો છે.

## જીંહા ઈંદ્રિયનો કામ.

હજારો જીવોની હિંસા કરીને જો તમે તમારી રસના ઇંદ્રિયને તૃપ્ત કરતા હોતો તે કામ પુરૂષાર્થ કહેવાશે નહિ. કારણકે જેથી બીજાને દુઃખ થાય તે કામ કહેવાયજ કેમ? એક પુરૂષને એક પુરૂષાર્થ સારો લાગતો હોય અને તેથી અસંખ્ય પુરૂષના પુરૂષાર્થનો નાશ થતો હોયતો શું તેને પુરૂષાર્થ કહી શકાશે કે? એકેંદ્રિ આદી જીવો પોતાનો કામ પુષારૂર્થ સે વે છે હવે તેને પુરૂષાર્થનું સેવન કહી શકાય કે? બીજાના પ્રાણના ભોગે આપણે સુખની ઈચ્છા રાખીએ તેના જેવું ક્રૂર કૃત્ય બીજું કયું કહી શકાય? વસ્તુવગર ચાલતુંજ નથી તે અશકય પરીહાર કહેવાયછે અને તેમાં ઉપાયના અભાવે પ્રવૃતિ કરાય છે પણ જેથી પંચેંદ્રિનો ઘાત થાય તેવા માંસ મદી રાનું સેવન કરવું અને રસનેંદ્રિને તૃપ્ત કરવી તે કદી પુરૂષાર્થ કહી શકાય નહિ બ્રાહ્મણ વાણીઆના ભોજનમાં કૂતરૂં આવે તો રસોઇ વટલાઇ જાય છે પરંતુ બિલાડી આવેછે ત્યારે રસોઇ વટલાતી નથી આનું કારણ એવું છે કે

બિલાડીને અટકાવવી અશકય છે તેવીજ રીતે જે વસ્તુનો ત્યાગ થઇ શ-કતો નથી તે અશકય પરીહાર છે પરંતુ સેંકડો જાતની લીલોતરી મુકી કંદ મુળનું સેવન કરવું તે કાંઈ કામ પુરૂષાર્થ કહેવાય નહિ.

## ભોગોપભોગની શુદ્ધિ

તમે જ્યારે જમવા બેસો છો ત્યારે તમારામાંના કેટલા એક એકજ થાળમાં ચાર પાંચ જણા બેસી જાય છે, અને તેમાં આનંદ માને છે પણ હું કહું છું કે તમે તે રસોઇનો રસ લોછો કે એક બીજાની લાળના રસમાં આનંદ માનો છો? આ બતાવી આપે છે, કે પુરૂષાર્થના સેવનમાં તમો વિવેકનો ઉપયોગ કરતા નથી. વળી કેટલાએક એમ માને છે કે જૈન ધર્મમાં પાણી ઢોળવાથી પાપ કહેલું છે, અજોએળી જેવું છે કે કોઈના ગળા રેંસી આવવા કે કોઇના ગાદલા ગોદડા હેરરાજ કરાવવા તેમાં પાપ નહિ અને પાણી ઢોળવામાં પાપ! આવા મુર્ખાઇ ભરેલા વિચારથી કેટલાએક લોકો મહિના સુધી ન્હાતા નથી અને ધર્મનું બાનુ આપે છે પણ એ ઘણું ખોટું છે કારણ કે બાહ્ય શુદ્ધિ તો રાખવીજ જોઇએ કેમકે બહારની અશુચિ અં-તરને મલીન કરે છે. કેટલાએક લોકો સવારમાં દેહરે દર્શન કરવા જાય છે કેટલા એક પ્રતિક્રમણ કરવા જાય છે ત્યારે તેઓ મલીન હોય છે પણ તે યુકત નથી, સ્વચ્છ અને પવિત્ર થઇનેજ ધર્મ ક્રિયા કરવાની છે. મલીન પણે જે વસ્તુનો ઉપભોગ થાય છે તે રસના ઇંદ્રિયનો કામ કહી શકાય નહિ.

## જમણ વારમાં વિવેકની જરુર.

જમણવાર માટે જો આપણે જોઈશું તો એવો દેખાવ નજરે પડે છે કે જેને માટે આપણને ઘણીજ દુગંછા ઉત્પન્ન થયા વગર રહે નહિં. તમે શ્રાવક અને દયા ધર્મી હોવાનો દાવો કરો છો પણ ખરૂં જોતાં તમારા જમણવારમાં પશુ જમણ જેવોજ દેખાવ નજરે પડેછે જમણવાર ની તમારી ગેરવ્યવસ્થા રાખીતમે ધર્મના નામને કલંક આપોછો એટલુંજ નહિ પણ તમારા વ્યવહારમાં પણ તમોને ઘણું નુકસાન થાય છે. જમણ-વારમાં એઠવાડ એટલો બધો થાય છે કે બીજે દિવસે એજ જગ્યાએ લાખો કીડાઓ ગદબદતા હોય છે. આવા રાક્ષસી જમણવાર કાંઇ રસેંદ્રિય

જન્ય પુરૂષાર્થમાં ગણી શકાય નહિ. પ્રમાદને વશ થઇને તમે તમારી પ્રવૃત્તિમાં વિવેકને જલાંજલીજ દીધીછે. તમારા ધર્મ, ઘર અને વ્યવહારમાં જ્યાં જોઇએ ત્યાં વિવેકની ખામી છે. જ્યાં સુધી આવી પ્રવૃત્તિ છે ત્યાં સુધી પુરૂષાર્થ કદી સિદ્ધ થવાનો નથી. જે પુરૂષાર્થ સેવતાં તમારો કે બીજાનો આત્મા દુઃખી થાય તેને શું પુરૂષાર્થ કહી શકાશે કે? જમણવારની બાબતમાં તો તમારા કરતાં વોરાની જાત પ્રશંસા કરવાને યોગ્ય છે. વોરાના જમણમાં એક દાણો પણ એઠવાડ હોતો નથી અને તમારી ન્યાતમાં જો કોઇ અજાણ્યો આવે તો જાણે પાયખાનામાં બેઠા એવું તેને લાગ્યા વગર રહે નહિ આ કાંઇ ઓછું શરમાવા જેવું છે! આવા અવિવેકને લઇને તમારા લાખો રૂ. નો ગેર રસ્તે વ્યય થાય છે એમ મારે કહેવું જોઇએ. અને તેમ કરવાથી તમારો અર્થ અને કામ બંને પુરૂષાર્થ સિદ્ધ થતો નથી. રસેંદ્રિય પુરૂષાર્થ સિદ્ધ કરવાને માટે તમારે બહુજ ઉપયોગ રાખવાની જરૂર છે. બાવીસ અભક્ષ, બત્રીસ અનંતકાય વિગેરેનો ત્યાગ કરવો, રાત્રી ભોજન કરવું નહિ અને અલિપ્તપણે રસ વાળા પદાર્થનું સેવન કરવું તે રસેંદ્રિય જન્ય પુરૂષાર્થ કહેવાય.

## સ્પર્શેંદ્રિય જન્ય પુરૂષાર્થ.

સ્પર્શેંદ્રિય જન્ય પુરૂષાર્થ સેવન કરવાની સ્થિતિપણ ઘણી કઢંગી જોવામાં આવેછે પોતાના ઘરની સ્ત્રી મુકીને જેઓ કૂતરાઓની માફક જેની તેની એઠ ખાવા જાયછે અને એવી રીતે પોતાની તથા બીજાની પાયમાલી કરેછે તથા અનેક પ્રકારના રોગથી જેઓ સપડાય છે તેવા પુરૂષોને કદી પુરૂષાર્થી કહિ શકાય નહિપરંતુ જેઓ હમેશા વિકારોને કાબુમાં રાખીને પોતાની પરિણિત સ્ત્રી સાથે સ્પર્શેંદ્રિયના વિકારનું સેવન કરેછે તેઓજ માત્ર સ્પર્શેંદ્રિય જન્ય પુરૂષાર્થનું સેવન કરનારાછે એમ અવશ્ય સમજવું, જેઓ પાંચ દશ રૂપીઆ પણ ધર્મ ના કાર્યોમાં ખરચી શકતા નથી તેઓ કુલટાઓને સો સોના પગાર આપે તો તેથી કામ પુરૂષાર્થ નું સેવન કર્યું કહેવાય કે? કેમકે જેથી પોતે શોભે અને જે કાર્ય પણ શોભનીક હોયતે કામ પુરૂષાર્થ કહેવાય છે તો આવા વ્યભીચારી પુરૂષાર્થ સેવનારા નથી પણ ઉલટું પોતાના નામને લાંછન લગાડનારા છે.

## પુરૂષાર્થની સાર્થકતા ક્યારે ગણાય.!

માટે જો પાંચે ઇંદ્રિયોથી નિર્મળ વિષયોનું સેવન કરવામાં આવતું હોય તો તેમાં ધર્મ પુરૂષાર્થનું બળીદાન અપાતું નથી, હું કહેતાં ભુલી

ગયો છું કે કામ પુરૂષાર્થનું સેવન કરનારા અર્થ પુરૂષાર્થનું બળીદાન આપી કામને સેવે છે. મહા મુશિબને મેળવેલું દ્રવ્ય થોડીજવારમાં નાચ રંગ વિગેરેમાં ખરચાઇ જાય છે. આવી રીતે ઇંદ્રિયના ક્ષણીક સુખની તૃપ્તિને માટે લાખો રૂપીઆનો ધુમાડો થાય અને ધર્માદા કાર્યને માટે જરાપણ લાગણી ન થાય તો આપણે સમજવું જોઇએ કે તે અર્થ અને કામ બંને અનર્થ રૂપજ છે.

**ज्ञानस्यैव महातम्यं वैरागस्यैव वा पुनः**
**यत् कोपि कर्मभि कर्म भुञ्जानोपि न वद्ध्यते**

અર્થ–જ્ઞાન અને વૈરાગ્યનું કોઇ એવા પ્રકારનું મહાત્મય છે કે તેથી કર્મને ભોગવતાં છતાં આત્મા કર્મથી બંધાતો નથી. એની મતલબ એવી છે કે જ્ઞાની તથા વૈરાગ્યવાન પુરૂષો પાંચે ઇંદ્રિયના વિષયને વિષવત્ માને છે પણ આત્મ બલની નિર્બલતાથી મુકી ન શકવાથી ઔદાસીન્યપણે તેમાં વર્તે છે પણ રાચતા નથી. માટે તે અજ્ઞાનીની માફક ક્લિષ્ટ કર્મથી બંધન યુક્ત થતા નથી.

આ પ્રમાણે જો કામ પુરૂષાર્થનું સેવન થાય તો તે પુરૂષાર્થી કહી શકાય. પરંતુ ભોગવવા યોગ્ય પદાર્થની જોગવાઇ ન હોય છતાં અનેક પ્રકારના સંકલ્પ કરી નિરંતર કલીષ્ટ અને કનીષ્ટપણે વર્તવું અને અછતા પદાર્થની ઇચ્છા રાખવી અથવા તો કોઇ ભોગવવા યોગ્ય પદાર્થનો સંયોગ થઇ જાય તો તેમાંરાચી માચી મંડયા રહેવું તે કામ પુરૂષાર્થ કહેવાય નહીં.

### એક વખતે એકજ પુરૂષાર્થમાં ધ્યાન રાખવું.

કેટલાએક એમ કહે છે કે તમારા તીર્થંકરોએ કયા ભોગ નથી ભોગવ્યા? તેઓ રાજા થઇ રાજ્યના સુખ ભોગ ભોગવતા હતા ત્યારે અમે શું ન પરણીએ. આ પ્રમાણે બોલનારાએ જાણવું જોઇએ કે જેવી રીતે તીર્થંકરોએ અર્થ અને કામનું સેવન કર્યું છે તે પ્રમાણે તમે પણ કરો પરંતુ તમારાથી તે પ્રમાણે થઇ શકતું નથી. જુઓ કે તમે જ્યારે ધર્મ ક્રિયા કરો છો ત્યારે તમારા દિલમાંથી અર્થ અને કામ જતાં નથી. સામાયકમાં બેઠાહો અને તમારૂં કોઇ માણસ આવેતો,તમારૂં ચિત્ત તુરત વ્યાપાર તરફ દોડેછે. કેટલીક વખત તો સામાયકમાં પણ તમે સમતાને

બદલે ક્રોધ કરો છો ? ધર્મ ક્રિયાની વખતે પણ જો તમારા દીલમાંથી અર્થ અને કામ જતા ન હોયતો તે શું ધર્મ પુરૂષાર્થની સિદ્ધિ કહેવાય કે? વળી તમે ખાતા હો ત્યારે પણ તમારી વાતો પૈસો મેળવવાની હોય છે એટલે કામ પુરૂષાર્થ વખતે પણ અર્થ તમારા દિલમાંથી જતું નથી એટલુંજ નહી પણ જો તમને પૈસા મળતા હોયતો તમે એક વખત ખાધા વગર પણ ચલાવી લોછો તો તમારે સમજવું કે આવો ક્રમ યોગ્ય નથી ધર્મ વખતે ધર્મ, અર્થ અને કામ વખતે કામ તથા અર્થ પુરૂષાર્થનુંજ સેવન કરવું જોઈએ. તેમ નહિ કરવાથી ત્રણે બગડે છેતીર્થ કરો તેમજ બીજા કેટલાક વીર નરો અમુક હદ સુધીજ સંસારમા રહી અને પછી સંસારાતીત બની મોક્ષ પુરૂષાર્થને સાધનારા થયા છે તમારી દશા કે કેટલાક ધોળાં કેશને કાળા કરે છે કેટલાક દાંતની બત્રીશી નખાવે છે અને કેટલાક પરલોકના નજીકના મેમાન બનેલા પણ કોસળ વયની બાલિકાઓને પરણે છે માટે તમો આવા વર્તનવાળા થઈ પુર્વ પુરૂષોના દાખલાને અનુકરણ કરવાને કોઇ રીતે યોગ્ય નથી.

### મોક્ષ પુરૂષાર્થ.

સંતોષનુ નામ નિવૃત્તિ છે જેટલે અંશે તમે અર્થ અને કામની પ્રવત્તિથી નિવૃત્ત થતા જાઓ છો તેટલે અંશે તમોને મોક્ષ પુરૂષાર્થની સિદ્ધિ થતી જાય છે. તમે ગમે તે ક્રિયામાં પ્રવૃત્ત હો પણજો તમારૂં અંતઃકરણ નિવૃત્તિ તરફ હોય તો તમો અમુક અંશે મોક્ષ પુરૂષાર્થનેજ સેવો છો એમ સમજવું, જુઓ કે વાછડાને ઘેર મુકી મહા મુશીબતે ગાય વનમાં જાય છે ત્યાં ખાય છે અને ફરે છે તોપણ તેનો જીવતો તે વાછડામાંજ હોય છે. પાંચ સાત સાહેલીઓ વાતો કરતી ચાલી આવતી હોય છે પણ તેવખતે તેઓનું ચિત મસ્તક ઉપર રહેલા બેડામાંજ હોય છે. દોરડાપર ચડેલા નટને જોવાને હજારો માણસો એકઠા મળેલા હોય છે પણ તે નટનું ધ્યાન તો દોરડાપરજ હોય છે એવીજ રીતે જેઓ અર્થ અને કામનું સેવન કરે છે પણ તેમનું મન એવું જોઇએ કે હું કયારે આથી મુકત થાઉં તો તેઓ પણ જો કે તે પુરૂષાર્થનું સેવન કરતાં દેખાય છે તો પણ તેઓ અમુક અંશે મોક્ષના સાધક છે.

### છ પ્રકારના પુરૂષ.

જેમ પુરૂષાર્થ ચાર પ્રકારના કહ્યા છે તેમ તે પુરૂષાર્થનું સેવન કરનારા છ પ્રકારના પુરૂષ કહેલા છે. તેમાં જેઓ માત્ર કામ પુરૂ-

ષાર્થ તદ્દન અજ્ઞાન પણે સાધે છે તેઓ અધમાધમ કહેવાય છે. અર્થ
અને કામને સમજ પૂર્વક સાધેછે તેઓ અધમ કહેવાય છે. અધમ પુરૂષો
કહે છે કે પાપ પુન્યની કોને ખબર છે? ખાવું પીવું અને આનંદ કરવો
એજ જીંદગીનું સાર્થક છે પૈસા હોય તો સહુ કોઇ માન આપેછે જુઓને
બોબડો અને શ્યામ મુર્તી હશે તોપણ જો તે શ્રીમંત હોય તો રૂપાળો
કહેવાય છે. મુર્ખ હોય છતાં જો તે દ્રવ્યવાન હોય તો તે વિદ્વાન ગણાય
છે. આ કેટલી ઉલટીપ્રવૃત્તિ છે મારે કહેવું જોઇએ કે જો ન્યાય હોય
તો બુદ્ધિવાન અને જ્ઞાનવાનને પૈસાવાળા કરતાં વધારે માન
મળવું જોઇએ. પૈસાવાળાનો પૈસો સાચવનારા અને વધારનારા
બુદ્ધિવાન અને વિદ્વાન લોકો છે, કોર્ટના કેસ ચલવવા પડે છે ત્યારે વિ-
દ્વાનનુંજ કામ પડે છે મગજ શકતી વડે કરીને કોઈ બાબત પર ખ્યાલ
પહોંચાડવો તે કામ વિદ્વાનથીજ થઈ શકે છે માટે શ્રીમંતોએ વિદ્વાનોને
પોતાની સાથેજ ગણવા જોઇએ.

## મધ્યમ પુરૂષ.

જેઓ અર્થ અને કામની સાથે અમુક ઇચ્છાથી ધર્મ પુરૂષાર્થનું સેવન કરે
છે તેઓ મધ્યમ પુરુષ ગણાય છે આવા મધ્યમ પુરૂષો ધર્મને માત્ર તેની અમુક
ક્રિયામાંજ માને છે ભગવાનના દર્શન કરવા જાય છે. ત્યારે ભગવાન કહેછે કે
અમારૂં ભલું કરજો યાત્રા કરવા જનારા મનુષ્યોમાંથી અમુક માનતા કરીને
જાય છે અને એવીરીતે માત્ર નામ રૂપ ધર્મને પકડી રાખે છે કારણકે ધર્મનુ
યથાર્થ સ્વરૂપ તેઓ સમજેલા હોતા નથી

## વિમધ્યમ

જેઓ એમ સમજે છેકે હું શું કરૂં? સત્વ અને પુન્યે કરીને હીન છું. જોકે
સંસારનાં સર્વ વિષયો તજવા યોગ્ય છે પરંતુ મારા કર્મ સંયોગે હું પરાધીન છું
એટલે મારાથી ત્યાગ થઇ શકતો નથી, પણ જો હું સ્વતંત્ર હોઉં તો હમણા
ત્યાગ કરૂં એવી ભાવના જેના હૃદયમાં નિરંતર રહ્યા કરે અને હમેશાં
સંસારથી મુક્ત થવાનોજ ભાવ વર્તતો હોય તો તેવા જીવો વિમધ્યમ
કહી શકાય છે. વિમધ્યમ પ્રકારનો પુરૂષ જે વખતે જે ક્રિયા કર-
વાની હોય તે વખતે તેજ ક્રિયામાં લક્ષ રાખે છે જેમકે પ્રભુના દર્શન
કરવા જાય ત્યારે જો પ્રભુના જેવીજ દશા પ્રાપ્ત ન થાય તો તે દર્શન

ક્યાંજ કેમ કહી શકાય? કોઈ પણ ખરાબ વસ્તુ જોઇને આપણે તેને ખરાબ કહીએ છીએ કેમકે દર્શનથીજ આપણુને ખરાબ અસર થાય છે તેમ પ્રભુના દર્શન કરતી વખતે તેમના ઉત્તમ ગુણોની આપણને અસર કેમ ન થાય? તમે જે વખતે સામાયક કરોછો તે વખતે તમોને અમુક અંશે પણ સમભાવ પ્રાપ્ત ન થાય તો સામાયક કહેવાય કેમ? માટે જે વખતે જે ક્રિયા કરવામાં આવતી હોય તે વખતે તેવીજ દશાને પ્રાપ્ત થવાયતો તે વિમધ્યમ પુરૂષ કહેવાય.

અગાઉના વખતમાં જ્યારે એક પળી (સફેતવાળ) આવતો ત્યારે મોટા મોટા રાજા અને શ્રીમંતો બધો ત્યાગ કરીને સંયમ લેતા પરંતુ હાલ તો જેમ જેમ વૃદ્ધ અવસ્થા પ્રાપ્ત થતી જાય તેમ તેમ વિરકત થવાને બદલે વધારે રક્ત થતા જાય છે આ કાંઇ વિમધ્યમ પુરૂષાર્થ કહેવાય નહિ.

## લોકોને બંધન ગમે છે.

એક માણસને કોઇ મોટા રાંજ્ય ગુન્હા માટે કેદમાં નાંખ્યો હોય, ત્યાં ચાંચડ માંકડ ઉંદર વિગેરે દુ:ખદાયક જનાવરો હોય, પગમાં સખ્ત બેડી નાખી હોય અને તેના પર જુલમ ગુજરતો હોય તેવા માણસની બેડી જો કદાચ આપોઆપ ત્રુટી જાય તો તેને કેટલું સુખ થાય? પરંતુ આપણી નજરે એથી ઉલટો દેખાવ દેખાય છે કારણ કે વૃદ્ધ થઇ ગયા હોય તોપણ લોકો ઘરભંગ થતાં બંધનમાંથી મુકત થઈને સંતોષ માનવાને બદલે ફરીથી બંધનમાં પડવાની તેમની ઇચ્છા થાય છે અને તેમ કરીનેજ તેઓ સંતોષ માને છે. આવા પુરૂષોને કદી મધ્યમ પંક્તિના પુરૂષ ગણી શકાયકે?

## ઉત્તમ પુરૂષો.

અર્થ અને કામ પુરૂષાર્થનું સેવન કરવા છતાં જેઓ મોક્ષ પુરૂષાર્થ માટે પ્રયત્ન કરી રહ્યા હોય છે તેઓ ઉ-તમ પંક્તિના માણુસો ગણાય છે. જેઓ આત્માના અનંત ગુણ રૂપી દ્રવ્યને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, વળી આત્માથી પ્રાપ્ત થતો આનંદ ભોગવી રહ્યા હોય છે અને એવી રીતે મોક્ષને પ્રાપ્ત કરવા જેઓ પ્રયત્ન કરી રહ્યા હોય છે તે એજ માત્ર ઉત્તમ પંક્તિના માણુસો ગણાય છે.

## એક દ્રષ્ટાંત

એક ગામના રાજાએ એક વખત ઢંઢેરો ફેરવ્યો કે આ ગામની બહાર બાગ છે તેની વચ્ચે એક બંગલો છે તેમાં હું કાલે સવારના બેસીસ. અને જેઓ સવારના બરાબર નવ વાગતા મને આવીને મળશે તેને હું મારૂં રાજ્ય સોંપી દઇશ. આવી રીતે સહેલાઇથી મળતું રાજ્ય પ્રાપ્ત કરવાને કોને ઇચ્છા ન થાય? આખું ગામ ઉપડ્યું, કેટલાએકતો આખી રાત સુધી જાગતા બેઠા અને સવારના વેલા ઉપડયા. કેટલાએક નહાયા ધોયા અને કેટલાએક તો રાજ્ય મેળવવાની ઇચ્છાથી એમને એમ જ દોડાદોડ કરવા લાગ્યા.

માર્ગમાં જતાં એક બાજુ જુદી જાતના અને જુદા જુદા દેશના રમકડા ગોઠવેલાં હતાં તેના ઉપર મફત લઈ જવાનું લખ્યું હતું ઘણાઓ તે લઇ જવામાં મુંઝાયા. બીજાઓ નાટક થતાં હતાં અને તે મફત જોવાનાં હોવાથી કેટલાક ત્યાં રોકાયા, આગળ ચાલનારામાંથી કેટલાક જાતજાતના અત્તર અને ફુલ આદી મફત મળતા હતાં ત્યાં રહ્યા, કેટલાક આગળ ચાલી મફત મીઠાઇ ખાવામાં રોકાયા, કેટલાક મફત મળતાં કપડાં લેવા રહયા, જ્યારે નવ વાગતા રાજા પાસે ફકત એકજ માણસ સર્વને છોડીને જઇ શકયો. આ રીતે પરમાત્માને મળવાને અને સ્વર્ગનું રાજ્ય લેવાને આ મનુષ્ય દેહે આપણને અનુકુળતા મળી છે. પણ પંચેંદ્રિય વિષયની લોલુપ્ત અવસ્થામાં મળેલો વખત ગુમાવી દેવાથી અંતેનિરાશ થવું પડે છે. ત્યારે જેઓ ઉત્તમ પુરૂષો છે અને પાંચ ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ કર્યો છે તથા પોતાના આત્માને ઓળખે છે તે ઉતમ કહેવાય છે. અને ઉત્તમ પુરૂષનો જે અર્થ કરવામાં આવ્યો છે તેનો આમાં સમાવેશ થાય છે.

## ઉત્તમોત્તમ પુરૂષ

હવે જેઓ એકેંદ્રી બેઇંદ્રિયાદિક સ્થિતિમાં પણ ઉચ્ચ યોનીમાં ઉત્પન્ન થતા આવ્યા છે અને મનુષ્યમાં પણ જેઓ પુરૂષોત્તમ કહેવાય છે તથા જેઓ અનેક કષ્ટ ભોગવી કેવળ જ્ઞાન મેળવી પરોપકાર કરનારા છે એવા જે તિર્થંકર તે ઉત્તમોત્તમ કહેવાય છે.

આવી સ્થીતીએ આપણે પુરૂષાર્થને સાધીએ તોજ ખરા પુરૂષાર્થી કહેવાઇએ, પુરૂષાર્થ એટલે ઉદ્યોગની બુમ પાડનારાઓએ આ બધો વિચાર કરવો જોઇએ છે.

કેટલાએક પોતે પુરૂષાર્થી નથી અને બીજાને પુરૂષાર્થ કરી શકતા નથી પણ માત્ર વખાણ કરનારા છે. વીરચંદ રાઘવજી ગાંધીની પ્રશંશા બધા કરે છે પણ તેના છોકરાની કોઇ ખબર કાઢે છે? જો તેની કદર થઇ હોત તો બીજા સેંકડો વીરચંદ રાઘવજી ઉભા કાં ન થયા હોત! એવીજ રીતે આ પ્રસંગમાં કહેવું જોઈએ કે મોહનલાલજી મહારાજ જ્યારે અહીં આવ્યા ત્યારે તેની પ્રશંશા કરી કહેવા પ્રમાણે કર્યું પરંતુ પાછળથી તમો પરોપકારને ભુલી જઇને તેને માટે કાંઇ કાર્ય કરતા નથી, તમે કૃતજ્ઞ નથી પરંતુ કૃતઘ્ન છો. મરહુમ મહારાજશ્રીથીજ મુંબઈનું બારૂં મુનિ વર્ગને માટે ખુલું થયું છે તે કેમ ભુલી જાઓ છો.? જૈન નામ ધરાવીને તમારા અંતરમાં ઝેર હોય તો તમો કાંઇ જૈનીઓ કહેવાશો નહિ. માટે જેથી તમારો આત્મા નિર્મળ થાયતેવા પુરૂષાર્થનું સેવન કરો. અને જે છ વિભાગના પુરૂષ કહ્યા છે તેમાંથી ઉત્તમ પંકતીના પુરૂષાર્થનું સાધન કરો અને ઉત્તરોત્તર તમારી દશા વિશુદ્ધ થાય તેવા પુરૂષાર્થનું સાધન કરો.

---

## વ્યાખ્યાન ૫ મું.

# આપણે હાલ અને હવે પછી.

(પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન.)

તા. ૬ જુલાઈ ૧૯૦૭.

### સુખ એટલે શું.

આપણે હાલ અને હવે પછીના લાલનના વિષયમાં લાલન તરફથી જે એમ કહેવામાં આવ્યું કે 'સર્વ જીવ સુખને માટે દોડા દોડ કરે છે અને તેથી સર્વને સુખજ ગમે છે માટે સર્વ જીવને સુખી કરવામાંજ ધ્યાન રાખવું જોઇએ' આ કહેવું જો કે સત્ય છે તોપણ મારે કહેવું જોઈએ કે દુનિયામાં સામાન્ય લોકોએ જેને સુખ માનેલું છે અને જે પૌદ્ગલીક સુખને માટે લોકો દોડા દોડ કરી રહ્યા છે તે વાસ્તવિક સુખ

છે કે નહિ તે પહેલા વિચારવું જોઈએ જયાં સુધી વાસ્તવિક સુખનું સ્વરૂપ સમજવામાં આવ્યું ન હોય અર્થાત્ ખરૂં અને નિરંતર રહે તેવું સુખ કયું છે તે જ્યાં સુધી ન સમજાય ત્યાં સુધી તે સુખની પ્રાપ્તિ કરવાની ઈચ્છા પણ ન થાય અને ઈચ્છા ન હોય ત્યાં સુધી પ્રયાસ પણ થઈ શકે નહિ માટે બીજાને સુખી કરતાં પહેલા ખરા સુખનું ભાન કરાવવું વધારે અગત્યનું છે કેટલાએક લોકો પૈસામાં, કોઇ તો સ્ત્રી પુત્રાદિકમાં કોઇ ખાવા પીવા અને એશારામમાં એમ જુદી જુદી વ્યકિતઓ જુદા જુદા કાર્યોમાં સુખ માને છે આવી રીતે માત્ર પોતાની માન્યતાથી માની લીધેલા સુખને તેઓ પોતેજ બીજી રીતે દુઃખરૂપ માને છે.

## ધનમાં સુખ નથી.

જો ધનમાં સુખ હોય તો ધન લઈને ચાલ્યા જતા ધનવાનને કોઇ લુંટારો મળે છે ત્યારે તેથી તેને સુખને બદલે ઉલટું દુખ શા માટે થાય છે? અને એ વખતે હું ધનવાન નથી, મારી પાસે કાંઈ નથી મને છોડીદો એમ ડરથી અને બીકથી શામાટે લાચારી કરો છો ? અને તે વખતે એમજ થાય છે કે જો ધન ન હોતતો સારૂં થાત. આવી રીતે જો ધન સુખનું કારણ હોતતો તેથી લોકો કોઈ વખત મરણ જેવુ દુઃખ માને છે તે માનત નહી.

## સ્ત્રી સુખનું કારણ નથી

જો સ્રીમાંજ સુખ હોયતો પરણ્યા પછી પોકાર શા માટે કરો છો ? એમ કહેવાય છે કે પરણ્યા છે તે પણ પસ્તાય છે અને નથી પરણ્યા તે પણ પસ્તાય છે.એજ બતાવે છે કે પરણુવામાં ખરૂં સુખ નથી. એટલુંજ નહિ પણ સ્ત્રી તો કેટલાએકને કેવળ દુઃખરૂપજ થાય છે અને જાણે એક જાતનું સખ્ત બંધન હોય તેમ જણાય છે.

પરણુવામાં સુખ માની પરણવાથી ઇચ્છા થાય છે પણ પરણ્યા પછી સ્ત્રી તરફથી જે સુખની ઇચ્છા રાખે છે તે પુર્ણ નહિ થતાં ઘણાને પશ્ચાતાપનો વખત આવે છે. માટે સ્રીમાં એકાંત સુખ છે એમ નથી.

## છોકરામાં સુખ નથી.

જો છોકરામાંજ સુખ હોત તો ઘણા માણસો એમ પણ બોલે છે કે આવા કપૂત છોકરા જનમ્યા ન હોત તો સારૂ હતું. જે પુત્રથી માબાપ પોતાના

ભવિષ્યમાં સુખની ઇચ્છા રાખે છે તેજ પુત્ર ઘણી વખતે માબાપને એવું તો દુઃખ આપે છે કે માબાપને નિરંતર શોચ કરવાનો વખત આવે છે.

આવીજ રીતે દરેક પદાર્થના સંબંધમાં સમજવાનું છે. જે એક વસ્તુ એક માણસને સુખ આપે છે તેજ વસ્તુ બીજા માણસને મરણ તુલ્ય દુઃખને આપનાર થાય છે, જે સાકર આપણને મીઠી લાગે છે તેજ ગધેડાને મૃત્યુના કારણ રૂપ થાય છે એટલુંજ નહિ પણ જે સાકર એક વખત મીઠી લાગે છે તે બીજી વખતે જ્યારે આપણે માંદા થઇએ અને પ્રકૃતિમાં ફેરફાર થાય ત્યારે દુઃખનું કારણ થઈ પડે છે. માટે ખરૂં સુખ તો તેજ કહેવાય કે જેમાં દુઃખનો ભાસ પણ ન પડે.

આ ઉપર જણાવેલા સુખો માટે જે દોડાદોડ અને હાડ તોડ મહેનત કરવી પડે છે તેજ મુળતો દુખ છે તો માની લીધેલું સુખ તે ખરૂં સુખ કયાંથી હોઇ શકે. ?

## આપણે જૈન કેમ કહેવાઈએ ?

આજના ભાષણમાં લાલન તરફથી આપણે જૈન કેમ કહેવાઇએ એ સંબંધમાં ઘણી જુદી જુદી રીતે સમજાવવામાં આવ્યું છે તે સંબંધમાં મારે એજ કહેવાનું છે કે જૈનોની હાલની માન્યતા અને તેમાં સમાએલું જૈનપણું કેટલે અંશે સત્ય છે તે તમે જુઓ. કેટલાએક એમ માને છે કે દ્રવ્યથી ભાવની પ્રાપ્તિ થાય છે એટલે દ્રવ્ય ક્રિયા જો કરશું તો એક દિવસ આપોઆપ ભાવની પ્રાપ્તિ થશે. આવાજ વિચારોથી કેટલાએક લોકો દ્રવ્ય ક્રિયા કરી કરીને વૃદ્ધ થયા તો પણ તે દ્રવ્ય ક્રિયાથી ભાવની થવી જોઇતી અસર જરા પણ નજરે પડતી નથી. અને માત્ર ગાડરીયા પ્રવાહની પેઠે નિરંતર એકજ જાતની ધમાલ નજરે પડે છે સમજવું જોઇએ કે શુન્યપણે કરાતી ક્રિયાથી કાંઇ ભાવ આવવાના નથી પણ ઉપયોગ એટલે આત્મિક ભાવની પ્રથમ જરૂર છે. ઉપયોગ સહિત જે દ્રવ્ય ક્રિયા કરાય છે તે ક્રિયા ભાવની વૃદ્ધિ કરનારી થઈ પડે છે માટે એક દ્રવ્ય દ્રવ્યજ ગાયા કરવું તે કોઇ રીતે ઉચિત નથી. પરંતુ વિચારવું જોઇએ કે

## દ્રવ્ય તે ભાવનું નિમિત્ત કારણ છે કે ઉપાદાન કારણ ?

જો ઉપાદાન કારણ માનીએ તો દ્રવ્યથી દ્રવ્ય કાર્ય થશે. માટીનો ઘડો બનાવતાં માટી તેમાં ઉપાદાન કારણ છે તેથી ઘટપણ માટીરૂપ કહેવાય છે.

માટે દ્રવ્ય કોઇ પણ કાળે ભાવનું ઉપાદાન કારણ થઇ શકતું નથી. ભાવનું ઉપાદાન કારણ ભાવજ થઇ શકે છે અને તે ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમ રૂપ હોય છે તેથી માત્ર દ્રવ્યથી ભાવ વિના ભાવની ઉત્પત્તિ સમજનારા કે માનનારા ભુલ કરે છે દ્રવ્ય તો ભાવનું નિમિત્ત કારણ છે માટે કહું છું કે દ્રવ્ય ક્રિયા કરતાં પહેલા અમુક અંશે ભાવતો પ્રથમથીજ થએલો હોવો જોઇએ. જ્યારે ભાવનું ઉપાદાન કારણભાવ છે ત્યારે ભાવરૂપ કાર્ય પ્રાપ્ત કરવા માટે દ્રવ્ય કારણ નિમિત્ત માનીને તેથી ભાવની વૃદ્ધિ કરવી. આમ થાય તોજ જૈન થવાય છે.

## ભાવ શુદ્ધિ વિના કર્મબંધ અટકતો નથી.

જુઓ કે પ્રથમ ભાવાશ્રવ થાય છે અને તેમાંથી દ્રવ્યાશ્રવ ઉત્પન્ન થાય છે, અશુદ્ધ આત્માની ક્રિયાઓ ભાવાશ્રવ કહેવાય છે અન તેથી જે કર્મદળનું આવવું તે દ્રવ્યાશ્રવ કહેવાય છે.

હવે જો આ ઉપરથી કોઇ એમ કહેશે કે આત્મા કર્મનો કર્તા છે અને તે કર્મ કરે છે તો કોઇ સદા કર્યાજ કરે તો તેથી મોક્ષભાવ પ્રાપ્ત થશે, તે યુક્ત નથી, જો આત્માનો ગુણ કર્મ કરવાનોજ હોયતો સિદ્ધિપદ પામેલા જીવો શામાટે કર્મ નથી કરતા? માટે આમ વિચાર કરતા એમ સમજાય છે કે કર્મનો કર્તા પણ કર્મ છે અને તે કર્મત્વને પામેલા પુદ્ગલો આત્મા સાથે મળવાથી આત્મ ગુણ મલીન થાય છે તે અને મલીન આત્મા કર્મનો કર્તા છે તેથી કરીને ખરી રીતે નિશ્ચય નયથી કર્મનો કર્તા કર્મજ છે. પરંતુ કર્મ આપણને એવી ભુલ ખવરાવે છે કે આપણે પોતાનેજ કર્મના કર્તા તરીકે માની લઇએ છીએ આત્મા સ્વગુણનોજ કર્તા છે. કર્મ પર ગુણ છે તેથી તેનો કર્તા આત્મા હોઇ શકે નહિ જ્યારે સ્વસ્વરૂપ બરાબર સમજી શકાય ત્યારેજ જૈન યથાર્થ જૈનત્વને પામે. સાંપ્રતકાળમાં જૈન–જૈનાભાસ અથવા અન્ય તરફથી એમજ મનાયું છે કે મારા મારી બાદવિવાદ વિગેરેથી પોતાને ગમે તેમ કરી જય મેળવવો તેનું નામજ ધર્મ છે અને ત્યાં સુધીજ મમત્વ ભાવ છે. અને જ્યાંસુધી હું અને આ એમ બે દિશા રહેશે ત્યાં સુધી બોલી બોલીને કંઠ સુકાય જશે તોપણ જૈનપણાનો સંભવ થવાનો નથી.

## મમત્વની પ્રબળતા.

મમત્વની કેટલી પ્રબળતા છે તે જુઓ કે સાધ્ય તદન ભુલાઇ ગયું છે અને રાગ દ્વેષની જે નિવૃત્તિ થવી જોઇએ તેને બદલે રાગ દ્વેષની વૃદ્ધિ અને ખંડન મંડન મરજી મુજબ કરી જીન વચન શું છે જૈન કેમ થવાય તે એક તરફ રાખી પોતે પોતાના પક્ષમાં ભોલા લોકોને ભરમાવી સામેલ કરે છે. અને તે પાછા ખસી નજાય તેને માટે અનેક કુયુકિતયો શીખવી મમત્વમાં લીન કરી દેઈ અને આજ ધર્મ છે એમ સમજાવેછે આવા વર્તન વાલા જો જૈનપણું પોતામાં માનતાં હોય તો તે મોટી ભૂલ ખાય છે જૈનની રીતી આવી હોયજ નહીં. માટે જૈન થવું હોય તો તેથી રાગ દ્વેષ ઉત્પન્ન થાય એવી એકે ક્રીયા ન કરતાં રાગ દ્વેષના પરિત્યાગ તરફજ દ્રષ્ઠિ રખાય તોજ જૈન થઇ શકાશે. હાલના વર્ત્તનથી જો કોઇને જૈન બનવું હોય તો દરેક તરફથી એમજ બોલાશે કે અમો જૈન અમો જૈન, અને તરત પોતાના સમુંદાયમાં ખેંચવા માટે પોતાનું મંડન અને બીજાના ખંડનનો પ્રવાહ એકદમ શરૂ થઈ જશે. સ્થાનકવાસી કહે કે અમો જૈન છીએ. દિગંબરી કહેશે કે અમો જૈન છીએ બીજા ખોટા છે શ્વેતાંબરીમાં પણ અનેક ગચ્છથી જુદા જુદા જૂદા ગચ્છ વાલા પોત પોતામાં જૈનપણું સ્થાપન કરશે. તેથી પુછનાર જો વિચક્ષણ હશે તો તરત એમજ કહેશે કે આમાં જૈન એકે નથી જૈનનો ઊદેશ રાગ દ્વેષ જીતવાનો છે તેમાં આ લોકો તો રાગ દ્વેષથી ભરેલાજ નજરે પડે છે આ ઉપરથી હું એમ નથી કહેવ માગતો કે અસત્યને અસત્ય ન કહેવું પણ મારે એમ તો કહેવું જોઇએ કે અસત્યનું પ્રતિપાદન કરતાં પોતાને અસત્ય તો નજ બનવું જોઇએ પણ સત્યાન્વેષી બનવું જોઈએ, સત્યાન્વેષી બનતા જો હઠવાદ કદાગ્રહમાં પડી જાય તો પોતેજ અસત્ય ગ્રાહી શા માટે ન કહી શકાય માટે હાલમાં જૈનોમાં જે મારામારી અને વેર ભાવ નજરે જોવામાં આવે છે તે કોઈ રીતે જૈન શબ્દને છાજે તેમ નથી માટે આપણે જૈન બનવું હોય તો આનંદઘનજી મહારાજના વચન સદા યાદ રાખી વર્તવું જોઇએ.

## દ્રષ્ટિ દોષ

લાલન તરફથી એમ કહેવામાં આવ્યું છે કે જૈનમાં દ્રષ્ટિ દોષ ન હોવો જોઇએ તે વાત સત્ય છે. જેમ અપશબ્દોની ઉત્પત્તિ અપશબ્દો-

વાળાથીજ થયેલી છે અને તેઓજ અપશબ્દો વાપેર છે કારણ કે જેની પાસે જે હોય તેનો તે ઉપયોગ કરી શકે છે તેવીજ રીતે દોષ શબ્દ પણ દોષવાળાથીજ ઉત્પન્ન થયેલો છે અને તેનો ઉપયોગ પણ તેઓજ કરી શકે છે. જૈનમાં દોષ શબ્દજ ન હોવો જોઇએ તો દોષ દ્દષ્ટિ તો કયાંથી હોય અને જો દોષ જણાતો હોય તો જૈન પણુંજ શાનું હોય ?

## નીચને ઉંચ તરીકે જોવા.

વળી લાલન તરફથી એમ કહેવામાં આવ્યું છે કે આપણે દરેકે નીચાઓને પણ ઉંચા માનવા, કોઇને પણ નીચો માનવો નહી જોઇએ આના સંબધમાં મારે કહેવું જોઇએ કે આ રીત ઘણીજ ઊંચી છે પણ તેના અધિકારી બનવાની પહેલી જરૂરછે જ્યાં સુધી વ્યવહારાધીન દશામાં વર્તન કરીએ છીએ અને તેવા શુદ્ધા શુદ્ધ વ્યવહારની જ્યાં સુધી આપણને તે અસર થાય છે ત્યાં સુધી આપણે તેમ થવાને અધિકારી નથી. અને અધિકાર વિના તેમ કરવાથી ઉભય ભ્રષ્ટ થવા જેવું થાય. લાલનનું કહેવું ઘણી ઉંચ દશાનું છે. તેથી તે એએ આ પણને તેમ થાવા શુચવ્યું છે. આ સ્થલમાં લાલનેજે એમ કહ્યું કે ભંગી વિગેરે પણ ઘણા ઊપયોગી છે તેન હોય તો જે કામ અશુચી દુર કરવા વીગેરેનું છે તે આપણે કરવું પડે. માટે આપણને તેવા કામથી તે બચાવે છે આ ઉપરથી લાલનનું કેહેવુ કોઇએ એમ માની લેવાનું નથી કે સર્વને એક પંક્તિમાં બેસી ભોજન કરવા તે સુચવે છે પણ આપણામાં જે ઊંચ નીચ દ્રષ્ટી થઇ ગઇ છે જેથી અનેક જાતના મદ વીગેરે દૂષણોના ભોગી થઇ પડીએ છીએ તેમ થવાથી ભવિષ્યમાં આપણે જેને નીચ ગણીએ છીએ તેવા આપણે પોતે બની જઇએ. કેમકે કહ્યું છે

जाति लाभ कुलैश्वर्य बल रुप तपः श्रुतं
कुर्वन् मदः पुन स्तानि हीनानि लभ ते जनः । १

જાતી કુલબલ રૂપ તપ રીદ્ધિ શ્રુત(જ્ઞાન) નો મદ કરવાથી જીવ તેજ વસ્તુની હીનતાને પામેછે તેનેમાટે હરી કેશી વિગેરેના દ્રષ્ટાંતો ઘણા છે પણ વખત થઈ જવાથો હું તે કેહવા માગતો નથી પણ માત્ર વિષયને પકડીનેજ તમોને સમજાવવાઇચ્છું છુ. કે દરેક વસ્તુમાથી આપણે જે જોઇ શકીએ તે માત્રઆપણાવિચાર ઉપર આધાર રાખેછે. અને તે સાથે

જો તે સંબંધમાં ખરી રીતે વિચાર કરીએ તો નીચપણું કે ઉચ્ચપણું એ મનની માન્યતા ઉપર આધાર રાખે છે, ઉચ્ચ વસ્તુને નીચ માની જવાય છે અને નીચ વસ્તુને ઉચ્ચ માની લેવાય છે અને એમ પણ બને છે કે એકજ વસ્તુને જુદી જુદી રીતે માની લેવામાં પણ આવે છે અને તેમ માનવાથી એકજ વસ્તુ જુદા જુદા રૂપમાં જોવાય તેથી અને તે પ્રત્યે તેવીજ ક્રિયા કરાય છે. જેમકે બે માણસો એકજ દુકાનેથી ને એકજ વાસણમાંથી એકજ જાતની સોપારી લઈ ગયા.આ બંને જણાએ એ સોપારીના સંબંધમાં જુદો જુદો વિચાર કર્યો, એકે એવો વિચાર કર્યો કે આમાંથી મારે પહેલા સૌથી સારી સોપારી હોય તે ખાવી અને બીજાએ એવો વિચાર કર્યો કે મારે સૌથી ઉતરતી સોપારી પહેલા ખાવી, હવે પહેલાએ પ્રતિદિન અમુક સોપારી સૌથી સારી કલ્પી ને ખાધી. ત્યારે બીજાએ પ્રતિદિન અમુક સોપારી સૌથી હલકી માનીને ખાધી આ સોપારીઓ બધી સરખી હતી પણ એકે સારી માની ખાવાનો વિચાર કર્યો તેથી પ્રતિદિન શેષ રહેલી સોપારીમાંથી એકએકની અપેક્ષાએ એકએકને સારી કલ્પતો ગયો અને ખાતો ગયો. છેવટ સુધી તેણે સારીજ સોપારી ખાધી. બીજાએ તેવીજ રીતે છેવટ સુધી હલકી સોપારી ખાધી, આ ઉપરથી એમ સાબીત થાયછે કે ઉંચાપણું કે નીચાપણું મનની માન્યતા ઉપર આધાર રાખે છે.

## સંસ્કાર.

લાલને તમોને એમ સમજાવ્યું છે કે તમારામાં જૈનીય સોળ સંસ્કાર હોવા જોઈએ અને સંસ્કારથી સંસ્કૃત થશો તોજ જૈન બની શકશો. એ વાત અક્ષરશઃ ખરી છે. સંસ્કારથી અમુક હદ પ્રાપ્ત થઈ શકે છે. પણ સંસ્કારી થવા પહેલા સંસ્કારની યોગ્યતા હોવી જોઈએ. વિચાર કરો કે તમારામાં, તમારા બાપદાદામાં, તમારા વ્યાપારમાં કે તમારા ચોપડામાં જૈનીય સંસ્કારનો સદ્ભાવ છે ખરો ? દાખલા તરીકે તમે બે પૈસા માટે ધર્મના સોગન ખાઓ છો. માટે જૈનીય સંસ્કારતો નહી પણ સંસ્કારની યોગ્યતા હોય તોપણ આવા સોગન ખાવાનો પ્રસંગ ક્યાંથી આવે? પણ તે વાત દરગુજર કરવા જેવી છે, કેમકે તેવા સોગન ખાવામાં તમે ગેરવાજબી નથી કરતા, તમારામાં ધર્મ હતોજ ક્યારે કે સોગન ખાવાથી જતો રહેશે. વાંઝીઆને પુત્રના સોગંન ખાવાથી શું નુકસાન

જવાનું હતું ? માટે શુદ્ધ વસ્તુ ઉપર સંસ્કાર કરવાથી તેની શુદ્ધતાની પુષ્ટી થાય છે. અને શુદ્ધતાને મલીન થતિ અટકાવે છે. પણ જે વસ્તુ મલીનજ છે તેના ઉપર સંસ્કાર કરવાથી તે કોઇ દિવસ શુદ્ધ થઈ શકતી નથી, કોલસા ઉપર ગમે તેટલા સંસ્કાર કરવામાં આવે તો તેની મલીનતા દુર થઇ શકવાની નથી. તેવી રીતે રૂઢ મલીનતા જ્યાં સુધી તમારામાંથી ખસી નથી ત્યાં સુધી સંસ્કારની અસર તમારા ઉપર કદી પણ થઇ શકવાની નથી. માટે ફક્ત સોળ સંસ્કારની જરૂર છે એટલુંજ નહી પણ તમારા સમસ્ત વ્યવહાર તેમજ વર્તનને પણ સુધારવાની જરૂર છે નહીં તો જૈનીય સંસ્કારની માત્ર મશ્કરીજ થવાની છે તે માટે હું એકજ દાખલો આપીશ, જૈનીય સંસ્કારથી વિવાહિત કરવામાં આવેલા દંપતીમાં કોઇ દીવસે પ્રિતનો નાશ અને કલેશ ન થવા જોઇએ તેમજ વિનય અને પતિવૃતાપણુ યાવત્ જીંદગી સુધી બરાબર જળવાઇ રહેવું જોઇએ પણ તેના બદલામાં જો કલેશ કંકાશ વાંઝીયા પણું અને પતિ સ્રીથી છાનુંતથા સ્રી પતિથી છાનું અકૃત્ય કરે અને એથી કુલને પણ લાંછન લાગે તો પછી તેના પરીણામનો તમારે પોતાનેજ વિચાર કરવાનો છે. તે સાથે સંસ્કાર કરાવનાર પેહેલાં તૈયાર થવા જોઇએ અને તેમનામાં એવું તો પ્રબળ આત્મબળ જોઇએ કે જે આત્મબલથી ગમે તેવો અપવિત્ર આત્મા હોય તેને પણ ધારેલી અસર થયા વિના રહે નહી. જેમ ઉપદેશકમાં ગુણ ન હોય તો તેના ઉપદેશની પણ તેવી અસર થતી નથી તેમ જ્યાં સુધી સંસ્કાર કરાવનાર પોતે સંસ્કારી ન હોય ત્યાં સુધી તેનાથી કરાતા સંસ્કારની અસર સંસ્કરનીય ઉપર થવાની નથી. કુવામાં નહી હોય તો અવાડામાં ક્યાંથી આવશે. તે સાથે મારે એમ પણ કહેવું જોઇએ કે સંસ્કારના સંબંધમાં બોલવાને જે મંત્રો પવિત્ર અક્ષરો અને પવિત્ર નામથી ગુંથેલા છે તે મંત્રોનો ઉચ્ચાર પણ પવિત્ર સ્થલોમાંજ થવો જોઇએ હાલમાં જે વિવાહ મંડપો કરવામાં આવે છે તેમાં કેવી શુદ્ધિ હોય છે, તે કોઈની પણ જાણ બાહેર નહી હોય; આ મારા કહેવા ઉપરથી કોઈ એમ કહેશે કે ત્યારે શું મિથ્યાત્વી સંસ્કારજ અમારે કર્યા કરવા અને જૈનના ન કરવા? તો તેમણે સમજવું જોઇએ કે તમો મિથ્યાત્વી સંસ્કાર થી જે વિમુખ થાઓ છો તેનું કારણ શું ? તો તમો કેશો કે તેનું કારણ મિથ્યાત્વ ( ખોટાપણું ) ત્યારે હવે વિચારો કે ખોટાપણાથી જ્યારે તમોને ભય લાગે છે તો પછી એક ખોટું મુકીને બીજું ખોટું શું કામ કરવું

જોઇએ, મારેજ કહું છું કે જૈનીય સંસ્કાર એવા કરવા જોઈએ કે જેમાં કોઇથી પણ ખોટાપણું કહી શકાય નહી. માટે જ્યારે તમારા વર્તનમાં સુધારો થશે ત્યારેજ તમારા ઉપર સંસ્કારની અસર થઇ શકશે અને તમો સુસંસ્કૃત બનશો. અને આવી સ્થિતિ પ્રાપ્ત થઇ તો પછી તમોને કુસંસ્કારનો સ્પર્શ થતાં પણ ભાન થયા વગર રહેશે નહી.

## પુણીયા શ્રાવકનું દ્રષ્ટાંત.

સુસંસ્કૃત સ્થિતિના દાખલા તરીકે પુણીયા શ્રાવકનું દૃષ્ટાંત બરાબર બંધ બેસ્તુ થઇ શકે તેવું છે. તેણે જ્યારે એક વખત સામાયિક લીધું ત્યારે તેનું ચિત્ત બરાબર સ્થિર ન રહ્યું, તેની તેને એકદમ અસર થઈ આ ઉપરથી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે આજે કાંઇ પણ અનીતિ થયેલી છે. સ્ત્રીએ ઘણો વીચાર કરી જવાબ આપ્યો કે હું પાડોશીને પુછ્યા વગર તેનો છાણનો કટકો લઈ આવીછું. આ દૃષ્ટાંત ઉપરથી સમજવાનું છે કે પુણીઓ શ્રાવક પહેલાંથી સંસ્કૃત હોવાથી આ કુસંસ્કારથી ઉત્પન્ન થએલી મનની અસ્થિરતાનું તેને એકદમ ભાન થયું. તેવીજ રીતે આપણે પહેલાં એવા શુધ્ધ સંસ્કાર વાળા બનવું જોઇએ કે કુસંસ્કારની જરા પણ અસર આપણને જણાયા વગર રહે નહિ. આપણે હાલ એવી સ્થિતિમાં આવી ગયા છીએ કે સોળને બદલે સોળસો સંસ્કાર આપણા ઉપર કરવામાં આવે તો પણ કુસંસ્કારની અસર થતી આપણે જાણી શકનાર નથી. એટલું બધું સામ્રાજ્ય કુસંસ્કાર આપણા ઉપર ભોગવી રહેલો છે માટે તેની અસરને દુર કરવામાં આવે તો પછી આપણા થએલા સંસ્કાર આપણને લાભ કરતા થઇ પડે તેમ છે.

## જે કરો તે સમજીને કરો.

વચલા કાળમાંથી બગડેલી ( નિર્હેતુક ) આપણી ધર્મ ક્રિયાઓને માટે હાલમાં આપણેજ કહેવા માંડયા છીએ અને લખવા માંડયા છીએ કે સાર્થ સમજીને કરતા જાઓ તો તમારી ક્રિયા સરસ કહેવાશે, હેતુ સમજ્યા વિના અને અર્થના જ્ઞાનના અભાવે કેટલી અંધતા વધી ગઇ છે તે પણ તમારા અનુભવની વાત છે. હાલમાં કેટલાક નીરંતર સામાયક પ્રતિક્રમણ કરનારાઓને કોઈ અન્ય

પુછે કે આ તમે શું કરો છો તો તે શું સશાસ્ત્ર ઉત્તર આપી શકશે? નહીંજ તેમ જો જૈનીય સંસ્કારને માટે બનશે તો પરીણામે ઉપહાસ્ય સિવાય બીજું ફ્લ મલવાનું નથી, હું પોતે સદાને માટે એમજ ઇચ્છું છું કે આપણામાં સદા જૈનીય સંસ્કારજ હોવા જોઇએ મિથ્યાત્વના સંસ્કાર સદા નાશનેજ પામવા જોઇએ તેને માટેજ મારે આ વિસ્તારથી કહેવાની જરૂર પડીછે. 'શીરા સારૂ શ્રાવક' આવી જે કેહેવત છે તેને માટે તમે લાયક બન્યા છો તેનું કારણ પણ અજ્ઞાનતાજ છે. માટે સસંસ્કારી બનવું હોય તો પ્રથમ વર્તન સુધારવાની જરૂર છે. માત્ર જૈનીય સંસ્કારની ક્રિયા કરી બેસી રહેવાનું નથી માટે જૈનીય સંસ્કારની અગત્યની સાથેજ વર્તન સુધારવાની અગત્યતા પણ જોવા ઈચ્છું છું.

## દયા

સર્વ જીવ ઉપર દયા હોવી જોઇએ એમ લાલન તરફથી દયાના સંબંધમાં બોલતા જણાવવામાં આવ્યું છે તે વચન સત્ય છે પણ તે સ્થિતિ કેમ મેલવી શકાય તે સંબંધમાં મારે કહેવું જોઇએ કે જયાં સુધી આપણામાં આપણી પોતાની દયા કરવાની વૃત્તિ નથી અને આપણો પોતાનો આત્મા અનેક કર્મોથી હણાયા કરે છે, અનેક જન્મ મરણની જાલથી અટકાવવાનું આપણે જાણતા નથી એટલે જયાંસુધી સ્વદયા પણ આપણે સમજી શકતા નથી ત્યાંસુધી દયાળુ શબ્દ આપણે માટે હોયજ શાનો? સ્વદયા સમજાયા વગર પરદયા થઈ શકતી નથી અને જો સ્વદયાનું સ્વરૂપ યથાર્થ સમજાય તો પરદયા મેળવવાની જુદી જરૂર નથી પરદયા અને સ્વદયા બંનેની જગ્યા એકલી દયા લઈ લેશે. અને પછીથી દયા દયા વગર બીજું કાંઈ બોલાશેજ નહી.

## સરખાપણું.

અમુક જીવોને નાના અને અમુક જીવોને મોટા માનવામાં આવે છે તેમાં પણ આપણે ભુલીએ છીએ. કોઇ જીવ નાનો નથી તેમ કોઈ મોટો પણ નથી, જીવતો જે છે તેજ છે માત્ર આપણને જે કર્મને લેઇને નાના મોટાપણું થએલ છે તે કર્મનું જ્ઞાન હોવું જોઇએ અને તે સાથે તેના ક્ષયોપશમનું જ્ઞાન પણ હોવું જોઇએ જે જ્ઞાના વડે સર્વ જીવને પોતાની સમાન ગણવામાં આવે, કહ્યું છે કે

आत्मवत् सर्व भूतानि यः पश्यति सः पश्यति પોતાના સમાન સર્વ જીવને જે દેખે છે તેજ દેખનારો કહેવાય છે, આપણને જે ગમે છે તેજ સર્વ જીવને ગમેછે, આપણને જે અપ્રિયછે તે સર્વ જીવને અપ્રિયછે, નાના મોટાનો વિચાર રહે છે ત્યાં સુધીજ નાનાપણાનો અને મોટાપણાનો ભેદ મનાય છે અને ભેદને લઇને દયા પાળી શકાતી નથી.

હવે વિચારો કે વિશ્વાસઘાત, વ્યભિચાર, ચોરી, અનિતિ વિગેરે તમોને કોઈના તરફથી કરવામાં આવે તો તમોને ગમશે? નહિજ ગમે, તેમ તમારે બીજા જીવોને માટે પણ તેવું સમજવું એટલે જે તમોને નથી ગમતું તે તમારું કરેલું બીજાને કેમ ગમે? એમ સમજવામાં આવે તોજ સ્વદયા થઈ શકે એ સ્વદયા તેજ પરદયા છે માટે દયા રાખવાનું કહેવામાં આવ્યું તેથી આપણે સમજવું જોઇએ કે સર્વ જીવમાં જયારે દ્રષ્ટીદોષ જાય ત્યારે દયા ભાવ થાય. દ્રષ્ટીદોષ બે જાતના છે એક રાગ અને બીજો દ્વેષ, દ્વેષ કરતાં રાગ તજવાની પહેલી આવશ્યકતા છે.

## દૃષ્ટિ રાગ.

જૈન થવા માટે દૃષ્ટિરાગનો આપણામાંથી સર્વથા નાશ થવાની જરૂર છે દૃષ્ટિબદ્ધ રાગ જયાં સુધી રહે છે ત્યાં સુધી જૈનપણું પ્રાપ્ત થતું નથી. દૃષ્ટિબદ્ધ રાગ સત્યમાં અસત્યતાનો અને અસત્યતમાં સત્યતાનો ભાસ પાડે છે અને તેથી આપણને ઉંધે રસ્તે દોરાવાનો પ્રસંગ આવે છે અને આવી રીતે દૃષ્ટિબદ્ધ રાગથી અમુક હદમાં આપણે રહીએ છીએ તેથી યથાર્થ સ્વરૂપ મેળવવા સમર્થ થઈ શકતા નથી તેના ઉપર દાખલો આપવાથી તે વાત બરાબર સમજી શકાશે.

## એક દ્રષ્ટાંત.

એક પુરૂષને બે સ્ત્રી હતી એક માનીતિ અને બીજી અણમાનીતિ. હવે તે પુરૂષ રાત્રી દીવસ માનીતિ સ્ત્રી પાસે રહેતો. અણમાનિતિના સામું પણ જોતો નહી. માનીતિ સ્ત્રી ગાળો દે, અપમાન કરે, સારૂં ખાવા પીવાનું પણ ન આપે, તિરસ્કાર કરે તો પણ તેના તરફ દ્રષ્ટિ રાગ બંધાયેલો હોવાથી તે ત્યાંજ પડયો રહેતો અને બધું સહન કરતો અને એમાંજ આનંદ

પૂછે કે આ તમો શું કરો છો તો તે શું સશાસ્ત્ર ઉત્તર આપી શકશે? નહીંજ તેમ જો જૈનીય સંસ્કારને માટે બનશે તો પરીણામે ઉપહાસ્ય સિવાય બીજું ફલ મલવાનું નથી, હું પોતે સદાને માટે એમજ ઇચ્છું છું કે આપણામાં સદા જૈનીય સંસ્કારજ હોવા જોઇએ મિથ્યાત્વના સંસ્કાર સદા નાશનેજ પામવા જોઈએ તેને માટેજ મારે આ વિસ્તારથી કહેવાની જરૂર પડીછે. 'શીશ સારૂ શ્રાવક' આવી જે કેહેવત છે તેને માટે તમે લાયક બન્યા છો તેનું કારણ પણ અજ્ઞાનતાજ છે. માટે સુસંસ્કારી બનવું હોયતો પ્રથમ વર્તન સુધારવાની જરૂર છે. માત્ર જૈનીય સંસ્કારની ક્રિયા કરી બેસી રહેવાનું નથી માટે જૈનીય સંસ્કારની અગત્યની સાથેજ વર્તન સુધારવાની અગત્યતા પણ જોવા ઈચ્છું છું.

## દયા

સર્વ જીવ ઉપર દયા હોવી જોઇએ એમ લાલન તરફથી દયાના સંબંધમાં બોલતા જણાવવામાં આવ્યું છે તે વચન સત્ય છે પણ તે સ્થિતિ કેમ મેલવી શકાય તે સંબંધમાં મારે કહેવું જોઇએ કે જ્યાં સુધી આપણામાં આપણી પોતાની દયા કરવાની વૃત્તિ નથી અને આપણો પોતાનો આત્મા અનેક કર્મોથી હણાયા કરે છે, અનેક જન્મ મરણની જાલથી અટકાવવાનું આપણે જાણતા નથી એટલે જયાંસુધી સ્વદયા પણ આપણે સમજી શકતા નથી ત્યાંસુધી દયાળુ શબ્દ આપણે માટે હોયજ શાનો? સ્વદયા સમજાયા વગર પરદયા થઈ શકતી નથી અને જો સ્વદયાનું સ્વરૂપ યથાર્થ સમજાય તો પરદયા મેળવવાની જુદી જરૂર નથી પરદયા અને સ્વદયા બંનેની જગ્યા એકલી દયા લઈ લેશે. અને પછીથી દયા દયા વગર બીજું કાંઈ બોલાશેજ નહી.

## સરખાપણું.

અમુક જીવોને નાના અને અમુક જીવોને મોટા માનવામાં આવે છે તેમાં પણ આપણે ભુલીએ છીએ. કોઇ જીવ નાનો નથી તેમ કોઈ મોટો પણ નથી, જીવતો જે છે તેજ છે માત્ર આપણને જે કર્મને લેઇને નાના મોટાપણું થએલ છે તે કર્મનું જ્ઞાન હોવું જોઇએ અને તે સાથે તેના ક્ષયોપશમનું જ્ઞાન પણ હોવું જોઇએ જે જ્ઞાનો વડે સર્વ જીવને પોતાની સમાન ગણવામાં આવે, કહ્યું છે કે

આત્મવત્ સર્વ ભૂતાનિ યઃ પશ્યતિ સઃ પશ્યતિ પોતાના સમાન સર્વ જીવને જે દેખે છે તેજ દેખાતો [illegible] છે, આપણને જે ગમે છે તેજ સર્વ જીવને ગમેછે, આપણને જે અપ્રિયછે તે સર્વ જીવને અપ્રિયછે, નાના મોટાનો વિચાર રહે છે ત્યાં સુધીજ નાનાપણાનો અને મોટાપણાનો ભેદ મનાય છે અને ભેદને લઈને દયા પાળી શકાતી નથી.

હવે વિચારો કે [illegible] ચોરી, અનિતિ વિગેરે તમોને કોઈના તરફથી [illegible] તમોને ગમશે? નહિજ ગમે, તેમ તમારે બીજા જીવોને માટે [illegible] એટલે જે તમોને નથી ગમતું તે તમારૂં કરેલું બીજાને કેમ ગમે? એમ સમજવામાં આવે તોજ સ્વદયા થઈ શકે એ સ્વદયા તેજ પરદયા છે માટે દયા રાખવાનું કહેવામાં આવ્યું તેથી આપણે સમજવું જોઇએ કે સર્વ જીવમાં જ્યારે દ્રષ્ટીદોષ જાય ત્યારે દયા ભાવ થાય. દ્રષ્ટીદોષ બે જાતના છે એક રાગ અને બીજો દ્વેષ, દ્વેષ કરતાં રાગ તજવાની પહેલી આવશ્યકતા છે.

## દૃષ્ટિ રાગ.

જૈન થવા માટે દૃષ્ટિરાગનો આપણામાંથી સર્વથા નાશ થવાની જરૂર છે દૃષ્ટિબદ્ધ રાગ જ્યાં સુધી રહે છે ત્યાં સુધી જૈનપણું પ્રાપ્ત થતું નથી. દૃષ્ટિબદ્ધ રાગ સત્યમાં અસત્યતાનો અને અસત્યતમાં સત્યતાનો ભાસ પાડે છે અને તેથી આપણને ઉંધે રસ્તે દોરાવાનો પ્રસંગ આવે છે અને આવી રીતે દૃષ્ટિબદ્ધ રાગથી અમુક હદમાં આપણે રહીએ છીએ તેથી યથાર્થ સ્વરૂપ મેળવવા સમર્થ થઈ શકતા નથી તેના ઉપર દાખલો આપવાથી તે વાત બરાબર સમજી શકાશે.

## એક દ્રષ્ટાંત.

એક પુરૂષને બે સ્ત્રી હતી એક માનીતિ અને બીજી અણમાનીતિ. હવે તે પુરૂષ રાત્રી દીવસ માનીતિ સ્ત્રી પાસે રહેતો. અણમાનિતિના સામું પણ જોતો નહી. માનીતિ સ્ત્રી ગાળો દે, અપમાન કરે, સારૂં ખાવા પીવાનું પણ ન આપે, તિરસ્કાર કરે તો પણ તેના તરફ દ્રષ્ટિ રાગ બંધાયેલો હોવાથી તે ત્યાંજ પડયો રહેતો અને બધું સહન કરતો અને એમાંજ આનંદ

માનતો, એક દીવસ તેને અણમાનિતિ સ્ત્રીએ ઘણી આજીજી સાથે વીનંતિ
કરી પોતાને ત્યાં જમવા બોલાવ્યો. અપ્રીતિ પુર્વક કરડું મોઢુ
કરીને તેણે જમવાનું કબુલ કર્યું. બીચારી અણમાનીતિ સ્ત્રીએ
પતિની ભકિત કરવાના હર્ષમાં આવી ઉત્તમ પ્રકારની રસવતી
બનાવી અને જ્યારે પતિ જમવા આવ્યો ત્યારે સ્નેહપૂર્વક પીરસ્યું,
જમતા જમતા દરેક વસ્તુમાં તે ખામી કાઢતો જાય અને માનીતિ સ્ત્રી
ની રસોઇના વખાણ કર્યા કરે, છેવટ બીજમાં આવી અણમાનીતિને મા-
નીતિ પાસે જઈ શાક લાવવા હુકમ કર્યો અને કહ્યું કે ત્યાંથી શાક લાવ-
તો કાંઇક ખાઇ શકાશે. આ ઉપરથી અણમાનીતિ વિચાર કરતી કરતી
માનીતિ પાસે ગઇ અને કહ્યું કે બેન તમે શાક કરી આપો, તેમને તો
ભાવતું નથી. માનીતિએ અનેક પ્રકારે શબ્દના પ્રહાર કરતાં કરતાં ખુશી
બતીથી ઉઠીને છાણનો પોદળો લેઇને તેમાં મીઠું મરચું નાખી શાક કરી
આપ્યું તે લાવીને તેણીએ પીરસ્યું તે તે સાહેબ પ્રીતિ પૂર્વક જમી ગયા
અને બોલ્યા કે જો આવું શાક જોઇએ, કેવું સરસ શાક છે! તને આવું
આવડે કે ?

આ ઉપરથી સમજવાનું એટલુંજ છે કે આવા રાગગ્રસ્ત પ્રાણી કોઇ
દિવસ સત્યને સત્ય રૂપે અને અસત્યને અસત્ય રૂપે સમજી શકતા નથી
અને જ્યાં સુધી સત્યા સત્યનું યથાર્થ જ્ઞાન થયું નથી ત્યાં
સુધી જૈનપણું પ્રાપ્ત થઇ શકતું નથી અને જૈનપણું નથી તો દયા તો
ક્યાંથીજ હોય માટે દોષ દ્રષ્ટીના ત્યાગની જરૂર છે અને પરમાર્થ દ્રષ્ટી
પ્રાપ્ત કરવાની જરૂર છે.

### કર્મ આપણા તાબામાં જોઇએ.

લાલનતરફથી એમ જણાવવામાં આવ્યું છે કે જેને આપણે વશ રાખવા
જોઇએ તેને વશ આપણે થઇ રહ્યા છીએ. જે કર્મ બાંધવાને આપણે
શકિતમાન છીએ તે કર્મ [illegible] શું આપણે શકિતમાન ન હોઇ શકીએ?
આ લાલનનું કહેવું ખરેખર મનન કરવા યોગ્યછે. અને આજ ખાસ સ-
મજવાની જરૂર છે; આજ જ્ઞાન ઉપર સંસાર વ્યવહાર ધર્મ વ્યવહાર
અને આત્મકલ્યાણના આધાર છે જુઓ કે આત્મા સર્વ શકિતમાન છે.

ચક્રવર્તિની પદવી અને વાસુદેવ પ્રતિ વાસુદેવની પદવી તે સર્વ આત્માજ પ્રાપ્ત કરે છે અને એકેંદ્રિયથી લેઇને પંચેન્દ્રિય સુધી આત્માજ ફરે છે તેમજ રોગી નિર્ભંગ રાંક એ પણ આત્માજ થાય છે. કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ પદને પણ આત્માજ પામે છે અને એક કાંટો વાગ્યો હોય તો દીનત પણ આત્માજ બતાવે છે હવે જે આત્મામાં અનંતિ શક્તિ છે તેબાતના કેવા પરાધીન દશા ભોગવે છે! અને હું દુઃખીછું એમ અનુભવે છે આનું કારણ અજ છે કે ઘણાઓને એમ કહેતા સાંભળીએ છીએ કે જેવા કર્મનો ઉદય, ભોગવ્યા વીના છુટકો નથી, કરમ કરે તેજ થાય, આપણા હાથમાં શુ છે. બધુ કર્મ ના હાથમાં છે. કર્મથી બચીઓ કોઈ નથી, મોટા મોટા ને પણ કર્મે હં રાવ્યા છે તો આપણે શું હીસાબમાં છીએ માટે કર્મ કરે તે કાઇ ન કરે એમ કર્મ કર્મ કુટી આપણે આંધળા બનીએ છીએ અને તેને થયે છે પણ જો આપણે ધારીએ તો કર્મને વશ કરી શકાય તેમ છે. માત્ર એક મનને જો સમજાવવામા આવે તો પાંચ ઈંદ્રિયો રૂપી ઘોડા સત્તા વગરના બની જાય તેમ છે. મન સારવા જવા સુધી પોતાના વિચાર પ્રમાણે ઈંદ્રિય રૂપી ઘોડાને હાંકે છે ત્યાં સુધી સ્વસ્થ જીવ તદનુકુળ ગમન કરી શકે છે. મન વશ થાય તો ઈંદ્રિયો વશ હોવાથી કુટુંબને વશ કરી શકાય છે. કુટુંબ વશ થવાથી સગાઓ વશ થાયછે અને સગાઓ વશ થવાથી જ્ઞાતિ વશ થાય છે એમ ઉતરોતર સર્વ આત્મ વશ થાય છે અને સર્વત્ર ઐક્યતાનો દેખાવ થઈ રહે છે અને પોતાપણુંજ નજર આગળ તરી રહે છે આખું જગત પોતામય બનાવી શકાય છે અને પોતે જૈન હોવાથી જગતને સહેલાઇથી જૈન બનાવી શકાય છે.

## ઉપસંહાર.

આવા ઉપદેશો કહેનારના કહેવામાં અને સાંભળનારના શ્રવણ માત્રમાં જ્યાં સુધી છે ત્યાં સુધી કથન શ્રવણનો કાંઈ પણ ફલિતાર્થ થવાનો નથી. પરંતુ જયારે વક્તા અને શ્રોતાબંને તેને ક્રિયામાં મુકવાને બહાર આવશે ત્યારે તેઓના કથન શ્રવણના પરિશ્રમની સફળતા થશે આ વાત ઉપર દરેકે ધ્યાન આપવાનું છે અને તેથી કહેનાર અને સાંભળનારનો વખત નકામો ગયો નહિ કહેવાય અને શ્રવણની સાર્થકતા થઈ લાભ પણ થશે. તથાસ્તુ.



## વ્યાખ્યાન ૬ ઠ્ઠું.

# "હવે તો ચેતો?"

તા. ૨૮ જુલાઈ ૧૯૦૭.

### મંગલા ચરણ.

अज्ञान तिमिरांधानां ज्ञानांजन शलाकया

नेत्र मुन्मिलितं येन तस्मै श्री गुरवे नमः ।

આ શ્લોકથી મંગળાચરણ કરી મુની મહારાજશ્રીએ પોતાનું બોલવું શરૂ કર્યું હતું કે હવે તો ચેતો. એ એક ઘણો સામાન્ય શબ્દ છે. એક બાળક પણ એ શબ્દનો ઉપયોગ જુદી જુદી રીતે કરે છે તેથી જોકે તેમાં તમોને નવાઈ જેવું લાગતું નહીં હોય તો પણ હવે તો ચેતો એ સંબંધમાં હું મારા વિચારો જણાવું છું.

### ઉપોદ્‌ઘાત.

કેટલી એક વખતે જ્યારે માણસોના અમુક વિચારો બંધાઈ જાય છે ત્યારે દરેક વાત પોતાના વિચારને અનુસરીને તે ગ્રહણ કરી લે છે. એક માણસ એમ કહે કે આ કાળના તીર્થંકર મહાવીર સ્વામી છે, બીજાએ પણ તેમજ કહ્યું હોય અને ત્રીજાએ તેમ લખ્યું હોય તેથી એમ મનાય છે કે એક માણસે જે કહ્યું તે બીજાએ માન્યું અને ત્રીજાએ તે લખ્યું તો તેથી લખનાર ઉપર વજન રહેતું નથી; આવા પ્રસંગે જે એક બાબત આપણા ધ્યાનમાં રહેતી નથી તે એ છે કે શુભ વિચારના માણસો તમે જોશો તો તેઓનો સર્વ વિષયમાં એકજ વિચાર હોય છે અને તેથી વિચારોનું મળતાપણું જોઈને તે અનુકરણ રૂપ છે એમ કોઈએ

ધારવું નહીં. હવે તો ચેતોમાં જે સામાન્ય વાત શિખવાની છે તે અનેક વાર બોલાઇ અને ચર્ચાઇ ગયેલી છે તેથી તેમાં મહત્વતા જેવું કદાચ કાંઈ લાગશે નહીં તો પણ શાંત રહી સાંભળશો.

### હવે તો ચેતો શું સુચવે છે?

ચેતો એ શબ્દ એમ સૂચવે છે કે હવે હદ થઇ તેથી વિચાર કરવાની જરૂર છે, તો શબ્દ અંત પણું સૂચવે છે; એટલે હવે છેવટનો સમય આવ્યો છે માટે વિચાર કરો. વિચાર કરવો તે વિચારવાળાથીજ થઇ શકે છે, પણ હાલ વિચાર પ્રાદુર્ભાવરૂપે નથી પરંતુ તિરોભાવ રૂપે છે એ તિરોભાવ રૂપમાંથી તમારા વિચારો પ્રાદુર્ભાવમાં લાવવા એ આ વિષય કહેવાનું તાત્પર્ય છે.

### વિચાર કરતા શીખો.

મારૂં એમ કહેવું નથી કે હું જે કહું તે તુરતજ તમે ગ્રહણ કરો પણ હું જે કહું તેનાપર તમે વિચાર કરજો. અને પછી યોગ્ય લાગે તો તે પ્રમાણે વર્તજો, અવિચારીપણે હે ઉપાદેયરૂપે ક્રીયામાં લાવશો નહીં ઘણા વખતના ચાલતા પરીચયેજ અને ઘણા વખતની પડેલી જુદી ટેવને લીધે હું જે કહું છું તે શસ્ત્ર રૂપ કે કટુક પણ તમને લાગશે; માટે ભડકયા વગર હું જે કહું તે વિચારી ને ગ્રહણ કરશો. અથવા ત્યાગવા જેવું હોય તો તેનો ત્યાગ કરશો.

### શ્રી સંઘનું સ્વરૂપ.

જ્યારે આપણા તીર્થંકરો સમોવસરણમાં બીરાજતા હતા ત્યારે સિંહાસનપર બેસતી વખતે नमो तिथ्थस्स એજ કહેતા તીર્થ શબ્દોનો અર્થ માત્ર શત્રુંજય ગીરનારાદિનથી, પણ સાધુ, સાધવી, શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધસંઘ પણ તીર્થરૂપ કહેવાય છે. એ ચતુર્વિધસંઘને તીર્થ ગણી તેઓ નમસ્કાર કરતા જે આપણને પુજ્ય છે તેને પણ ચતુર્વિધ સંઘ પૂજ્ય છે. પંચપરમેષ્ઠિ નવકાર મંત્ર આપણે બોલીએ છીએ તેમાં અરીહંત, સિદ્ધ આચાર્ય ઉપાધ્યાયને સાધુઓનું ગ્રહણ થાય છે, તેથી નવકાર મંત્રમાં પણ સંઘનો સમાવેશ થાય છે. અમુક રીતે બીજા સ્થળોમાં એટલે વીશ સ્થાનકની પુજા વિગેરેમાં પણ સંઘ એવા શબ્દ આપણે સાંભળીએ

છીએ કે જેના આરાધનથી તીર્થંકર નામ કર્મ બંધાય છે. આવશ્યક સુત્રની લઘુટીકામાં સંઘને મેરૂ પર્વત, સમુદ્ર વિગેરેની અનેક ઉપમાં આપી છે આ ઉપરથી સંઘ કાંઇ ઉત્તમ અને કીમતી ચીજ છે એ સહેજ સમજાય તેમ છે.

## સાત ક્ષેત્ર

જેમ સાધુના પંચવૃત મૂલ ગુણ અને ચરણ સીતેરી કરણ સીતેરી ઉત્તર ગુણ છે તેમ શ્રાવકના પાંચ અનુવૃત અથવા બારવૃત આદિ તે મૂલ ગુણ અને અભિગ્રહ ક્રિયા પડીમા વહન વિગેરે ઉત્તમ ગુણ છે તેવીજ રીતે તીર્થંકરોએ મુળ અને ઉત્તર એમ ક્ષેત્ર બતાવ્યા છે. મુળ ક્ષેત્ર સાત છે અને ઉત્તરક્ષેત્ર અનેક છે, સાતક્ષેત્રમાં સાધુ સાધવી શ્રાવક, શ્રાવિકા જ્ઞાન, જીન મંદીર અને જીન પ્રતિમાનો સમાવેશ થાય છે, ચાર આશ્રય રૂપે છે અને ત્રણ માત્ર આશ્રિત રૂપે છે. આપણા જૈન ધર્મ જેવો કોઇ ધર્મ નથી એમ અભિમાન આપણે રાખીએ છીએ પણ તમારો ધર્મ ઉત્તમ કહેવાનો શો હેતુ છે એમ જો કોઇ પુછેતો તમે શું કહેશો? કાંઈજ નહિ; કારણ કે ધર્મનો રંગ નથી, ધર્મનો આકાર નથી તેમ કાંઇ નથી પરંતુ જે ચતુર્વિધ સંઘછે તેજ ધર્મ છે. એ ચારે પ્રકારમાં જેવી યોગ્યતા અને ઉંચા પણું છે તેવોજ પ્રકાર તમારા ધર્મનો ગણાશે.

## સિદ્ધસેન દિવાકર

" હુંવેતો ચેતો " એ ઉપરથી એમ કહેવાનું છે કે પુર્વે જે અગ વડો હતી તે હાલ નથી, છતાં આપણે ચેતતા નથી. જુઓ પુર્વે સિદ્ધસેન દિવાકર વિક્રમ રાજાન્નના વખતમાં થઇ ગયા છે. તેઓનો વિનય, જૈન ધર્મની તેમણે કરેલી ઉન્નતિ, અને રાજાને પણ જૈની કરવો, એ ગુણ તેમાંથી ગ્રહણ કરવાનો છે. " નમોર્હંત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય " ઉપરથી તેમણે બીજા સુત્રો સંસ્કૃતમાં બનાવવા ઇચ્છા કરી અને ગુરૂની આજ્ઞા માગી. આ ઉપરથી તેના એ વિચારોને અભિમાન રૂપ માની તથા તીર્થંકર ગણધરો સંસ્કૃત ભાષાના જાણ છતાં માગધિ ભાષામાં સુત્ર ગુંથવામાં તેમનો સબળ હેતુ હોવો જોઈએ, માટે સિદ્ધસેન નો આ વિચાર તે પુરૂષોની ન્યુનતા દર્શક છે તેથી તેમની આશાતના [ અવિનય ] કર્યો એમ સમજી ગુરૂએ સિદ્ધસેન દિવાકરને સંઘ બહાર કીધા છતાં પણ સિધ્ધસેન દિવાકરે તે વિનયથી સહન કરી હાલ જેમ સૌ પોતાનું ગાડું હાંકયા

કરે છે તેમ તેઓએ ઇચ્છા કરી નહીં. તે ધર્મનો જય ઇચ્છનાર હતા, પણ પોતાની ઇચ્છા પાર પાડવાને માટે ધર્મની હાની કરવાની તેમની ઇચ્છા ન હતી.

### બે ચેલાનું દ્રષ્ટાંત.

એક ગુરૂના બે શિષ્યો પોતાના ગુરૂના બંને પગ વહેંચી લઇ તેની સેવા કરતા હતા. એક વખત પગ ઉપર પગ જોઇ નીચેના પગના રક્ષકે ઉપરના પગને ધોકો માર્યો, આ જોઇ ઉપરના પગના રક્ષકે નીચેના પગને ધોકો મારી ગુરૂને લૂલા કર્યા તેમ વર્તમાન કાળની તકરારો અને કલેશો એટલા બધા વધતા ગયા છે કે સંસારના કજીયાનું કારણ લઇ લોકો ધર્મના કામમાં પણ માંહોમાંહે એકેકના પગપર ધોકા નથી મારતા પણ કુહાડા મારે છે અને તેથી પરીણામે ધર્મનો નાશ થાય છે, તેમ સિધ્ધસેન દિવાકરે કર્યું નથી. અમુક કામ તું કરીશ તો હું તને સંઘમાં લઇશ એમ ગુરૂએ તેને કહ્યું હતું, તેથી સિદ્ધસેન દિવાકરે વિક્રમ રાજા જૈની બનાવવા માટે ભીક્ષુકપણે રાજ્ય સભામાં ગયાહતા અને શ્લોક બોલ્યા હતા ત્યારે રાજાએ ખુશી થઇને ચારેદિશાનું રાજ્ય આપી દીધું તે વખતે તેણે રાજ્ય લીધું નહિ પણ ઉપદેશ આપી રાજાને જૈની બનાવ્યો અને રાજ્યસભામાં જૈન ધર્મોપદેશ દેવા માંડયો એવીરીતે રાજાને જૈનધર્મમાં સ્થિર કર્યો. પરંતુ તે શિષ્ય પ્રમાદિ થઇ ગયો એમ ખબર પડવાથી વૃધ્ધ વાદિએ તેની પાલખી ઉપાડી, ( આ ઉપરથી ગુરૂઓ પણ શિષ્ય તરફ કેવો વાત્સલ્ય ભાવ ધરાવતા હતા તે સમજવાનું છે. ) પાલખીમાં બેઠેલા સિધ્ધસેન દીવાકરે પાલખી ધીમે ધીમે ચાલવાથી કહ્યું

પાલખી ઉપાડતાં ગુરૂએ શિષ્યને કહ્યું કે

આ ઉપરથી સિદ્ધસેન દિવાકરે પોતાના ગુરૂને ઓળખ્યા અને તેના પગમાં પડયા.

### માનનું જોર ભેદો.

વિક્રમરાજાની સભામાં અનેક જાતના સિંહાસનો હશે, શું રાજા ઉંચા સિંહાસને નહિ બેસતા હોય? બીજાપણ ઉંચા આસને બેસતાજ હશે, છતાં સિદ્ધસેનદિવાકર રાજ્યસભામાં ઉપદેશ આપતા હતા અને માન અપમાનના વિચાર વગર વિક્રમને જૈની બનાવ્યોહતો ત્યારે આજ જૈનીય રાજા નથી તે

આપણે પશ્ચાતાપ કરીએ છીએ પણ તેમાં આપણી અથાગ નિર્માલ્ય માન દશા માત્ર કારણ રૂપ છે. તમે જોશો તો બીજા ધર્મમાં માન અપમાન દુર મુકી હજારો ધર્માચાર્યો ઉભાઉભા મોટી મોટી જાહેર સભામાં ભાષણ આપે છે છતાં હજુ આપણા જૈનની આંખ ઉઘડતિ નથી માટે હવે તો ચેતો.

## હરીભદ્રસૂરી અને તેના શિષ્યો.

હરીભદ્રસુરી બીજા આચાર્ય થયા તેના બે શિષ્ય હતા તેઓ એવા તો બુદ્ધિશાળી હતા કે બંને શિષ્યો ગુરૂપાસે બધી વિદ્યા શીખી ગયા જૈનમાં તે વખતે કોઇ બીજા વિદ્વાન નહોતા કે જે તે શીષ્યોને ભણાવે અને બીજા ધર્મની વિદ્યાની આવશ્યકતા જૈનાચાર્યો માનતા હોવાથી બૌદ્ધના વિદ્વાન ધર્મગુરૂપાસે બંને શિષ્યોની બૌદ્ધ વેષધારણ કરાવી વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા. બૌદ્ધના ૧૪૪૪ શિષ્યોમાં આ બે મળ્યા હતા, એક વખત બધા શિષ્યો સાથે જલ ક્રીડા કરતા હતા ત્યારે આ બે શિષ્યોએ કહ્યું કે હે બંધુઓ! તમે નકામા શા માટે આ જલચર જીવોને હેરાન કરો છો! તુરતજ આ શબ્દોપરથી બૌદ્ધના શિષ્યોએ જાણી લીધું કે આ બે જૈન લાગે છે. ગુરૂને જઇને બંને શિષ્યો જૈન છે એમ કહ્યું છતાં વિનયથી આકષર્તિ ચિત્તવાલા ગુરૂએ તે વાત સાચી માની નહિ, તે બંનેની પરિક્ષા માટે એક નિસરણીના પગથીઆમાં જીન પ્રતિમા આલેખી અને આ બંને જણાને તે નીસરણીથી ચઢી ઉપરથી કાંઇ ચીજ લાવવાને કહ્યું પણ તે શિષ્યોએ જયારે તે પગથીઆ ઉપર જીન પ્રતિમા જોઇ ત્યારે એક ખેડીના કટકા વતી ત્રણ ત્રણ લીટી કરી ઉપર ચડી ગયા અને ગુરૂએ મંગાવેલી ચિજ લાવી આપી. કોઈ અટકચાલા બૌદ્ધ શિષ્યે ગુરૂને આ વાત કહી દીધી તેથી ગુરૂએ આ બંને જણાને રાત્રીના મારી નાખવાનો વિચાર કીધો પણ કોઈ યોગ્ય વિદ્યાર્થી મારફ્ત ખબર પડી જવાથી બંને શિષ્યો ત્યાંથી સમળાનું રૂપ લઇ પાંખમાં પુસ્તક લઇને નાશી ગયા ગુરૂને ખબર પડી ત્યારે તેણે ચૌદસેં ચુમાલીસ સમળાઓ બનાવી તેની પાછળ મારવા મોકલ્યા, તેમાં એકને તો અરધે રસ્તે માર્યો અને બીજાને હરિભદ્રસૂરી મહારાજ રહેતા હતા તે ઉપાશ્રય પાસે માર્યો, શિષ્યે લોહીથી ખરડાએલા પુસ્તકો ઉપાશ્રયમાં ફેંકી દીધા, સવારમાં તે રૂધિર લીપ્ત પુસ્તકો જોઇ શ્રુત જ્ઞાનના ઉપયોગથી બંને શિષ્યનું મરણ જાણી હરીભદ્રસુરીને ક્રોધ ચડયો અને વિદ્યા

થી આકર્ષીને સમળી રૂપી ૧૪૪૪ શિષ્યોને બોલાવ્યા, તેને મારી નાંખવાનો વિચાર કર્યો પણ એક પવિત્ર સાધવીના બોધથી તેઓ શાંત થયા અને બૌદ્ધ શિષ્યોને છોડી મુક્યા. ૧૪૪૪ને મારવાના વિચારની આલોયણામાં તેમણે ૧૪૪૪ ગ્રંથ બનાવ્યા છે જેમાં સંસાર દાવાની છેલી ચાર ગાથા ચાર ગ્રંથ રૂપ અને આદિમાં સમરાદિત્ય ચરિત્ર છે. આ ઉપરથી આપણે એમ સમજવાનું છે કે હરીભદ્રસુરી જેવા મહાન સાધુઓએ પોતાના શિષ્યોને ચારીત્ર ધર્મનો વિચાર નહીં કરતાં બૌદ્ધ જેવા પાસે વિદ્યા માટે મોકલ્યા હતા. વિદ્યા મેળવી પોતાના ધર્મની ઉત્તમતા દર્શાવવાને માટે તેમનો કેવો પ્રયત્ન હતો? અગાઉ આ પ્રમાણે સ્થિત્યંતર કરીને વિદ્યાભ્યાસ કરવા જવું પડતું હતું તેવી અગવડતા હાલ નથી ગમે તે દેશની વિદ્યા હાલ સહેલાઇથી મેળવી શકાય તેમ છે છતાં પ્રમાદમાં પડી વિદ્યા વિહીન બની ગયા છીએ માટે હવે તો ચેતો.

## યશોવિજયજી.

પરંપરાથી સાંભળવા પ્રમાણે બીજા યશોવિજયજી મહારાજ થોડા જ વખતમાં થઈ ગયા એમના ઉપદેશથી શ્રાવકો તો કરોડો રૂા ખરચવાને તઇયાર હતા પણ યશોવિજયજી મહારાજના વખતમાં અન્ય ધર્માવલંબીઓને જૈન ધર્મ પર ઈર્ષા હોવાને લીધે કોઇ ગણ ભણાવવાને હા પાડતા નહોતાં; માળવા દેશના એક શ્રાવકની મદદથી તેઓ બનારસ ગયા અને ત્યાં પોતાના ઓઘા મુહુપતી મુકીને સન્યાસી થઇને વિનયલાલ જસુલાલના નામે અભ્યાસ કરવા ગયા અગાઉ અભ્યાસ કરવાને માટે કેવો ક્રમ હતો તે ઘણાઓના જાણવામાં હશે. વિદ્યાગુરૂની સેવા કરવી, તેમના ધોતીઆ ધોવા, ઠામ માંજવા; ઝાડુ કાઢવું, વીગેરે મુશીબતો હતી અને શિવાયના વખતમાં પોતાના ઉદરપુર્ણા માટે ભિક્ષાવૃત્તિ કરવી અને તેમાંથી વખત લઇને વિદ્યાભ્યાસ કરવાનું બનતું. આમાંથી કેટલીક મુશ્કેલી જસુલાલ અને વિનયલાલે સહન કરીને વિદ્યા સંપાદન કરી, વિનયનો તેઓને શીખવવો પડે તેમ ન હતું. એક પુસ્તક જે ગુરૂ કોઇને નહોતા આપતા તે એક રાત્રી માટે તેમને વિનયના કારણથી આપ્યું તો તે બંને જણએ રાત્રીમાંજ મોઢે કરી લીધું અને છેવટ મહાન વિદ્વાન થયા એક વખત એક વિદ્વાન અનેક દેશથી જય પતાકાઓ લઇ વાદ કરવા કાશીમાં આવ્યો, કાશીના ઘણા ખરા પંડીતો જુદા જુદા રૂપે તે

વિદ્વાનને ત્યાં આવ્યા પણ કોઈની વાદ કરવાની હીમત ચાલી નહી તે વખતે જસુલાલ અને વિનયલાલે ગુરૂ પાસે આજ્ઞા માગી, ગુરૂએ તેને આજ્ઞા આપી ત્યારે જસુલાલે બધા પંડીતો પાસે લખાવી લીધું કે અમે જે કરીએ તે તમારે કબુલ રાખવું. પછી પોતે ઓઘો મુહુપતી હાથમાં લઇ જૈન સાધુનો વેષ પેહેર્યો અને બધા પંડીતોને કહ્યુ કે અમે જૈન જીતનાર છીએ માટે અમારી પાછળ ચાલો, બધા આશ્ચર્ય ચકિત થઇ ગયા અને બંધાએલ હોવાથી પાછળ ચાલ્યા, જસવિજયજી અને વિનયવિજયજી મહારાજે તે વિદ્વાનને વાદ વિવાદમાં જીત્યો. હવે સમજવાનું એ છે કે યશોવિજયજીના વખત સુધી વિદ્યા ભ્યાસની આટલી બધી સગવડતા હુતી છતાં તેઓએ પોતાના ધર્મને માટે વિદ્યા સંપાદન કરવાને મુશીબતી વેઠી અને અનેક વિદ્વાનોની વચમાં જૈન ધર્મની શ્રેષ્ટતા બનાવી. આવી અગવડતા હાલ નથી કાશીના શાસ્ત્રીઓ જ્યાં કહો ત્યાં આવી શકે છે અને બહુ માયાળુ દ્રષ્ટીથી અભ્યાસ કરાવે છે છતાં આપણે ઉંઘ આળસમાં પડયા છીએ માટે હું કહું છું કે હવે તો ચેતો.

## વજ્ર સ્વામિનું દ્રષ્ટાંત.

એક વખત જ્યારે દૂકાળ પડયો ને વખતે છતાં દ્રવ્યે સંઘ દુખી થવા લાગ્યો ત્યારે વજ્ર સ્વામિ વિદ્યાના બળથી પટ પર આખા સંઘ જ્યાં સુકાળ હતો ત્યાં લઇ ગયા. તેઓ સમજતા હતા કે સંઘ સાચવવાની પહેલી જરૂર છે જુઓકે મુનિઓ પણ જૈન સંઘને માટે આવી રીતે પ્રયત્નશીલ રહેતા હતા.

રૂષભદેવ સ્વામિએ ભરતને એમ સમજાવ્યું હતું કે સદાને માટે તું સંઘ ભકિત કર અને તેથી ભરત ચક્રવર્તીના રાજ્યમાં અને તેની આઠ પાટ સુધી શ્રાવકોની વિવેક પુર્વક ભકિત કરવામાં આવી હતી.

## સંઘ કાઢવાનો આ જમાનો નથી.

પુર્વે જે તીર્થંકરો એ સંઘ કાઢવાંમાં તીર્થંકર નામ કર્મ બાંધવાનું કહ્યું છે ને હાલના કાળ પ્રમાણે જે શોધ કાઢવામાં આવે છે તેમ નહિ પણ જેઓ ઘણા દૂર રહેતા હોય અને સાધન વગરના હોય તથા તીર્થમાં કોઇ જાત્રા કરી શકતા ન હોય તેને માટે સંઘ

કાઢવામાં આવતા આજે તો રેલવેમાં બેસાડી લાખો રૂ. નું ખર્ચ કરવામાં આવે તે તીર્થંકરોના ફરમાન પ્રમાણે સંઘ કાઢ્યો કહેવાય નહિ.

હાલતો જેઓ સંઘપતિ હોય તે એક વખતતો હજારો રૂ. ખરચી નાખે અને પછી એક પૈસો પણ ગરીબ જૈનને આપે નહી માટે સંઘપતી હોય તેમણે તો હમેશાં સંઘપતીજ રહેવું જોઇએ અગાઉતો પરિચય થી જેઓને નિરાશ્રીત જાણતા તેઓના તરફ હમેશને માટે સંઘપતી ર હેતા હતા. હાલતો બધા ક્ષેત્રમાં એકજ મુખ્ય ક્ષેત્ર થઇ ગયું છે અને તે એ છે કે જીનેશ્વર મહારાજના ભંડારમાં આપો. મારાજ ઉપદેશથી લાખો રૂા. ખરચાયા છે પણ હવે મને લાગે છે કે એ લાખો રૂા. જોઇએ તેવા વ્યવસ્થાએ ખરચાયા નથી. અને હવે મારા વિચાર ફર્યા છે એવા વિચારો જો તે વખતે હોયતો જૈનધર્મ અને જૈનસંઘના ભલા શિવાય બીજે માર્ગે દ્રવ્ય ખર્ચાવવાનો વિશેષ ઉપદેશ આપત નહિ.

હાલ દેરાસરોમાં મણના મણ ઘી ચડી જાય છે તે માત્ર નામનાને માટેજ થાય છે. જો ભકિત હોયતો રોજ મફત આરતી ઉતારવાને મળે છે ત્યારે કેમ આરતી ઉતારતા નથી. માટે હજારો માણસમાં તમોને મોટાઇની ઇચ્છા થાયછે. જો કે કાર્ય પ્રશસ્ત છે એટલે દેરાસરોમાં પૈસો વધે છે, પણ તે પૈસો સાધુ સાધવી, શ્રાવક શ્રાવિકા કે જ્ઞાનના કામમાં લાગતો નથી તો પછી વિચાર કરવો જોઈએ કે હવે તેનો અમુક અંશે અટકાવ થવો જોઈએ કે નહી?

આપણા ઘરમાં જે અનાજની કોઠી ખાલી હોય તે ભરવાને આપણે પ્રથમ પ્રયત્ન કરીયે છીએ તેવી રીતે આપણામાં સાત ક્ષેત્ર રૂપ સાત કોઠીછે તેમાં હાલ એકજ ભંડાર રૂપ કોઠી ભરેલી દેખાયછે બાકી બધી ખાલીછે તમે કહેશો ત્યારે શું હવે દેરાસરમાં પૈસા નહી વાપરવા? તો તમોએ જાણવું કે હાલ તમારે દેરાસર સાચવવા કરતાં દેરાસર વાળાને સાચવવાની વધારે જરૂર છે

## વર્તમાન કાળ.

હમેશાં વર્તમાન કાળનેજ માન અપાયછે આગળ લાખો દેરાસરો હતા અને કરોડો પ્રતિમાની અંજન શલાકા થતી હતી ત્યારે કોઇ કહેશે કે હાલ તમે કેમ આમ કહોછો? પણ સમજવું જોઇએ કે હજારો દેરાસરો

હતાં તો લાખો અને કરોડો જઇનો પણ હતા હેમચંદ્રાચાર્યના સામૈયા વખતેજ પાટણમાં અઢારસો લક્ષાધિપતી હતા ત્યારે ત્યાં ત્રણસો દેરાસરો વધારે કહેવાય નહી પણ હાલની સ્થીતી જોતાં ત્યાં એક પણ દેરાસર વધેતો તે ભારભૂત થઇ પડે તેમ છે.

આગળ પૈસો જમીનમાં રહેતો હાલ બેંકમાં મુકાય છે તેથી તમો વર્તમાનકાળ વ્યવહારમાં જાણો છો, પણ ધર્મમાં વર્તમાનકાળ જોતા નથી હાલ અમુક વખતના સંઘપતી થવાની જરૂર નથી, દેરાસરો કરવાના નથી પણ હમેશને માટે સંઘની ભકિત કરવાની જરૂર જણાય છે. હજારો દેરાસર વાળાઓથી હજારો દેરાસરો થઈ શકશે; માટે શ્રાવકોને સાચવવાની જરૂર છે. પર્યુષણ જેવા દીવસોમાં ગામોગામ સંખ્યાબંધ જમણવાર થાય છે. એ ચાર દિવસના જમણવારમાં આખા સંઘનો હિંદુસ્તાનમાં કેટલો પૈસો વપરાય છે? તેનો તમે ખ્યાલ કરી લેજો; આ સંવત્સરીના જમણવાર પછી બીજે દીવસે જેને રોટલો અને ચટણી નથી મળતાં તેને આવા જમણવાર ન કરતાં હમેશાં જમતા કરવાની જરૂર છે. જૈનનેજ નોકર કેમ રાખતા નથી? એમ જો કોઇને પુછીએ તો કહેશે કે એક રાખ્યો હતો તે ચોરી કરીને નાશી ગયો. એ બતાવે છે કે જૈનો ચોરી કરતાં શીખ્યા, શ્રાવિકાઓને વોશી અને દળણું દળી પેટ ભરવાનો હવે વખતે આવી ગયો છે, જૈનમાં અનિતિ વધી છે, જૈનો ખોટું બોલતાં શીખ્યા છે એમ આપણે સાંભળીએ છીએ હું કહું છું કે આ વખતે જૈનોની આવી સ્થીતિ છે છતાં તેને સુધારવામાં તમો નિરૂત્સાહિ દેખાઓછો તેથી તમારા પાસે લાખો રૂપીઆ હોય તેના કરતાં ન હોયતો વધારે સારૂં.

## પાલીતાણાની નવાણું ટોળીઓ.

પાલીતાણામાં આશરે ચારસો પાંચસો નવાણું યાત્રા કરનારા દર વરસે હોય છે. તેઓની એક તરફ જાત્રા થાય છે અને બીજી તરફ નવાણુંની ટોળીઓ જમે છે, નવાણું જાત્રાવાળા સિવાય બીજાઓ પણ તેમાં ભળે છે તેથી ઓછામાં ઓછા સાતસો આઠસો માણસ એક વખતની ટોળીમાં જમે છે, હવે સાતસો માણસનો રોજનો જમણવાર ગણતા પાંચસો ટોળાનો આશરે સવા લાખ રૂ. નો ખરચ થાય

છે. જો તે સવાલાખ રૂ. ગરીબ જૈનને માટે વાપરવામાં આવતા હોયતો તેથી કેટલો લાભ થાય ?

જેઓ પાલીતાણે જાય છે તેઓ ઘણા ભાગે હિંસક વાઘરી, ભીલ વિગેરેને જમાડે છે પણ જૈનોના છોકરાને ભણવાના કાગળ કે પેનસીલ પણ મલતાં નથી. તલાટીએ ગરીબ ભીખારીઓ બેસે છે તેમાં કોઇ બબે હજારના આસામીઓ હોય છે તેને તમે આપો છો અને જૈનીઓના છોકરા ગાડી પાછળ દોડતા હોય તેની તમે દયા કરતા નથી.

## ઉજમણા.

ઉજમણાની કઢંગી રીતી હાલ વધી પડીછે. તેમાં પુઠીઆ ચંદ્રવામાં હજારો રૂ. ખરચેછે અને જ્ઞાનના ડબા જુઓ તો ખાલી મુકેછે, કરેછે જ્ઞાનનું ઉદ્યાપન અને જ્ઞાન જુઓ તો કાંઇ મલે નહિ. જરૂરીઆત વગરના જરમન સીલવર અને તાંબા પીતળના વાસણો વિગેરે સંખ્યા બંધ મુકાય છે અને તે દેરાસરમાં આપવાથી પરીણામે તેની હરરાજી થાય છે. કચ્છના દેરાસરમાં અકેક ઉપાશ્રયમાં લાખ રૂપીઆના ચંદરવા પૂઠીઆના પટારા ભરે લાછે એમ સાંભળવામાં આવ્યું છે. પણ હું કહું છું કે જ્યાં સુધી ચંદ્રવા પુંઠીઆ નીચે બેસીને ઉપદેશ આપનારા તૈયાર થયા નથી ત્યાં સુધી તો મુંગા માણસને શણગારવાજેવું થાય છે. ઉજમણામાં આટલેથી અટકતું નથી પણ સાંજી કે પરભાતીઆમાં અપાતી નાની નાની કાચની વાટકીઓમાં પણ હજારો રૂપીયા ખરચાય છે અને આખરે નોકારશીમાં પણ હજારો રૂ. જશને માટે ખરચાય છે, અને કહેવાય છે એમ કે જ્ઞાનનું ઉદ્યાપન કર્યુ જો તમારે જ્ઞાનનું ઉદ્યાપન કરવું હોય તો એવો નિશ્ચય કરો કે મારે એક માણસને જ્ઞાની કરવો અથવા માત્ર જૈન પુસ્તક ભંડાર કરવો, તોજ જ્ઞાનનું ઉદ્યાપન કહેવાશે. ખરૂં કહીશું તો તીર્થંકરના વચનજ આપણને ઉપકારી થયાછે છતાં ત વચન સડેછે અને તેનો નાશ પણ થતો જાય છે અને તેથી જયારે કોઇ બાબતનો ખુલાસો નથી મળતો ત્યારે કહીએ છીએ કે અમારા શાસ્રનો વિચ્છેદ થઇ ગયો છે, કેટલી શરમની વાત છે? છતાં હવે પણ ચેતો અને વચન શાસ્ર રૂપે રહ્યાં છે તેનો તો સંભાળ કરો.

## હુન્નર ઉદ્યોગની જરૂરીયાત

લહીઆ તરીકે દર વરસે આશરે દશ હજાર રૂ. મારવાડી બ્રાહ્મણો લઇ જાય છે, તેઓ લખવાનું કામ કરે છે, પણ શુદ્ધા શુદ્ધ તેઓ કયાંથી

જાણુતાજ હોય ? તેવીજ રીતે પાત્રા, તરપણી, પુંઠીઆ વગેરેનો પૈસો પણ મોચી મુસલમાન સુતાર પાસે જાયછે પણ જો આવા હુન્નર તમારા જાઇ નોને શિખવવામાં આવ્યા હોય તો હજારો રૂ. તમારા જૈનોમાંજ રહે અને ગરીબ જૈનોને માટે ટીપ કરવાની જરૂર ન રહે આપણા ગરીબ જૈનો આગેવાન પર આધાર રાખેછે પણ હવે એવા આગેવાન મરી ગયાછે કે જે હજારોને લઇને વ્યાપાર કરાવતા માટે દરેકે ભીખારીની ટેવ મુકી પોતાની શકિત પ્રમાણે પ્રવૃત્તિ કર્યા કરવી અને તોજ તમારી ઉંચ્ચ દશા થશે

## હાલ શું કરવું જોઇયે

અત્યારે તો પ્રથમ શ્રાવકોદ્ધાર બીજો જ્ઞાનોદ્ધાર અને ત્રીજો જીર્ણોદ્ધાર એમ ત્રણ ક્ષેત્રોમાં દ્રવ્ય વ્યય કરવાની જરુર છે જ્યારે આ ત્રણે કોઠી ઓ ભરાઇ જાય ત્યારે બીજી ભરેલી કોઠી તરફ નજર કરજો કેમકે તાવ વાળા કે મસ્તકના દુખાવા વાળા કરતાં સનેપાત વાળાની પહેલી સંભાળ લેવાની જરૂર છે

શ્રાવકોનો ઉદ્ધાર નહી થાય તો ચતુર્વીધ સંઘની ન્યુનતા તમારી નજરે જોશો અને તેથી તમારા જૈન ધર્મનો નાશ કરનારા તમે કહેવાશો કેમકે ધર્મનો નાશ થવાથી ધર્મનો નાશ આપોઆપ થઇ જાય છે. વિચારો કે જો શ્રાવક નહિ હોય તો સાધુ સાધવી શ્રાવીકા કયાંથીજ રહી શકે. હવે તો દરેક માણસે નિશ્ચય કરવો જોઇએ કે પોતાની પેદાશમાંથી અમુક ભાગ શ્રાવકના ઉદ્ધારમાં વાપરવો જોઇએ. જો બધાઓનો આમાં એક વિચાર થાય તો બે ચાર વરસમાંજ શ્રાવકોદ્ધાર થઇ જાય અને કન્યા વિક્રય વિગેરે ચાલનો અટકાવ આપોઆપ થઇ જાય.

## ક્રિયાને માટે વિચાર કરો.

શ્રાવકોદ્ધારમાં ભીખ માગવાનું શિખવવા કરતાં હુન્નરનો પ્રચાર થવાની જરૂર છે. પણ હુન્નર ઉદ્યોગનો પ્રચાર કરવામાં લાખો રૂ. નો ખરચ સમજી લોકો તેમાં અટકી જાય છે યાદ રાખવું જોઇએ કે વિચાર જે કરવામાં આવે છે તે મુખ્ય ક્રીયાને માટેજ જોઇએ પણ કાર્યને માટે નહિ પણ આપણે તેમ નહિ કરતાં મુખ્ય વિચાર કાર્યને માટેજ કરીએ છીએ અને તેથી અનેક

અગવડતાઓ વિચારમાંજ આપણી દ્રષ્ટીએ આવવાથી કાંઇ કરી શકતા નથી દ્રષ્ટાંત લેશો તો મેં જો મુંબઇ આવવા રૂપી કાર્યનો વિચાર કર્યો હોત તો રસ્તાની અગવડોના વિચારમાં ફસાઇ હું મુંબઇ આવી શકત નહિ. પણ જો મેં મુંબઇ આવવામાં ચાલવા રૂપ ક્રિયાનેજ મુખ્ય વિચાર કર્યો તો મુંબઇ આવી શકાયું માટે જે વિચાર થાય તેને તુરતમાં ક્રિયામાં મુકવો જોઇએ. સામાન્ય માણસ પણ વિચાર પુર્વક ક્રિયા કરી શકે છે, તેથી નાના પાયા પર હુન્નર ઉદ્યોગ શાળા ખોલવામાં આવે તો હજારો મદદ કરનારા પાછળથી મલી આવે અને તોજ ઉદ્યોગ શાળા મોટા પાયા પર થાય, મારૂં તો એમજ કહેવું છે કે દેરાસરોમાં જે ખાતાં છે તેમાં એક શુભ ખાતું રાખવું જોઈએ અને તેના જુદા જુદા ખાતામાં ભાગ કરવા જોઇએ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવને લીધે તીર્થંકરોએ તમોને આજ્ઞા આપી છે કે તમે સંઘ મળીને જે કરો તે મારે પણ કબુલ છે, યશો વિજયજી મહારાજ લખે છે કે:—

**जिनैः नानुमतं किंचित् निषिद्धंनापि किंचन.**

એટલે જીનેશ્વર મહારાજે નિશ્ચય પુર્વક કોઇ બાબતમાં હા કે ના કહી નથી,

શાસન, તીર્થંકર તમોને સોંપી ગયા છે. શાસનનું રક્ષણ કરવું તેમાં સુધારા કરવા એ તમારો અધિકાર છે પણ ગતાનુગતિકપણું મુકી દેવાની જરૂર છે માટે જૈનીઓએ દરેક વિષયમાં ચેતવાની જરૂર છે, દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ પ્રમાણે ખાતાઓમાં ફેરફાર કરવાની જરૂર છે અને એવા ઘણા માણસો તૈયાર થશે એમ હું ઇચ્છું છું.

જેઓ આ કાર્ય કરવાને તૈયાર હોય તેને પૈસા આપવાવાલા ઘણા મલી શકે છે માટે. એક હુન્નર ઉદ્યોગશાલા થાય તો કેટલા જૈનોનો આધાર વધે. મને ખાત્રી છે કે આ શરૂઆત અહીંથીજ થવી જોઇએ જો દરેક જૈન એમ સમજે કે એકજ જૈનને સારે ઘેર નોકર રાખવો તો ઘણા ગરીબ જૈનોનો નિભાવ થાય.

### જ્ઞાનોદ્ધાર.

જ્ઞાન બે પ્રકારનું છે (૧) વ્યવહારીકજ્ઞાન અને (૨) ધાર્મિકજ્ઞાન આ બંને જ્ઞાનનો ઉદ્ધાર થવાની જરૂર છે લાખો રૂા. થી જે કામ નહિ,

થાય તે વિદ્યાથી થઈ શકશે બીજી જ્ઞાતીવાળા ધારાસભામાં દાખલ થયા છે ત્યારે તમારા જૈનીઓને તેની ગંધ પણ નથી, તમારાપર કેવા કેવા આક્ષેપો થયા છે તે તમે જાણો છો ? છતાં હજુ તમે ચેતતા નથી. એક અમેરીકન વિદ્વાને જૈનધર્મપર આક્ષેપ કરેલો છે તે તમે જાણો છો, છતાં કાંઇ પ્રયત્ન કરતા નથી તમે જૈનો સમતાના સાગર એટલે એમજ માની બેસી રહોછો કે જે કરશે તે ભરશે. આ તમારૂં સત્ત્વહિનપણું જ બતાવી આપે છે માટે વ્યવહારીક જ્ઞાનની જરૂર છે.

## ધાર્મિક જ્ઞાન

જૈનમાં હાલ એવો કોઈપણ વિદ્વાન નથી કે જે કોઇપણ અન્ય વિદ્વાન સાથે અર્ધો કલાક પણ વાદવિવાદ કરે અને જય મેળવે. વિદ્યાભ્યાસ કરનારા તો ઘણા છે પણ ખાવાને અન્ન ન હોય તો તેઓ ધંધો કરે કે વિદ્યા સંપાદન કરે? વીરબાઇ પાઠશાળા મેં નજરેજ જોઇ છે ત્યાં નૈયાયીક શાસ્ત્રિ પવન ઉડાડે છે અને વ્યાકરણ શાસ્ત્રી વા ખાય છે ભણનારા કોઈ મળેજ નહીં માટે એ ભણનારા તૈયાર કરો કે જેથી એકમાંથી અનેક વિદ્વાન થઈ જાય. યશોવિજયજી જેવા પંડીત ગયા કહેવાય છે પણ તેમ શામાટે થવું જોઇએ? એવા સો સો યશોવિજયજી આપણી નજરે કેમ ન પડે?

## જૈનોની ઘટતી જતી સંખ્યા.

પજુસણમાં જ્યાં દશ દશ મણનું ચુરમુ જોતું ત્યાં ચાર ચાર મણના ચુરમાથી હાલ ઉકલે છે, આથી સમજશો કે હજારો જૈનો લીંગાયતી વૈષ્ણવ અને સ્વામિ નારાયણ થઇ ગયા છે માટે હવે નહિ ચેતો તો ભરી બજારમાં લોકો તમને કાંકરી મારશે, હાલ તમારૂં થોડું ઘણું માન છે તે તમારા પોતાને લીધે નથી પણ તમારા પુર્વજોના પરાક્રમથી જણાય છે.

સાધુઓના માનમાં તમો હજારો રૂા-ખરચો છો તે હવે બંધ કરો અને જો તેવા કામમાં અમો રૂા-ખરચવાનો ઉપદેશ કરીએ તો અમારી તે ભુલ પણ સુધારો કારણકે સાધુઓને સારૂ લગાડવાને તેમના સામૈયામાં વરઘોડામાં, ઓચ્છવોમાં અને એવી ધામધુમમાં દ્રવ્ય ખરચવાથી હાલ

તમારૂં ભલું થવાનું નથી પણ જૈનીઓ તૈયાર થાય તેમાં તમારૂં ભલું છે જૈનોની સ્થીતિ સુધર્યા પછી ખુશીથી દરેક કાર્ય કરવા તત્પર થજો.

## ખાતાની અવ્યવસ્થા.

કોઇપણ ખાતાંનો વિનાશ થતો હોયતો તેનું કારણ માત્ર અવ્યવસ્થા જ છે, આપણે એમ સમજ્યા છીએ કે કોઇપણ ખાતાંનો અધ્યક્ષ પૈસાદારજ જોઇએ કારણ કે બીજા પૈસા ખાય જાય પણ એ આપણી ભુલ સુધારવી જોઇએ અને લાયક દક્ષ બાહોશ અને પ્રમાણીક હોય તેમના હાથથી કાર્યની વ્યવસ્થા થવી જોઇએ. પણ નામના ભુખ્યા આગેવાનો યોગ્ય નરો છતાં પોતાની મોટાઇ ને લીધે યોગ્યના હાથમાં આ ખાતાઓ મુકતા નથી માટે તેવા નરોને તમો ઉચ્ચ સ્થિતિએ લાવો અને જેની ભુલ હોય તેને ખુણામાં લાઇને કહો, આપણામાં કામ કરનારા યોગ્ય નરોની ખોટ છે અને વલી જે જુજ નરો છે તેની સહેજ ભુલ માટે તેમની અવગણના નહી કરતાં તેમના કાર્યમાં તેમને ઉત્તેજન આપવાની જરૂર છે. તેવા યોગ્ય નરોની ભુલ વાત્સલ્ય ભાવથી દુર કરી શકાય છે તો પણ તેવા નરોને ઉતારી પાડી કાર્ય કરતા અટકાવવાની જે નિંદનીય ટેવ આગેવાનોમાં જડ ઘાલીને બેસી ગઈ છે તે હવે ઉખેડી નાંખવાની જરૂર છે અને જો એ ટેવમાં સુધારો નહીં થાય તો ભવિષ્યમાં પૈસા આપનારા મલશે પણ કામ કરનારા મલી શકશે નહીં.

## જૈનોમાં ઈર્ષાથી થએલો દ્રષ્ટી દોષ.

ઈર્ષાને લઇને અમુક તરફથી થતું પવિત્ર કાર્ય સુધારવાને બદલે બીજાઓ તે કાર્યથી દુર રહી ઉલટા બગાડવાને તત્પર થાય છે. જેમ એક વખતે એક ગૃહસ્થે સુંદર ગાય ચાર બ્રાહ્મણોને દક્ષિણામાં આપી હતી. આ ચાર બ્રાહ્મણો પૈકી એકે એવો નહી હતો કે જે બીજા ત્રણને યોગ્ય બદલો આપી ગાયને સ્વતંત્ર સ્વાધીન લઇ શકે તેથી તેઓએ એવો નિશ્ચય કર્યો કે આ ગાયને હમેશાં અકેક જણાએ પોતાને ઘેર રાખી દોઇ પીવી અને સાચવવી. આ ઉપરથી એક બ્રાહ્મણ ગાયને પોતાને ઘેર લઇ ગયો અને દોઈને વિચાર કર્યો કે હવે જે કાંઇ હું ખોરાક આપીશ તેનો લાભ બીજો લઇ જશે માટે મારે શા સારૂ તેને કંઈ ખાવા નાંખવું જોઈએ ? તેથી ગાયને ભુખી બાંધી રાખી અને બીજે દીવસે બીજાને લઈ જવા દીધી

તેણે પણ ફક્ત દોવા શિવાય ગાયની બીજપણ સાર સંભાળ કરી નહી કેમકે તેને પણ બીજો લાભ મળી જશે તેવો વિચાર થયો. અનુક્રમે ચાર બ્રાહ્મણે ફક્ત ગાય દોવાનો જ પોતાનો વિચાર કર્યો પરંતુ તેના રક્ષણની ફરજ જોઇ શક્યા નહિ અને તેના પરિણામે ગાયનું મૃત્યુ થયું.

આ દ્રષ્ટાંતથી તમો જોઇ શકશો કે આપણી હાલની સ્થીતિ એવી દેખાય છે કે એ જૈન ધર્મ રૂપી ગાય આપણ સૌ બ્રાહ્મણને મળી છે, પણ તેનો ધણી કોઇ નથી. આ ખાતું તો અમુક સાચવે છે માટે મારે શા માટે તેનો વિચાર કરવો જોઇએ? એમ બધાઓ એક બીજાની ઇર્ષાથી અનેક ખાતા રૂપ ગાયને કોઇપણ ચારો આપતું નથી પણ જો તે બ્રાહ્મણ વિચારે કે જો ગાય જીવતી હશે તો પાંચમે દિવસે મારે ત્યાં આવશે. તેમ તમારે વિચારવું જોઇએ એક ખાતાનો વિનાશ થાય છે તે ખાતામાં તમારૂં બધાનું હિત સમાએલું છે.

ઉપસંહાર.

અત્યારે જૈનીઓ ઓછા થાય છે અને દેરાસર અને ધર્મશાળા વધ તી જાય છે પણ જૈનીઓના અભાવે દેરાસર શા કામના? જૈનીઓની અનિતિ અને અનાચારનો વિનાશ થવો જોઇએ અને તેમ થવા માટે જ્યાંસુધી જ્ઞાનોદ્ધાર શ્રાવકોદ્ધાર અને જીર્ણોદ્ધાર નહિ થાય ત્યાંસુધી દિવસે દિવસે તમારી અવનતી થવાની છે. માટે જ્યારે એને માટે પ્રયત્ન થશે ત્યારેજ તમે ચેત્યા, વિચાર યુક્ત થયા એમ કહેવાશે. અને તેથીજ હું કહું છું કે હવે તો ચેતો.

---

## વ્યાખ્યાન ૭ મું

# સંપ.

તા–૪ આગસ્ટ ૧૯૦૭

મંગલાચરણ.

ऑंकार बिंदु संयुक्त नित्यंध्यायंति योगिन:
कामदं मोक्षदं चैव ऑंकाराय नमोनम:

## ઉપોદ્ઘાત.

દરેક પ્રશસ્ત કાર્યની ઇચ્છાએ જે કંઇ ઉદ્યમ કરવામાં આવે છે તેની આદિમાં મંગલાચરણની જરૂરીયાત છે, જો કે આજના વિષયમાં ગમે તે સ્તુત્ય મંગલ કરી શકાય તેમ છે. છતાં ઓંકારનું મંગલાચરણનું મંગલ આજના દિવસની સાથે જરૂરનું જાણી તે મંગલાં ચરણ કર્યું છે. બિંદુએ કરીને સંયુકત એવા ઓંકારનું પુરૂષ ધ્યાન કરે છે, ઓંકાર એ પ્રણવ એટલે ધ્યાનનું બીજ છે. તે પ્રણવ આખા જગતનું એક સ્વરૂપ છે અથવા ત્રણ લોક તેમાં સમાય જાય છે. જગતના સકળ સ્વરૂપને વિચાર બિંદુએ કરીને સહિત યોગીઓ ધ્યાનમાં ધ્યેય રૂપે ધારણ કરે છે પણ ત્રણ લોકનું ધ્યાન યોગીઓ કરે છે એમ માનવામાં અનેક શંકા છે, ત્રણ લોકમાં ઘણા પદાર્થ છે, તેનું ધ્યાન કરવાથી તો અનેક કલ્પના કરવી પડે અને તેથી ધ્યાન વિકાર રૂપે થઇ જાય પણ સરલસ્વરૂપની આત્મા સાથે ઐકયતા કરી યોગીઓ ઓંકારનું ધ્યાન કરે છે, તેથી ઓંકારનું ધ્યાન ઐકયતા (સંપ) ને સુચવે છે.

સકલ પદાર્થોને તાદ્રશ્ય રૂપ જોઇને ઓંકારનું ધ્યાન કરનારાઓ કામ અને મોક્ષને પ્રાપ્ત કરે છે. જેવી રીતે ત્રણ લોકની ઐકયતા ઓંકારમાં થયેલી છે. તેવીજ ઐકયતા આપણામાં થવી જોઇએ તો ધ્યાનથી યોગી પુરૂષો જેમ પરમાનંદ રૂપ આનંદ મગ્ન રહે છે, તેમ આપણે સર્વે આનંદ મગ્ન રહી શકીયે. તે સાથે કહેવાની જરૂર છે કે એવો કાંઈ નીયમ નથી. કે જે માણસ જે સ્થીતિ એ પહોંચ્યો હોય તેજ તે વાતનું સ્વરૂપ બીજાઓને કહી શકે, જો કે જેણે પ્રાપ્ત કરેલ હોય તેજ તે બતાવી શકે એમ જો આપણે સ્વીકાર કરીશું તો મોક્ષનું કે બારમા અને તેરમા ગુણસ્થાનકનું સ્વરૂપ જેણે જાણ્યું નથી તેવા આ ચોથા પાંચમા છઠા ગુણસ્થાનક વાળા આપ્ત વચનોથી બિન અનુભવેલા સ્વરૂપને પણ કહેવાને ઉદ્યમી થાય છે.

### સંપ માટે વકતા શ્રોતાનું કર્તવ્ય.

સંપ એ સ્વરૂપનો જો કે આપણામાં અભાવ છે તોપણ તે જરૂરનો છે એમ માની કહેવાને માટે જે ઉત્સાહ થયો છે તે ગેરવ્યાજબી ગણાશે નહિ.

શ્રોતાઓએ સંપ વિષયનું શ્રવણ કરવાને સંપ વાળા થવું જોઇએ તમારા મન વચન કાયાને વશ કરજો ને જે કાંઇ સાંભળો તેનું તમે તમારે માટેજ મનન કરજો. તમારા માટેજ બોલજો અને તમારાજ માટે ક્રિયામાં લાવજો. આવી ત્રીકરણની ઐકયતા અગાઉથી થવાની જરૂર છે. આ પ્રમાણે નહિં હોય તો તમારૂં શ્રવણ તમારે માટે નહિં થાય પણ બીજાઓને માટે ઘટાવશો તેથી તમો તમારી સ્થીતિ દર્શક નહી બની શકો. આ અમુક માટે કહ્યું, આ અમુક માટે કહ્યું, એમ ભાગો પાડવાથી સાંભળેલું તમારા માટે કાંઇ પણ રહેશે નહી તેથી જે સાંભળો તે આપણાજ માટે છે એમ સમજી બીજાની ઉપાધિ કરશો નહિં અને મળેલો લાભ ગુમાવશો નહિ, પ્રતિકુળતા જયાં હોય છે ત્યાં વગર મહેનતે સંપ વાળા થઈ જઇએ છીએ અને સાનુકુળતા મળે છે ત્યાં આપણે સંપ વાળા થઈ શકતા નથી.

## સંપની અનુકુળતા નિરર્થક જાય છે.

પુર્વે જયારે અતિકુળતા અને કષ્ટ આવતાં ત્યારે આપણે આપણા લાભને માટે અને હકોને માટે એક રૂપ થઈને લડતા, અને પ્રાણનો પણ ક્ષય કરતાં, પરંતુ આપણા હકો અને સ્વાર્થોનો નાશ કરતા નહિં. જયારે હાલ પ્રતિકુળતાનો નાશ થયો છે, અને સાનુકુળતાનો ભાસ થયો છે ત્યારે તમો એટલા પ્રમાદી થઈ ગયા છો કે તમો બીજાનું તો શું પણ તમારૂં પોતાનું શ્રેય કરી શકતા નથી.

સંપ એ શબ્દની વ્યુત્પત્તિ એ છે કે સમ્+પ એ બે અક્ષરોથી એ શબ્દ બનેલો છે, पा रक्षणे ધાતુ છે, सं ઉપસર્ગ છે, તેનો અર્થ समयक् पाति यः सं सप: સમયક્ પ્રકારે રક્ષણ કરે તે સંપ કહેવાય છે. તેના અભાવમાં જે કુસંપ શબ્દ વાપરીયે છીયે તેમાં જો સંપના અભાવની માન્યતા હોય તો તે આપણી ભુલ છે જુઓ જીવનો અભાવ તે અજીવ કહીએ છીએ, જીવના અભાવમાં અજીવ વપરાય છે તેમ સંપના અભાવમાં અસંપ વપરાવાને બદલે કુસંપ વાપરવામાં કાંઈ પણ રહસ્ય છે, કુસંપમાં પણ સંપ છે એમ સમજવું માત્ર જેમાં તમારૂં તથા બીજાઓનું ભલું થતું નથી તેને કુસંપ કહેવાય છે, અને જેથી બધાનું ભલું થાય છે તે સંપ કહેવાય છે, અને જેમાંથી સંપ

ભલુંજ થાય છે તેને આપણે સુસંપ શબ્દે કહીને બોલાવીએ તો વધારે ઉત્તમ કહેવાય.

## કુસંપ પણ ઐકયતા રૂપ છે.

નઠારા કામ કરનારા પણ ઘણા ભેગા થઇને કોઈ કાર્ય કરે છે, ત્યાં પણ ઐકયતાની જરૂર પડે છે, અને તે ઐકયતાને કુસંપ કહેવાય છે સંપની જે વ્યાખ્યા છે તેમાં સમ્યક પ્રકારે રક્ષણપણું છે, મનનું વચનનું કાયાનું, ધર્મનું અને આતમાનું રક્ષણ કરનાર સંપ છે, મન વચન કાયા ધર્મ અને આત્માની જે એકતા તેજ સંપ રૂપ છે જેથી મોક્ષ પણ પ્રાપ્ત કરી શકાય છે, માટે મન વચન કાયાની એકતા આપણે નથી કરી શકતા તેજ આપણી ભુલ થાય છે. સામાન્ય મંદવાડનું કોઇને પુછવામાં આવે ત્યારે તાવ આવે છે એમ જવાબ મળે છે. તેના જવાબમાં તેની દવા પણ અમુક અડસટે નિદાન કર્યા સિવાય અનેક તાવની દવામાંથી ગમે તે એક દવા કહી દેવામાં આવે છે, સંપ જોઇએ સંપ જોઈએ, એવો ધ્વની આ આખા આર્યાવર્તમાં થઇ રહયો છે. સંપને માટે લેખો લખાયછે. ઘણી વખત વકતાઓ બોલેછે સંપનેઈચ્છનારા પણ સંપને માટે બુમો પાડે છે, જો સંપ હોય તો કોઇપણ કાર્યનો વિનાશ થાય નહિં, એમ પણ સચોટ કહેવામાં આવે છે, આ બધી ક્રીયા ચિકિત્સા વગર કરવામાં આવે છે, પણ જો નિદાન પુર્વક કરવામા આવે તો કુસંપ ટળીને ઘણા વખત અગાઉથી સંપ થઇ ગયો હોત માટે અનેક ઉદ્યમ કરતાં આપણામાં સંપ કેમ નથી આવતો તેનું નિદાન વિચારીએ.

## મહત્વાકાંક્ષીપણું.

જ્યાં સુધી મહત્વાકાંક્ષીપણું આપણા દરેકમાંથી ગયું નથી ત્યાં સુધી સંપ થવાનો નથી. બાલકથી તે વૃદ્ધ પર્યંત દરેકને મોટાઇ જોઇએ છીએ. પાંચ બાલકમાં પણ એક કહેશે કે હું મોટો, મોટાઇ કોઇને નથી ગમતી એમ નથી. તમે સાંભળ્યું પણ હશે કે માત્ર વિવેકની ખાતર કોઈ પણ મંડળના અધિપતિ એમ કહે છે કે હું રાંક અને તૃણવત છું. જે માન મને આપો છો તેને હું લાયક નથી, હું તો પામર છું. આ પ્રમાણે કહેવામાં આવે છે ખરૂં પણ જો એ હૃદયનાં શબ્દો હોય તો તેનો લાભ ઘણો થાય, પણ એવા બોલનારની જો ઇચ્છા પુરી ન પડે

તો તેઓજ જેમ મ્યાનમાંથી તલવાર નીકળે તેમ મુખમાંથી એવા વચન
કાઢે છે કે તેથી મોટા અનર્થનું કારણ થઇ પડે છે. તલવારના તેજથી
ભયભીત થઇ લોકો અંજાઇ જાય છે તેમ મોટાની સેહમાં દબાઇ પોતાની
ઇચ્છાને પ્રતીકુળ હાજીહાપણું સ્વીકારવું પડે છે, એ આપણી ખરી
નિર્માલ્યતાનું લક્ષણ છે.

મહત્વાકાંક્ષાને લીધે આપણે હારી ગયા છીએ, કોઇ કહે કે અમુક
કાર્ય કેમ નથી કરતાં? તો ઉત્તરમાં કહેવામાં આવે છે કે ગમે તેટલું
કરીયે તો પણ લોકો કદી જશ આપે છે? મતલબ કે જશના ભુખ્યા હોય છે,
આ ઉપરથી સમજવું જોઇએ કે આપણે જે કાંઇ કરીએ છીએ તે જશને
માટે કરીયે છીએ પણ લોકહિતને માટે કરતા નથી, અને જ્યારે
મહત્વાકાંક્ષીપણાની ઇચ્છા પાર પડતી નથી ત્યારે આપણામાં ઈર્ષા પિશા-
ચણી ઉત્પન્ન થાય છે, અને જેમ અગ્નિથી કાષ્ટનો નાશ થાય છે તેવીજ
રીતે ઈર્ષાથી આપણામાં સંપનો વિનાશ થાય છે, અને તેથી સ્વેચ્છા
પાર પાડવાને માટે કુસંપનો માર્ગ સ્વીકારીએ છીએ, અને આપણી
એક ફોડીને બીજાની બે ફોડીયે છીએ.

### બ્રાહ્મણનું દ્રષ્ટાંત.

એક બ્રાહ્મણ એક ઝુંપડીમાં રહેતો હતો, તેની સામે એક ભવ્ય
હવેલી હતી. હવે આ બ્રાહ્મણ રોજ હવેલી જોઇને ઇર્ષાથી બલી જતો
હતો. તેને એમ થતું હતું કે કાંતો આ હવેલીમાં આગ લાગે અથવા
તો મારૂં ઝુપડું હવેલી જેવું થઇ જાય. આ ઈર્ષાથી તે ચિંતામાં સુકાઇ
ગયો, ત્યારે એક દિવસે તેની સ્ત્રીયે કહ્યું કે તમે કેમ સુકાતા જાઓ છો;
તમોને શી ફીકર છે, બ્રાહ્મણે કહ્યું કે તું શું સમજે? સ્ત્રીયે કહ્યું કે હું સમ
જતી તો નથી પણ તમે સમજાવો તો સમજું. બ્રાહ્મણે કહ્યું કે લે સમજ
આ જે સામી શેઠ ની હવેલી છે, તે જોઇને મારૂં હૃદય બળીને ખાખ
થઇ જાય છે કે તે મારાથી મોટો કેમ? સ્ત્રીયે કહ્યું કે એમ શા માટે
કરોછો, એના પુન્યથી એને હવેલી થઇ છે, તમારે શા માટે તેની ઈર્ષા
કરવી જોઇએ, સ્ત્રીના આ વચન સાંભળીને તે બ્રાહ્મણ તેણીના પર ગુસ્સે
થયો. પછી તે એક દેવી પાસે જઇને લાંઘણ કરીને બેઠો અને ત્રણદિવસે
દેવીએ જ્યારે કારણ પુછયું ત્યારે તેણે તે હવેલીવાળાથી પોતે અધક થવાને
અથવા તે ઓછો થાય એમ માગણી કરી, યક્ષે કહ્યું કે તેના પુન્યપ્રબળછે

માટે એમતો નહિ થાય પણ તું જે ઇચ્છીશ તે તને મળશે ને તે વાણીયાને તારાથી બમણો લાભ થશે. એ વાત કબુલ કરીને તે બ્રાહ્મણે એવી ઇચ્છા કરી કે મારે ત્રણ ભોંયવાળી હવેલી થઇ જાય તો તેને ત્રણ ભોંયવાળી હવેલી થઇ ગઇ. પછી એક ઓરડામાં એક એક કૂવો થઇ જાય એમ તેણે કહ્યું એટલે વાણીયાના દરેક ઓરડામાં બબે કૂવા થઇ ગયા, પછી તેણે કહ્યું કે મારી એક આંખ ફુટી જાય એટલે તેની એક ફુટી અને વાણીયાની બે ફુટી આવી રીતે આપણે મહત્વાકાંક્ષીપણાને લઇને એક ફોડીને બીજાની બે ફોડીએ છીએ, મારૂં ગમે તેટલું બગડે, ગમે તેટલું નુકશાન થાય તો પણ હું તો તેનું ભુંડું કરૂં ત્યારેજ મારૂં નામ દેવદત્ત. આવા દુર્ગુણ રૂપી રોગથી જયાં સુધી આપણે ગળીએ છીએ ત્યાં સુધી સંપને માટે આપણે બોલી બોલીને તથા લખી લખીને થાકી જઈશું તોપણ આપણામાં કદી સંપ થશે નહિં.

## લઘુતાની મહત્ત્વતા.

મહત્વાકાંક્ષી પણાનો નાશ લઘુતાથી થાય છે. લઘુતા શી ચીજ છે તથા લઘુતાથી શો લાભ છે તે સમજવા પછીજ તેને માટે પ્રયત્ન કરાય છે. જો મોટા થવું હોય તો મંત્ર તંત્ર કરવાને સ્મશાનમાં જવાની જરૂર નથી, કંઈ માનતા કરવા જરૂર નથી, દેવ દેવલાને પૂજવાની જરૂર નથી યશકે મોટાઇનો મંત્ર તો માત્ર લઘુતાજ છે, તમે જેમ નાના બનશો તેમતેમ તમે મોટા ગણાશો, જેમ ચિદાનંદજીએ કહ્યું છે કે ચંદ્ર સુર્ય મોટા છે તો તેનેગ્રહણ થાય છે પણ તારાઓનું ગ્રહણ કદી થતું નથી, કોઇ એમ નથી કહેતો કે તારે માથે લાગું, પણ તારે પગે લાગું એમ બધા કહે છે કારણ કે ચરણ લઘુ છે, તો તેને સૌ નમન કરે છે. પુર્ણીમાના ચંદ્રમાને કોઈ જોતું નથી, બીજનો ચંદ્ર નાનો હોય છે, કીડી નાનામાં નાની છે તેથી ગમે તેવી રસવતી તૈયાર કરી હોય તો સૌથી પહેલાં તેનો સ્વાદ કીડીને મળશે અને મોટાઓ ફાંફા મારશે. જ્યારે રાજા કોઇપર કરડી નજરવાળો થાય છે ત્યારે તેના કાન કે નાક કાપે છે, પણ પગ નથી કાપતા, બાળક કાન તાણે મુછો મરડે, માથામાં મારે તો પણ આપણે રાજી થઇએ છીએ અને માનીએ છીએ કે બાળક ડાહ્યો થયો. આવી આવી ચેષ્ટા નાનપણમાં થાય છે પણ જો મોટપણે તેમ કરવામાં આવે તો કેવા અનર્થ થાય તે

તમે વિચારી જોશો. નાના બાળકને અંતઃપુરમાં જતાં કોઈ અટકાવતું નથી અને રાણીઓ સ્નેહથી તેને રમાડે છે પણ જ્યારે મોટો થાય છે ત્યારે તેને કોઇ જવા દેતું નથી અને જાય તો શિરચ્છેદ જેવા કષ્ટમાં આવવું પડે છે. બાળક નાનો હોય છે ત્યારે તેની સંભાળ સહુ કોઈ રાખે છે, માબાપ અને ભાઈઓ તેની સંભાળ લે છે, હજુ કેમ આવ્યો નહિ એમ સહુ કોઇ તેની ફીકર કરે છે પણ જ્યારે તે મોટો થાય છે ત્યારે તેની કોઇ ચિંતા કરતું નથી. મોટાઇને લીધેજ બધી જવાબદારી આવી પડે છે માટે જે સુખ છે તે લઘુતામાંજ છે એમ જ્યારે સમજાય ત્યારે મહત્વાકાંક્ષીપણાનો ત્યાગ થઇ શકે.

મોટાઈ આપોઆપ મળે છે. જે મોટાઇ પોતામાં ગુણો વધવાથી સહજ પ્રાપ્ત છે તે મોટાઇની લોકો તરફથી આશા રાખવામાં આવે તે ભુલ છે. જેમ જેમ મોટાઈ ઘટાડશો તેમ તેમ લોકો તમને મોટા ગણશે. પણ તમે પોતેજ મોટાઈની ઇચ્છા કરશો તો તમારી મોટાઇનો નાશ તમેજ કરી નાખશો. જો દરેક માણસ લઘુતા ઇચ્છે તો મહત્વાકાંક્ષીપણું અને ઈર્ષાનો નાશ થઈ જાય.

## સ્પષ્ટ બોલવામાં સંપ.

સંપની ઉત્પત્તિ બીજી રીતે યથાર્થ બોલવાથી થાય છે કેમકે એવું વાક્ય છે કે, आहारे व्यवहारेच स्पष्ट वक्ता सुखीभवेत् આહારમાં અને વ્યવહારમાં સ્પષ્ટ વકતા છે તે સુખી થાય છે, જ્યાં સુધી મીઠું મીઠું બોલો છો ત્યાં સુધી તમે તમારો નાશ કરો છો, અને બીજાનો પણ નાશ કરો છો, જમવામાં ખરૂં નહિં બોલો તો તમેજ ભુખ્યા રહેશો.

## હાજીહાપણું.

બહુધા સમગ્ર આર્યાવર્તમાં અને આપણામાં હાજીહાનો દુર્ગણ એટલો બધો વધી ગયો છે કે સ્પષ્ટવકતાપણું દેખાતુંજ નથી. સ્પષ્ટ વકતા પણાના અભાવને લીધે કેટલીએક વાર આપણે અણગમતી વાતને માટે હાજી હા ભણવી પડે છે, અને તેથી સારા માણસની ભૂલનો સુધારો થતો નથી. અને તેમ થવાથી કુસંપમા વધારો થાય છે. એવા હાજીહા માણસો એમ કહે છે કે મોટા માણસ આગળ ખરૂં કહેવાય નહિ, તેથી આ ઠીક નથી એમ પછવાડે બોલે છે. આ બોલવું જો ત્યાંજ

સ્પષ્ટપણે બોલતા હોય તો હાજીહા પણાનું માઠું પરિણામ આપણે જોવાનો વખત આવે નહિ. પણ પાછળ બોલવાથી ભુલ સુધરતી નથ પરંતુ તે નીંદા માનવામાં આવે છે. અને તેથી ભુલ કરનાર માણસ સાંભળી ચીડાઇને કુસંપને માર્ગે દોરવાય છે માટે સ્પષ્ટ વકતા થવાની જરૂર છે.

अप्रियस्य पथ्यस्य वक्ता श्रोता दुर्लभ એટલે કે ભલે પથ્ય પણ અપ્રિય વચનના કહેનારા અને સાંભળનારા થોડા છે. તેવા સાંભળનારા થોડા હોય તો ભલે પરંતુ તેવા કહેનારા તો હોવાજ જોઇએ. ખોટી પ્રશંશા અને હાજીહાને લીધેજ કુસંપના કટુક ફલ આપણને ભોગવવાં પડે છે. જ્યાં સુધી સ્પષ્ટ વકતા નથી થયા ત્યાં સુધી તમે કદી પણ કોઇનું ભલું કરી શકશો નહિ. રાજા હો યા ચક્રવર્તિહો નો પણ તેઓની શેહમાં નહિ દબાતાં ખરૂં બોલવું જોઇએ, અને તેથી તેવખને પોતાના માથે આવી પડવાના સંકટનો જો ખ્યાલ કરશો તો તમે કદી યથાર્થ બોલી શકશો નહિ. અને યથાર્થ નહી બોલાય ત્યાં સુધી સંપ કરાવવામાં આગલ થઇ શકશો નહી.

તમો તમારોજ વિશ્વાસઘાત કરો છો, તમારાજ હૃદયને છેતરો છો, ધર્મ ભ્રષ્ટ થાઓ છો, સંપનો નાશ કરવામાં અંગારા રૂપ થાઓ છો, પણ જો સ્પષ્ટ વકતા થાઓ તો ભુલ રહેજ કયાંથી ? જો ભુલને ઉત્તેજનજ ન હોય તો ભુલ રહેવાજ કયાંથી પામે ? અને એમ થવાથી ખોટી મોટાઇની વધી ગએલી ટેવ આપોઆપ નાશ પામે.

## દરેક ધર્મ સંપને સૂચવે છે.

ધર્મના નામે આપણે આ જગતમાં ઠગાઇએ છીએ, શબ્દની મારામારીમાં આપણું સર્વસ્વ જાયછે. ધર્મ શબ્દની જો સામાન્ય વ્યાખ્યા કરી જોશો અને તે વ્યાખ્યા તમારામાં કેટલે અંશે લભ્ય છે તેનો જો તમે વિચાર કરશો તો તમે તમારી મેળેજ સમજી શકશો. दुर्गतौ पतता-जतून् धारयाति. यःस धर्मः દુર્ગતિમાં પડતા જીવોની જે રક્ષા કરે તે ધર્મ છએ દર્શનના દરેક શાસ્ત્રો તપાસશો તો કોઇ પણ દર્શનથી એમ નહિ નીકળે કે આપણે એક બીજાના ધર્મની નિંદા કરીએ, અથવા એક બી

જાના ધર્મને વગોવિએ ધર્મના નામે કલેશ કંકાસ કે રાગદ્વેષમાં સદા ગરકાવ રહીએ તોજ આપણે ધર્મી કહેવાઇએ ? અને એથી આપણું કલ્યાણ થાય! દરેક ધર્મમાં કહ્યું છે કે જો શાંતિ, અકલેશ, રાગ દ્વેષનો ત્યાગ, સર્વ જીવો પર મૈત્રીભાવ હોય તોજ તે ધર્મી થઇ શકે છે, અને તોજ તેનું કલ્યાણ થાય છે. હવે તમે શું કરો છો તેનો ખ્યાલ કરો ? ધર્મના નામે તમે મારામારી કરોછો, કોર્ટે ચડોછો," એક બીજાના ધર્મ વગોવી બીજાના ધર્મની હાની કરીનેજ તમો પોતાના ધર્મની ઉન્નતિ માનો છો. અને તેમ કરવામાં સદા અનેક પ્રપંચની જાળ ગુંથવી પડે છે. હજારો રૂપીઆની ખુવારી ધર્મ કલેશમાં થાય છે અને તે વર્તમાન કાળમાં ધર્મીઓમાં જોવામાં આવે છે અને કજીઆથીજ અમે ધર્મી છીએ એમ માને છે. આવી રીતે માની લીધેલો ધર્મ શું તમોને મોક્ષ આપશે ? અને પુર્વોક્ત વ્યુત્પતિ આવા કૃત્યોથી સાર્થક થશે ? વિચારો કે તમેતમારા તીર્થંકરોના વચનોનોજ અનાદર કરો છો અને તીર્થંકર જે કહી ગયા છે કે,सवी जीव करुं शासन रसि એટલે સર્વ જીવોને શાસનના રસીક કરવા જોઇએ તેના બદલામાં આપણી કુસંપ જનક પ્રવૃત્તિથી આપણે બીજાઓને વિમુખ કરીએ છીએ.

તમારી મારામારીમાં તમારો થઈને ત્રીજો ફાવી જાય છે. જો કે કોઇ વખત વિચારના ફેરફારને લીધે અમુક બંધારણમાં અને તત્વમાં ફેર હોય છે. તો પણ એક ફેરથી બધો ફેર માની લેવો તે કુસંપના કારણ રૂપ છે. ઉદાહરણ તરીકે જયારે કોઇ માણસને તમે ચારે આંગળીઓના નામ પુછશો ત્યારે તે તર્જનિ, મધ્યમા, અનામિકા અને કનિષ્ટિકા એવા નામ આપશે. હવે ધારો કે તેમાં કનિષ્ટકાના નામ માટે વાંધો પડયો, અને કહેવામાં આવ્યું કે અમો તો અનામિકા ને પણ કનિષ્ટિકાના અભાવે કનિષ્ટિકા કહીએ છીએ તેથી છેલી આંગળીનેજ કનિષ્ટિકા કેમ કહી શકાય ? આ એક આંગળીની તકરાર એક બાજુ રાખી જો તમે બીજી ત્રણે આંગળીમાં ઐકયતા પ્રાપ્ત કરશો એટલે એક આંગળીની તકરાર પરીણામે આપો આપ નષ્ટ થશે. એક આંગળીની તકરારને માટે જેમ આખો હાથ ખોટો કહેવામાં આવે છે તેમ ન માનતાં ધર્મના અમુક ફેરફારને લીધે જેટલે અંશે સદાને માટે મળતા રહીએ તો જે ભેદ રહેલ જણાય છે તે પરીણામે આપોઆપ નષ્ટ થઇ જાય છે, પણ જો એક વાંધાથી આખા વાંધાવાળા બનીને જરા અંશે પણ મળતા ન રહો અને ન્યારા

ન્યારા રહેશો તથા થશો તો ધર્મનાં નામે તમારી પાયમાલી થવાનો પ્રસંગ આવશે, આ વિચારો જયાં સુધી તમારામાંથી નથી ગયા ત્યાં સુધી તમારે બોલવુંજ નહિ કે સંપ જોઇએ સંપ જોઈએ? પણ એથી વિપરીત રીતે તઇયાર રહેશો તો વગર મહેનતે સંપ થશે.

## શબ્દની મારામારી.

શબ્દની મારામારી પણ આપણે નજરે જોઇએ છીએ. બીજાના ઘરનો જો તમે નાશ કરવા જશો તો તમારે સમજવું કે તમે તમારાજ ઘરનો નાશ કરવા તૈયાર થયા છો. તમે એમ સમજો છો કે અમારા ધર્મની રક્ષાને માટે અમે બીજાનું ખંડન કરીએ છીએ, પણ તે ખોટું છે. તમે કહેનારા એક છો પણ તમોને કહેનારા અનેક થશે, જો તમે દરેક ધર્મ ઉપર તમારા ધર્મની રક્ષા માટે આક્ષેપ કરશો તો બધા ધર્મના હુમલાથી તમારા ધર્મનો વિનાશ થઇ જશે. આ સ્થળે તમારી માન્યતા એમ થાય કે પુર્વાચાર્યોએ શાસ્ત્રમાં અનેક સ્થળે ખંડન મંડન કરેલ છે તો તે શું સમજતા ન હતા? પણ તમારે ધ્યાન રાખવું જોઇએ કે તમે તેમની શકિતને લાયક નથી, જેમ તેમનામાં ખંડન કરવાની શકિત હતી તેમ અનેક સભા અને સમુહમાં સ્વધર્મનુ પ્રતિપાદન કરી ધર્મ વધારવાની અને બોલતા બંધ કરી દેવાની તેઓની શકિત હતી! તેથી તે જેમ કરતા તે સ્થિતિને આપણે પામ્યા છીએ કે નહિ? તે વિચાર કર્યા સિવાય જો શબ્દની મારામારીની ટેવ નહિ મુકો તો વાણીઆની પેઠે તમારી ખીચડી કાચી જ રહેવાની છે! અને તમારૂં પેટ ભરાવાનુ નથી. એટલે તમે શાંતિથી જમી શકો તેમ નથી.

## વાણીયાનું દ્રષ્ટાંત.

એક વાણીયાને ગામ જતાં માર્ગમાં ગામ આવ્યું ત્યાં ખીચડી લઇ એક ડોશીને ઘરે ગયો અને ડોશીને આજીજી કરી ખીચડી રાંધવા આપી પોતે ઓશરીમાં બેઠો, તે વખતે ડોશીના ફળીમાં મજબુત ભેંસ જોઇને તથા ખડકીનું દ્વાર નાનું જોઇને તે બોલ્યો કે ડોશીમા ભેંસ મરી જશે તો આ બારણેથી કેમ નીકળશે? ડોશીએ કહ્યું કે દીકરા! હું તારી ખીચડી રાંધી આપું છું ને તું મારી ભેંસને શા માટે મારે છે? વાણી-આએ કહ્યું કે મા! હું ભુલી ગયો, વળી થોડીક વાર થઇ એટલે પેલી

ગોખલામાં બેઠેલી (જીભ)થી રહેવાયું નહિ તેથી પુછયું કે ડોશી મા? આ પારણામાં કોણ સુતું છે! ડોશીએ કહ્યું એ મારા દીકરાનો દીકરો છે, તેણે કહ્યું કે ડોશીમા! તમારો દીકરો કયાં છે? ડોશીએ કહયું કે પરદેશ ગયો છે. વાણીઆએ કહ્યું કે કાંઇ કાગળ પત્ર છે કે? ડોશીએ કહ્યું કે હમણા પંદર દિવસ થયાં કાગળ નથી. વળી વાણીઓ બોલ્યો કે ડોશીમા! એ તમારો દિકરો મરી ગયો હશે તો? આ સાંભળીને હવે ડોશીથી રહેવાયું નહિ અને તે બોલી મારા રોયા? હું તારી ખીચડી રાંધી દઉં છું અને તું મારા દિકરાને મારે છે? લે તારી ખીચડી? એમ કહી હાંડલું ઉપાડયું. વાણીઆએ પોતાની પછેડીમાં તે કાચી ખીચડી લીધી અને બજારમાં ચાલ્યો કોઇએ પુછયું કે આ શું ટપકે છે ત્યારે વાણીએ જવાબ આપ્યો કે એતો જીભનો રસ ચૂસે છે.

જેમ તે વાણીઓ કાચી ખીચડીએ ગયો તેમ જયાં સુધી તમારામાંથી શબ્દની મારામારી જશે નહિ ત્યાં સુધી સંપ તમારામાં આવશે નહિ એને કુસંપનો રસ ચુસ્યા કરશે.

## સંપ સુચક શબ્દો.

આપણે જે જે શબ્દો બોલીએ છીએ તેનો અર્થ આપણેજ સમજતા નથી. સંઘ, ન્યાત ગચ્છ, શરીર એમ શબ્દો બોલાય છે, પણ જો અર્થ સમજાતો હોય તો તકરાર થાય નહિ, જેટલા સમુદાયને તમે સંઘ કહો છો તેના દરેક વ્યકિતના નામ જુદા છે છતાં તે એકઠા થાય છે ત્યારેજ સંઘ કહેવાય છે અને બીજી રીતે અર્થ કરીએ તો સંપનેજ સંઘ કહી શકાય છે. જ્ઞાતિ શબ્દ પણ એમજ સુચવે છે કે જ્ઞાતિ માંહેની કોઇ પણ વ્યકિતનું જ્ઞાતિ એવું નામ નથી, એટલે સમુદાયની એક સત્તાનું નામજ જ્ઞાતી છે. શરીરના દરેક અવયવોમાં શરીર એવું નામ કોઇનું નથી પણ દરેક અવયવો જયારે અવયવી રૂપે એકત્ર થાય છે ત્યારે તે ઐકયનેજ શરીર કહેવાય છે સંઘનો પર્યાય સંપ છે, શરીરનો અર્થ સંપ છે માટે બધા અંગનો સંપ નથી ત્યાં સુધી સંઘ કે જ્ઞાતિમાં સંપ નથી અને ત્યાં સુધી તેમાં એ શબ્દો ઘટી શકતા નથી અને એક અવયવનું અશ્રેય ઈચ્છવાથી તે સમગ્ર શરીરનું અશ્રેય થાયછે તે આ નિચેના કલ્પિત પણ સંપ સુચક દ્રષ્ટાંતથી જોવાશે.

## શરીરનું દૃષ્ટાંત

એક વખતે શરીરના દરેક અવયવો હાથ પગ કાન નાક અને મોઢાએ મળીને એવો વિચાર કર્યો કે આપણે બધા આખો દિવસ જુદી જુદી રીતે મેહેનત કરીએ છીએ અને આપણી મેહેનતનો લાભ એકલું પેટ લઇ જાય છે, માટે આજથી આપણે લેવા દેવા વગર પટની શા સારૂ મજુરી કરવી જોઇએ ? આજથી નકી કરો કે આપણે પારકાને માટે કાંઈ કરવું નહિ આવો સંકલ્પ કરીને બધાં અવયવો પોતપોતાનું કામ મુકી શાંત થઇને બેઠાં આંખો મીંચી દીધી. કાનમાં પુમડા નાખ્યા હાથ ઉંચો કરવો બંધ કર્યો, હાલવા ચાલવાની ક્રિયા બંધ થઇ, અને મોઢું પણ બંધ કરી દીધું એમ બધા અવયવો શાંત થઇને સમાધી લગાવીને બેસી ગયાં. પરંતુ ત્રણ દિવસે અંગેઅંગ સર્વે શક્તિહિન થવાથી પેટ પોતાને માટેજ મહેનત કરે છે તેમ સમજી શક્યાં, અને ડાહ્યા થઇ પોત પોતાને કામે લાગી ગયાં. આ કલ્પના ઉપરથી આપણે સમજવાનું છે કે સર્વના ભલામાં આપણું ભલું છે અને આપણા પરીશ્રમનો લાભ બીજાને લેતાં આપણે જ્યાં સુધી નહિ જોઈ શકીએ ત્યાં સુધી અવયવોની જેમ તમારી દુર્દશા થશે. પણ જ્યારે તમે એમ સમજશો કે અમે અવયવી છીએ અને આ સર્વ અમારા અવયવો છે ત્યારેજ ઐક્યતા જળવાશે અને એ ઐક્યતાનો જ્યારે નાશ થશે ત્યારે તમારૂં કોઇ નથી એમ સમજશો. નિધણીઆતા થઈ પોક મુકશો તો પણ તમારૂં કોઇ નહિ હોવાથી તમારી તરફ કોઇ ધ્યાન નહિં આપશે.

## સમુદાયની ઐક્યતા.

સમુદાયની ઐક્યતા શું નથી કરતી ? એક તાંતણો હોય તો તે ત્રુટી જાય છે પણ તેજ તંતુઓના સમૂહથી મોટા મોટા હાથી બંધાય છે, એક તંતુથી તમારા શરીરનું રક્ષણ નહિ થાય પણ તંતુ સમુદાય રૂપ પટથી તમારા શરીરનું રક્ષણ થશે. કીડીનાનામાં નાનો જીવ છે પણ જો તેનો સમુદાય એકઠો થાય તો મોટા મોટા ફણીધરને પણ તોબા પોકરાવેછે. ઇંટ ચૂનો અને લાકડા જ્યાં સુધી જુદા જુદા હોય છે ત્યાં સુધી કાંઈ પણ કરી શકતા નથી પણ જ્યારે તે એકઠા થાય છે ત્યારે મોટા મોટા મહેલ તેનાથી થઈ શકે છે કે જે મહેલમાં તમે સર્વદા શાંતિથી સુખ ભોગવી શકો છો.

ઈંટ ચુનાના બંધાએલા ગઢથી મોટા રાજ્યનું રક્ષણ થઇ શકે છે તમે જુઓ કે નિર્જીવની ઐકયતામાં આટલી શકિતછે તો સજીવનની ઐકયતા વડે તમે શું ન કરી શકો! અને શું ન બની શકે? પણ માત્ર તમારા પ્રમાદને લીધેજ તમે સંપને ગુમાવી બેઠા છો છતાં તમે સંપની ઇચ્છા કરો છો એ કેટલું બધું આશ્ચર્ય છે!

અક્ષરોની ઐક્યતા—ક ખ ગ ઘ એવા અક્ષરો જો જુદા જુદા હોય તો તેનાથી કાંઇ કામ નથી થતું પણ તે અક્ષરોના સુસંપથી મહાન શાસ્ત્રો રચાય છે; તે અક્ષરોના સંપથી ઇશ્વર સ્તુતિ થાય છે પણ જો તે અક્ષરો સુસંપ રૂપે ગોઠવ્યા હોય તોજ તેમ થઇ શકે છે.

પરમાણુની ઐકયતા—પરમાણુ જ્યાં સુધી એક હોય છે ત્યાં સુધી પરમ-અણું કહેવાય છે પણ તે સમુહ સાથે મળવાથી પ્રદેશ કહેવાય છે અને તે પરમાણુનો સમુદાય સ્કંધ થાય છે તેમજ જ્યાં સુધી તમે એકલા હશો ત્યાં સુધી તમે અણુ કહેવાશો અને એક રૂપ થશો તો અણું નહિ કહેવાતા એક રૂપ સ્કંધના પ્રદેશ રૂપ કહેવાશો, આ પ્રમાણે થશે તો કુસંપથી થતી તમારી દુર્દશા એક ક્ષણમા નષ્ઠ થશે.

## નાયકની અપેક્ષા ખોટી છે.

કેટલીએક વખત ગેરસમજથી એમ સમજાય છે અને કહેવાય છે કે સંપ જોઇએ એ વાત તો સાચી છે પણ શું કરીયે કોઈ નાયક નથી માટે કોઈ નાયક હોય તો સંપ થાય, આ વિચાર ભુલ ભરેલા છે મોઢું વિકાશીને બેસસો તો પણ તમારો કોઈ નાયક થશે નહિ. નાયક કર્યા નથી થતા પણ નાયક ઉત્પન્ન થાય છે. નાયક કોઈથી સ્થાપન થતા નથી પણ પોતાની ક્રિયાથી સ્થપિત થાય છે. નાયક તે થઈ શકે છે કે જે આત્મભોગ આપી બીજાના ભલાને માટે પોતાના સુખને જળાંજલી દઇ પોતાના તન મન ધનનું અર્પણ કરી બીજાનાં દુઃખમા ભાગ લેનાર અને સદા બીજાનાં સુખે પોતાના જીવનની સાર્થકતા માનનાર અહોનીશ દરેકનું દુઃખ ટાળી સર્વને સુખમાં જોવાની ઇચ્છા ધરાવનાર બાળકથી વૃદ્ધ પર્યંતની એક સરખી સંભાળ રાખનાર હોયછે. જે નાયકપણાને પામ્યાછેતેને કોણ નાયક કરવા ગયું હતું? ગોખલે, દાદાભાઈ, તીલક, વિગેરે આ ભારત વર્ષમાં નાયક કર્યા નથી થયા પણ પોતાની જીંદગી તમારા ભલા માટે રાત્રી દિવસ અર્પણ કરી

છે અને કરે છે તેથીજ તમે તેમને નાયક માનો છો, માત્ર જાડું ને લોહી માંસ વાળું ધનાઢય સજીવન પુતળું નાયક તરીકે બેસાડી દેશો તો તે તમારો નાયક થઇ શકશે નહિ, અને તમારૂં કોઈ ભલું કરી શકશે નહિ. જો કે સંપનો અર્થ એ છે કે તમે સર્વ સરખા છો એવી દ્રષ્ટીથી તમે સર્વને જુઓ તો પણ જો સર્વમાં સમાનતા માની ક્રમની અપેક્ષા નહિ રાખશો તો તેથી પણ સંપને જાળવી શકાશે નહિ.

### સંપમાં પણ ક્રમની જરૂરીયાત.

सर्वेपि यत्र नेतारः सर्वे पंडित मानिनः

सर्वे महत्व मिच्छन्ति तत्वृंद मवसीदति

જયાં સર્વે નેતા થાય, સર્વે પોતાને પંડિત માને અને સર્વ મોટાઇ-ને ઇચ્છે તે સમુદાય દુઃખી થાય; અને તેમાં કદી સંપ થાય નહિ. દાદરના પગથીઆં સરખાં હોય છે છતાં તે ઉંચા નીચા ક્રમથી ગોઠવાય છે ત્યારેજ તેથી ઉપર ચડાય છે, પણ જોતે પગથીઆ સરખાઇનાં અભી-માનથી મારા મારી કરે અને એક એકની ઉપર ન રહે, તો સમાનતા જાળવવાને માટે તે દાદરને જમીન પર સુવાડી દેવો પડે; ને કદી તેના વડે ઉંચે ચડી શકાય નહીં માટે ક્રમ સહીત જો સંપ હશે તોજ તેમાં સુસંપ થશે, અને તેવા સુસંપ માંથી કદી કુસંપ નહિ થાય. કેટલાએક મોટા થનારાઓ હોય છે અને કેટલાએક મોટાઇને જાળવવાંની ઇચ્છા રાખનારા હોય છે; મોટાઇ પામેલા માણસો ઇચ્છે છે કે અમે હમેશાં મોટા રહીએ, અમારા સામું કોઈ ન બોલે તોજ અમે મોટા કહેવાઈએ, ને તેવી મોટાઇ જાળવવાને પચીસ પચાસ ખટકબોલાને પોતાની બાજુમાં રાખે છે અને માને છે કે આવા પુરૂષોથી અમો બીજાની સાથે જીતી અમારી મોટાઈનું રક્ષણ કરીશું. પોતાની મોટાઈના રક્ષણ માટે સદા તેઓ હલકા વિચારના ને ટુંકી બુદ્ધિના સામાન્ય માણસના સંગત દોષથી પોતામાં યત્કિંચિત રહેલા સદગુણોનો નાશ કરે છે, અને કુસંગના દોષથી ઉત્તમ પુરૂષો પણ વિક્રિયાને પામી જાય છે ને આ રીતે ઉત્તમતા હારી જવાથી તેને મોટાઇને થોડા વખતમાં પોતાના હાથથી ખોઈ બેસવાનો પ્રસંગ આવે છે જેમ—

कुसंगा संग दोषेन साधवो यांति विक्रियाम्
एक रात्रि प्रसंगेन काष्ट घंटा विडंबना

કુસંગ સંગના દોષથી ઉત્તમ પુરૂષો પણ વિક્રિયાને પામી જાય છે, જેમ એક રાત્રિના કુસંગથી ગાયને કાષ્ટ ઘંટાની વિટંબના પ્રાપ્ત થઇ.

## ગાયનું દ્રષ્ટાંત

એક વખત એક ગાયે ગધેડાની દોસ્તી કરી કે જે ગધેડો બહું રૂષ્ટ પુષ્ટ હતો, અને ગાય ઘણી દુર્બળ હતી. આ ઉપરથી ગાયે ગધેડાને પોતે રૂષ્ટપુષ્ટ કેમ છે તેનું કારણ પુછયું અને પોતે તેવી થવાને ઇચ્છા બતાવી એટલે ગધેડો તેને પોતાની સાથે લઇ ગયો અને બને એક ખેતરમાં પડી ચરવા લાગ્યાં. ગધેડાએ પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે મુળપાન ફલ જે આવ્યું તે ખાવા માંડયું અને થોડા વખતમાં પેટ ભરા ઇગયું ગાયે પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે કુમળો ભાગ શોધવામાં વખત ખોયો અને તે હજી ભુખીજ હતી તેવામાં ગધેડે કહ્યું કે હવે હું ધરાઈ ગયોછું અને મને ભુંકણ કરવાની મરજી થઇછે માટે ચાલો. ગાયે હજુ પોતાને ભુખ હોવાથી થોડો વખત સબુર કરવાને આજીજી કરી પરંતુ ગધેડો રહી શકયો નહિ અને ભુંકતો નાઠો તે જાણી ખેતરનો રક્ષક જાગી ઉઠો અને ગાયને પુષ્કલ મારી ડબામાં પુરી. જેથી બીજે દિવસ તેના ધણીએ દંડ આપી તેને છોડાવી અને ડોકમાં લાકડું નાંખી છોડી, જેથી તેની બીજી સખીઓ આ ડોકમાં શું છે તેમ પુછતી ત્યારે તે કહેતી કે એક રાત્રીના કુસંગના ફલ રૂપે આ કાષ્ટ ઘંટા છે. એ રીતે કુસંગથી જાડી થવા જતાં ઉલટી હતી તેથી દુર્બલ થવા વખત આવ્યો અને માર ખાવા ઉપરાંત કાષ્ટ ઘંટાનો ભાર વધ્યો

તેમજ મોટાઇને ઇચ્છનારા પણ એમ ઇચ્છીએ છીએ કે અમે મારામારી કરીએ, પથરા ફેંકીએ અને આપણો સમુહ વધારીએ ત્યારેજ અમને સહુ બોલાવે. મોટાઇને ઇચ્છનારા કદી મોટા થતાજ નથી પણ ઉલટા નાના થાય છે માટે જો મોટાઇ જોતી હોય તો ઉત્તમ પુરૂષોના સંગમાં રહો અને તેમના વિચારનેજ અનુસરો તોજ વગર માગેથી મોટાઈ આપો આપ તમોને પ્રાપ્ત થશે અને પ્રાપ્ત થએલી મોટાઈનો કદી નાશ થશે નહિ.

## બધા ધર્મમાં સંપ.

ધર્મ ક્રિયા અને ધર્મ શાસ્રો પણ તમોને શીખવે છે કે સંપ કરો. કોઇ શાસ્ત્ર કે દર્શન એમ નથી કહેતું કે મારામારી કરવાથી તમારૂં કલ્યાણ થશે દરેક શાસ્ત્રમાં કહ્યું છે કે રાગદ્વેષને દેશવટો આપશો તોજ તમારૂં કલ્યાણ થશે. જ્યારે રાગ દ્વેષ જશે અને સ્નેહ તમારામાં દાખલ થશે ત્યારે તમો આપો આપ સંપીલા થશો. પ્રીતી અમુક સ્વાર્થને લીધેજ હોય છે તેથી જ્યાં સુધી તે સ્વાર્થ હોય ત્યાં સુધી સંપ રહે છે; રાગની ઉત્પતી પણ તેવીજ છે અને સ્નેહ પણ તેજ સ્વરૂપને ધારણ કરે છે તેથી પવિત્ર પ્રેમ થવાની જરૂર છે નહિ તો તમો જો કે અમુક અંશે સ્નેહ રાગને જીતનારા થશો, તોપણ જ્યાં સુધી દ્રષ્ટી રાગ મટશે નહી ત્યાં સુધી કદી સંપ થવાનો નથી. ગુણ દોષની પરીક્ષા વિના જે દ્રષ્ટી રાગ થઇ જાય છે તે જ્યાં સુધી થશે ત્યાં સુધી તમારામાં સંપ થશે નહીં, ઉપાશ્રયરાગ, જીનાલયરાગ, ગુરૂરાગ આવા આગ્રહ જનક રાગ તમારામાં હશે ત્યાં સુધી સંપ થવાનોનથી અને જયારેદરેક ઉપાશ્રય દરેક દેરાસર અને દરેક ગુરૂ તરફ સમાનદ્રષ્ટી થશે ત્યારેજ તમો સંપનો સ્વાદ ચાખી શકશો.

## વર્તમાન કાળ.

સાંપ્રત કેળવણીથી કેળવાએલા સાક્ષર વર્ગ સંવાદને ઇચ્છે છે, પણ વિવાદને ઈચ્છતા નથી તેથી જ્યાં જ્યાં વિવાદ તેઓ જુએ ત્યાં ત્યાં પોતાની ના પસંદગી જણાવે છે. ખંડન મંડનના પુસ્તકોને હવે કોઈ માન આપતું નથી, એવી કૃતી કોઇને પસંદ પડતી નથી. માટે હવેથી જો તમે સંવાદના ક્રમને માન આપશો તો સંપની જાહોજલાલી તમારી મેળેજ તમે જોશો.

## સંપની જરૂરીયાત બધાને છે.

જુઓ રાજાથી રંક સુધી સંપની સાથે એવી સાંકળ બંધાએલી છે કે જો તેમાં એકજનું અહિત ઈચ્છાય તો સર્વનું અહિત થાય છે. પ્રજા વગર રાજ્ય કેમ ટકે? વ્યાપારી જો દુઃખી હોય તો ગ્રાહક આપો આપ દુઃખી થશે. આ શહેરમાં દરેક ચીજ મળે છે તેનું કારણ ધનાઢ્ય વ્યાપારી છે બીજે તેમ નથી તેનું કારણ એમજ કે ત્યાં વ્યાપારીઓ સુખી નથી. તેવી રીતે તમે કેટલાએક જ્ઞાતિ બંધનથી એવી રીતે બંધાએલ છો કે

# વ્યાખ્યાન ૮ મું.

# ભાવના.

---

તા૦ ૧૭-૮-૦૭

મંગલાચરણ

अज्ञान तिमिरांधानां ज्ञानांजन शलाकया
नेत्र मुन्मिलितं येन तस्मै श्रीगुरवे नमः

## ઉપોદ્ઘાત.

અમુક માણસને એવી ઈચ્છા થઇ કે મારે એક રૂપીઓ જોઈએ છીએ. એ ઈચ્છાનુસારે તેણે કોઈ પણ પ્રકારનો પ્રયત્ન કરવા માંડયો અને તેને એક રૂપીઓ મળ્યો. જયારે તેને એક રૂપીઓ મલ્યો ત્યારે રૂ. મેળવવાનો તેનો પ્રયત્ન સફળ થયો એટલે હવે રૂપીઆને માટે તેને પ્રયત્ન કરવાને જરૂર રહી નહિ. જયાંસુધી એ મેલવેલ રૂપીઓ ચાંદિનો છે કે બીજાનો એમ તેના જાણવામાં ન આવે ત્યાંસુધી તે રૂપીઓજ છે એમ તે પુર્ણ ખાત્રીથી માની લે છે અને જયારે તેને એમ ખબર પડે કે આ રૂપીઓ કથીરનો કે બીજા પદાર્થનો છે ત્યારે રૂપીઆ મળવા પછી તેની જે ઈચ્છા થઈ હતી તે ફરીથી સ્ફુરે અને તે સમજે કે જે રૂપીઓ મળેલો હતો તે ખોટો છે અને તેથી ખરો રૂપીઓ મેળવવાની મારે જરૂર છે. એમ તે ફરી ખરો રૂપીઓ મેળવવાનો પ્રયત્ન કરે તેવીજ રીતે એકજ માર્ગે દશ વીસ માણસો જતા હોય, જનારાઓનો એકજ માર્ગે જવાને ઉદેશ હોય અને તે માર્ગ એજ છે એમ નિઃસંદેહપણે માન્યતા હોવાથી માર્ગ સંબંધી કોઇને પુછવાની તેને જરુર જણાય નહિ પણ જો મનમાં સંદિગ્ધપણું હોય-કે આ જે માર્ગે આપણે જવું છે તે તે માર્ગ નથી તોતે માર્ગની સત્યતા પુછવાની જરૂર રહે છે અને જે માર્ગે તે જાય છે તે માર્ગ આડો છે એમ જણાય ત્યારે તે માર્ગ મૂકીને મુખ્ય માર્ગનો જનારાઓ સ્વીકાર કરે, અને મુખ્ય માર્ગ સ્વીકા-

રતા ફરીથી ભુલ ન થાય તેવા હેતુથી વખતો વખત પુછવાની તેને અપેક્ષા રહે. આમ છે છતાં જનારાને કોઇ એમ કહે કે આ માર્ગે તમે જાઓ છો તે ખરો માર્ગ નથી તો પણ જે માર્ગને મનુષ્ય પોતે સત્ય માને છે તે તેની સત્યતા દુર કરી ખરો માર્ગ બતાવવામાં ઘણું જોખમ સમાએલું છે તેમજ રૂપીઓ પ્રાપ્ત કરવામાં પ્રથમ જે પ્રયત્ન કરવામાં આવ્યો છે તે રૂપીઓ ખોટો છે એમ કહેવામાં પણ વિશ્વાસના અભાવે એક વખત તો સામા માણુસને પણ ખોટું લાગશે કારણકે અમુક વખત સુધી જે વિચારો છે તે ભાવના કહેવાય છે અને તે વિચારને બદલાવવાનો પ્રયત્ન કરવામાં ઘણું જોખમ રહેલું છે. એક ઠેકાણે કહ્યું છે કે.

धर्मस्य दुर्लभोज्ञातर्ा सम्यक्ववक्ता ततोपिच

श्रोताततोपि श्रद्धावान् कर्ताकोपितत: सुधी

એટલે ધર્મ એવા અક્ષરોના જાણ બહુ થોડા છે અને સમ્યક વકતા તો તેથી પણ ઘણા થોડા છે અને થોડા હોવાના પણ ઘણા કારણ છે કારણ કે કેટલાક બાબતો અનુભવમાં હોવા છતાં શબ્દના અભાવે કહી શકાતી નથી જેમકે મરચાં અને મરી આપણે રોજ ખાઇએ છીએ બંનેનો સ્વાદ તીખો છે છતાં તેઓનો ભેદ દર્શાવવાને ભાષામાં કોઇ શબ્દજ નથી તેવીજ રીતે કહેવા ઇચ્છનાર જેટલું પોતે જાણે છે તેટલું કહેવાને તેને શબ્દ પણ મળતાં નથી બીજું કારણ

आशाया ये दासा ते दासा सर्व लोकस्य

आशा दासी येषां तेषां दासायते लोका:

એટલે જેઓને અમુક આશા રહેલી છે તેઓને દુનીઆનું દાસત્વ ભોગવવું પડે છે તેમ જેટલું સમજાય છે તેટલું નહિ કહેવામાં કોઇ વખત યશની, પોતાની પ્રશંસાની તેમજ ઘણાઓ તરફથી માન મળે એવી ઇચ્છાથી ઘણી વખતે સત્ય હકીકત કહી શકાતી નથી અને ત્રીજું કારણ એ છે કે કહેનારા જે કહેવા જાય છે તેના ફલીતાર્થમાં એમ કહેવાય છે કે જેટલું તમે કહો છો તેટલું કરી બતાવો પણ જેટલું કહેવાય છે તેટલું કરી શકાય છે એવો કાંઈ નિયમ નથી, જોકે કરવાની ઇચ્છાતો થાય છે પણ કહેવાય છે તેટલું કરી નહિ શકાતું હોવાથી કેટલીએક વખત લોકોના

આક્ષેપની બીકે પણ પુરૂં કહી શકાતું નથી આવા કારણોથી સત્ય કહેનારા થોડા છે કારણ કે જ્યાં સુધી પોતાને ગમતું પોતાના સ્વાર્થને હાની ન થાય તેવું અને પોતે જે કરે છે તેમાં કાંઇ ફેરફાર ન થાય તેવું સાંભળવું તેના કરતાં સત્ય શું છે તેજ સાંભળવાની ઇચ્છા રાખવી એવા શ્રોતાઓ થોડા છે તેમ સાંભળેલ વચનરૂપ આરિસો પોતાના સન્મુખ રાખી તેમાં જોવું અને વિચારવું એવા શ્રોતા પણ ઘણા થોડા છે.

જે છે તેમાં પણ શ્રદ્ધા તો થોડાનેજ હોય છે કારણ કે કેટલીક બાબત સાંભળી તે કાળને ભળાવી દેવામાં આવે છે એટલે એમ કહે છે કે કહેવું તો ખરૂં છે પણ આપણે પંચમ કાળમાં ઉત્પન્ન થયા છીએ માટે તે આપણાથી તો ન બને, વળી કેટલાએક એમ કહે છે કે પૂર્વે સંઘયણ મજબુત હતા હાલ કાંઇ થઇ શકે નહિ આવા નબળા વિચારોથી સાંભળેલો વિષય સાંભળવા રૂપેજ રહેછે પણ તે સાંભળીને સર્વાંશે નહિ તો પણ અમુક અંશે પણ કરનારા શ્રોતાઓ થોડાજ હોય છે કારણ કે કેટલાએકને સાંભળવું હૃદયમાં રૂચે છે ખરૂં પણ તે તે પ્રમાણે કરી શકતા નથી

## હવે આપણે શું વિચારવું જોઇએ?

ઉપરના શ્લોકમાં વકતા શ્રોતા શ્રદ્ધાવાન અને કર્તા ઘણા થોડા કહ્યા છે ત્યારે થોડા માનીને શું આપણે આળસુ થઇને બેસી રહેવું ? નહિજ. ખરૂં જોતાં તેમ નથી કારણકે તીર્થંકરનું તો એમ કહેવું છે કે જે થોડું અને દુર્લભ છે. તે મેળવવાને તો ઘણોજ પ્રયાસ કરવાની જરૂર છે.

## ભાવના એટલે શું

આટલી જરૂરની પ્રસ્તાવના કરીને મુળ ભાવનાના વિષયપર હું હવે આવું છું. આપણે દરેક વખત બોલીએ છીએ કે ભાવનાએ સિદ્ધિ છે અને ભાવના ભાવો એમ બોલાય છે તેમજ જીનેશ્વરના મંદિરમાં પણ ભાવના ભવાય છે છતાં ભાવના શું શબ્દ છે! તેનો અર્થ શુ છે તે સમજ્યા વગર આપણે તે શબ્દનો ઉપયોગ કરીએ છીએ. भू ધાતુ ઉપરથી એ શબ્દ થાય છે. એનો અર્થ એવો થાય છે કે પોતે બને છે અને બીજાને બનાવે છે. અને તેણે કરીને યુકત હોય તે ભાવના યુકત કહેવાય છે તેમજ भवनं भावना એટલે જેવા હોય તેવું થવું તે ભાવના કહેવાય છે આ માત્ર શબ્દનો અર્થ કહ્યો

## ભાવનાનું સ્વરૂપ

આપણું અંતઃકરણ શું ચીજ છે અને તેમાં શા શા ફેરફારો થયા કરે છે તે સમજાયા વગર આપણાથી કાંઇ થઈ શકતું નથી પણ જે જે ક્રિયા કરવામાં આવે તે તે ક્રિયારૂપ આપણું અંતઃકરણ બને તેનું નામ ભાવના એટલે તદ્રૂપ ક્રિયા કરતું હોય તે ભાવના. જેમ વસ્ત્ર સ્વતઃ ઉજવળ છે પણ તે વસ્ત્રને જેવા રંગે રંગીએ તેવું વિશેષણ તે વસ્ત્રને અપાય છે એટલે કાળું કે રાતું વસ્ત્ર કહેવાય છે, હવે વસ્ત્ર પોતે તો કાળું કે રાતું હોતું નથી પણ તેને જેવી ભાવના અપાય છે તેવું તે કહેવાય છે.

## ૭ લેશ્યા

આપણામાં ૭ લેશ્યા કહી છે તે કર્મરૂપ રંગથી રંગાએલા અંતઃકરણના રંગપરથીજ કહેલી છે, જ્ઞાનનું સ્વતઃ સ્વરૂપ તેવું નથી પણ કર્મ ઉપાધિ ભાવનાથી ભાવિત અંતઃકરણ હોવાથી તેવા નામ આપવામાં આવે છે એટલે અંતઃકરણ જેવા ભાવથી ભાવિત હોય છે તેવા ભાવને આપણે ભાવના કહીએ છીએ

## ભાવનાના પ્રકાર.

ભાવનાના ત્રણ પ્રકાર છે (૧) કર્મજ ભાવના (૨) ધર્મ ભાવના અને (૩) આત્મજ ભાવના. કર્મથી ઉત્પન્ન થએલી ભાવના પાંચ ઇંદ્રિયોથી ઉત્પન્ન થાય છે. પાંચ ઇંદ્રીયોના વિષયથી જે જે ભાવના થાય છેતે કર્મજ ભાવના કહેવાય છે. તે કર્મજ ભાવના બે પ્રકારે કહેવાય છે ૧ પ્રશસ્ત અને ૨ અપ્રશસ્ત.

## અપ્રશસ્ત ભાવના.

અપ્રશસ્ત ઇંદ્રિયોના વિષય ભાવથી હૃદયમાં જે ભાવના ઉત્પન્ન થાય છે તે કાંઇ પણ પ્રયત્ન વગર સહજ થઇ આવે છે જુઓ.

શ્રોત્રેંદ્રિય વિષય ભાવના—આપણને કોઇ આવીને પાંચ સાત ગાળો આપે તો તેજ વખતે આપણે આપણા અંતઃકરણને તે ગાળોથી ભાવિત કરી નાખીએ છીએ જેવી ગાળો સાંભળીએ છીએ તેવીજ ગાળો આપણા મુખમાંથી નીકળી જાય છે તેનું કારણ એ છે કે બીજાની ગાળો

એ તમારા કર્ણમાં પ્રવેશ કરીને તમારા હૃદયને વાસિત કર્યું એટલે ગાળ સાંભળીને બીજાને ગાળ આપવાનું તમારૂં મન થયું અને જો તે ગાળો સાંભળી તદ્ ભાવના રૂપ અંતઃકરણ ન થાય તો તે અપ્રશસ્ત ભાવના તમારા હૃદયમાંથી ગઇ કહી શકાય. જેમ ગાળો વિષે કહ્યું તેમ જેણે તમારી પ્રસંસા કરી હોય તેનો બદલો આપવાને તમે કદી તઇયાર થશો નહિ પણ ગાળ આપનારને તો તમે કદી ભુલશો નહિ અને જ્યારે તમે તેને જોશો ત્યારે તેને દુઃખ આપવાને તમે હમેશા તઇયાર રહેશો આ ઉપરથી સિદ્ધ થાય છે કે સન્માનની ભાવના તમારા હૃદયમાં વધારે વખત રહેતી નથી અને અપમાનની ભાવના લાંબો વખત સુધી તમારાથી ભુલાતી નથી આવા સંસ્કારો જ્યાં સુધી છે ત્યાંસુધી સ્મૃતિરૂપી ભાવના હૃદયમાં રહે છે જેમ અપમાનની ભાવના લાંબો વખત સુધી આપણે ભુલતા નથી તેમ તમારી પ્રશંસા કરનાર પરની લાગણી રૂપી ભાવના તમારે ભુલવી જોઇએ નહિ પણ તેવી લાગણી તમોને રહેતી નથી અને તેનું કારણ એજ છે કે અપ્રશસ્ત ભાવનાથી તમારૂં હૃદય ભાવિત થયેલું છે

નેત્ર વિષય ભાવના—આંખથી જે જે અપ્રશસ્ત પદાર્થો જોવામાં આવે છે તે તે પદાર્થોમાં અંતઃકરણ તદ્રૂપ થાય છે કોઇ પણ રૂપવંતી સ્ત્રી જોઇને હૃદય તદ્રૂપ થઇ જાય છે ચાલતા હાલતા અને વાત વાતમાં વારંવાર તેજ યાદ આવેછે અને જે ભાવના જાગૃત થઇછે તે ભાવના સફળ કરવા દરેક પ્રયત્ન કરવામાં આવે છે. અને કામ વાસનથી હૃદય ભાવિત થઇ જાય છે તેમ તેજ નેત્રથી મહાત્માના અને તિર્થંકરના દર્શન પણ કરાય છે છતાં તે તુરતજ ભુલી જવાય છે અને તેની અસર લાંબો વખત ટકતી નથી અને જેવી આકાંક્ષા અપ્રશસ્ત નેત્રના વિષયથી થએલી છે તેવીજ આકાંક્ષા તે પવિત્ર દર્શનને માટે થતી નથી જેમ એક સ્ત્રીને જોઇ હોય તો બીજી વખત જોવાને ઘણી આકાંક્ષા રહે છે તેમ જીનેશ્વર તથા ગુરૂના દર્શનની આકાંક્ષા થતી નથી કારણ કે જેવું અપવિત્ર ભાવનાથી આપણું હૃદય વાસીત થાય છે તેવું પવિત્ર ભાવનાથી નથી થતું એમ પ્રવૃત્તિ પરથી સમજી શકાય છે.

ઘ્રાણેંદ્રિય વિષય ભાવના—અપવિત્ર દુર્ગંધિ પદાર્થ એક વખતના વિષયથી અનુભવાયો હોય તો તેવો દુર્ગંધિ પદાર્થ આપણે જ્યારે જોશું ત્યારે તેનો કંટાળો આવશે અને નાકથી ગંધ લેવાને ઇચ્છ

થશે નહિ અને જ્યારે તે યાદ આવશે ત્યારે વખતે ઉલટી પણ થશે. એ વખતમાં તમને કોઇ જમવા આપશે તો તમને ખાવાનું પણ ભાવશે નહિ સુગંધી પદાર્થની વાસના તુરતજ ભુલી જવાશે અને દુર્ગંધિ પદાર્થની વાસના જશે નહિ આનું કારણ એ છે કે આપણું અંતઃકરણ લાંબા વખતની અપ્રશસ્ત ભાવનાથી ભાવિત થએલું છે.

જીવ્હાઇંદ્રિય વિષય ભાવના—સ્વાદિષ્ટ પદાર્થનો સ્વાદ આપણે ભુલી જઇએ છીએ પણ કડવા પદાર્થનો સ્વાદ એકજ વખત અનુભવેલો હોય તો તે લાંબા વખત સુધી આપણે ભુલી જતા નથી અને કેટલીક વખત તેવા પદાર્થનું નામ સાંભળીને પણ મોઢું બગડી જાય છે.

સ્પર્શેંદ્રિય વિષય ભાવના—તેવીજ રીતે સ્પર્શેંદ્રિયના વિષયના સંબંધમાં પણ થાય છે અગ્નિનો સ્પર્શ કોઇ દિવસ થયો ન હોય તો પણ અગ્નીથી હમેશાં દુર રહેવાની ઈચ્છા થાય છે અને મન ગમતો વિષય મળે છે તો તે ચલાવી દેવામાં આવે છે આવી ભાવના લાંબો વખત સુધી રહેવાનું કારણ આ શરીરપરની મુર્છા છે જેથી અપવિત્ર ભાવનાને મુર્છા સદા જાગૃતિમાં રાખે છે કારણકે શરીરને અને મનને નહિભુલી જવાથી દુઃખ થવાની ભીતિ રહે છે.

## ભાવનાથી વ્યવહાર ચાલે છે.

બાળક નાનો હોય છે ત્યારે તેને પિતા ભાઈ વિગેરેની ભાવના હોતી નથી પણ તે મોટો થાય છે તેમ તેમ તેને પિતાની માતા ભાઇ બ્હેન વિગેરેની ભાવના દઢ થાય છે અને તે ભાવના એટલી બધી દઢ થાય છે કે એકજ આકારની બે સ્રી હોય તો એકમાં બહેનની ભાવના અને બીજીમાં સ્રીની ભાવના તરતજ સ્પુરી આવેછે અને તે કદી બદલતી નથી તેમજ બાળક પોતે બાપને પુત્ર તરીકે કદી માનતો નથી આ પ્રમાણે સમગ્ર વ્યવહાર ભાવનાથીજ ચાલી રહયો છે.

## વિચાર બાંધતા શિખવાની જરૂર.

જ્યાં સુધી વિચાર બાંધવાની શક્તિ ન હોય ત્યાં સુધી કર્મની ભાવનાનો અટકાવ થતો નથી એટલે એવીજ અવિચારી ભાવનાથી દુનીઆમાં ક્લેશ કંકાશ ચાલી રહ્યા છે જેમકે એક માણસમાં દુશ્મનપણાનો

આપણે ભાવ હોય તે માણસ વિષે આપણને કોઇ ખોટું કહી જાય તો પણ આપણા હૃદયમાં શત્રુપણાની ભાવના રહેલી હોવાથી આપણે તે વાત સાચી માની લઇએ છીએ તેવીજ રીતે આપણો શત્રુ હોય તે સ્વાભાવિક આપણને સારા વચનો કહેતો હોય તોપણ આપણા હૃદયમાં રહેલી શત્રુપણાની ભાવનાને લીધે આપણને તે મશ્કરી રૂપ લાગે છે આ ઉપરથી અપ્રશસ્ત ભાવના જ્યાં સુધી રહેલી હોય ત્યાંસુધી કર્મ જન્ય ભાવનાનો નાશ થતો નથી અને તેથી વીચાર કરવાનો અવકાશ નહિ મળવાથી તે ભાવના અનુસાર આપણે દોરવાઇ જઇએ છીએ

અને એવીજ અવિચારી ભાવનાથી દુનીઆમાં કલેશ અને કંકાશ ચાલી રહેલા છે પણ જો વિચાર કરવાની શક્તિ હોય, કહેનાર માણસ કેટ અંશે સત્ય છે તેનો જો આપણે વિચાર કરીએ તો આપણી આ સ્થિતિ થાય નહિ પણ પરમુખ પ્રેક્ષક પણું જ્યાસુધી રહેલું છે ત્યાંસુધી પારકા વિચાર રહેવાથી આપણી સ્વતંત્રતા આપણે ખોઇ બેઠા છીએ અને એવી પરાધીન અવસ્થામાં આપણા પુર્વજોની તેવીજ સ્થિતિ ગઇછે અને તેમજ આપણી અને આપણા પાછળ થનારાની પણ એજ સ્થિતિ થશે.

## અવિચારી પણાને લીધે મનની અવ્યવસ્થા.

એક માણસ શાસ્ત્રની વાત અમુક રીતે કરે તો તે વાતનો વિચાર કર્યા વગર તમે અમુક રીતે કરવા મંડો છો, બીજો વળી બીજી રીતે કહે તો તેમ કરવામાં આવે છે અને ત્રીજો ત્રીજી રીતે કહે ત્યારે તેમ કરાય છે તેથી જ્યાં સુધી તમે વિચાર કરતાં શીખશો નહિ ત્યાં સુધી તમારે પશુની માફક બીજાના વચન દોરડેથી દોરવાઇ પરાધીનપણું ભોગવ્યા વિના છુટકો નથી પરમુખ પ્રેક્ષક પણું રહ્યું છે ત્યાં સુધી તત્વના યથાર્થ સ્વરૂપને સમજવાને લાયકતા આવવાની નથી. માટે હું કહું છું કે વક્તા, ઉપદેશકો જે તમોને સમજાવે અને કહે તે જે કહે તે સર્વ સત્ય છે આવી માત્ર અંધ શ્રદ્ધાથી વિચાર કર્યા વગર માની લેવાની ટેવનો ત્યાગ કરવો જોઇએ તેમા શબ્દોની તથા ઉપદેશની અપેક્ષા તમો વિચાર કરતા શિખવાથીજ સમજી શકશો અને જેમ વિચાર કરવાની ટેવ પડશે તેમ તેમ કર્મ ભાવનાનો નાશ અને ધર્મ ભાવનાની ઉત્પત્તિ ઉત્પન્ન થતી તમારા હૃદયમાં તમે જોઇ શકશો.

## ધર્મ ભાવનાની ઉત્પત્તિ.

જ્યાંસુધી વિચાર કરવાના અભાવે ધર્મ ભાવના ઉત્પન્ન થઇ નથી ત્યાંસુધી સમજીજ રાખવું કે જુદી જુદી અપેક્ષાથી દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને લઇને શાસ્ત્રમાં લખાએલા પાઠો અને ઉપદેશકોથી દેવાતા ઉપદેશોનું જે રહસ્ય છે તે સમજી શકશો નહિ. એટલુંજ નહિ પણ અંતઃકરણમાં જાગતી ધર્મ ભાવનામાં સત્ય જઇને અસત્ય રૂપે સમજી લેવામાં આવશે. અને તેમ થવાથી સ્થળે સ્થળે વિદ્વાનોના સમુહમાં ઉપહાસ્યને પાત્ર બનશો અને તે અવિચારીપણાને લઇને કોઇ કોઇ વખત મોટા સંકટોને ભોગ પણ થઇ પડશો જેમ—

### મૂર્ખનું દ્રષ્ટાંત.

એક મુર્ખો હતો તેને ગામમાં મુર્ખાના નામથીજ સૌ કોઈ ઓળખતું હતું કારણ કે તેની સઘળી ક્રિયા મુર્ખાઇનીજ હતી. પોતાને સૌ મુર્ખો કહેતું હોવાથી કંટાળીને ચાર ગાઉપર તે બીજે ગામ ગયો અને ત્યાં તરસ લાગવાથી એક પાણીનો ધોરીઓ વહેતો હતો ત્યાં પાણી પીવા મંડયો અને પેટ ભરાયું ત્યારે ડોકૂં હલાવી ધોરીઆને ના કહેવા મંડયો પણ ધોરીઓ બંધ થતો નહોતો તે વખતે એક ડોશી પાણી ભરતી હતી તેણે કહ્યું મુર્ખા! કોને ના કહે છે? આ સાંભળીને તે મુર્ખાએ પુછયું. કે મા? તમે મારૂં નામ કેમ જાણ્યું? ડોશીએ કહ્યું કે તારી આ મુર્ખાઇ ઉપરથી જાણ્યું, પછી, તે મુર્ખો ઘેર પાછો ગયો અને ત્યાંથી તેને તેની માએ પોતાને સાસરે પોતાની વહુને તેડવા મોકલ્યો આથી તે મુર્ખાએ એક રૂા. રસ્તાની ખર્ચી માટે લીધો. રસ્તામાં ચોર મલ્યા અને તેને પકડી મારવા મંડયા ત્યારે તેમાંના કોઇને દયા આવતાં કહ્યું કે "એ બીચારા ગરીબને જવાદો." તેવામાં મુર્ખો બોલી ઉઠયો કે "મને શાનો ગરીબ કહે છે. મારી પાસે એક રૂા. છે." આથી તે રૂા. ચોર લઈ ગયા અને છેલ્લી શીખામણ આપી કે " આવી રીતે જ્યાં તને જણાય ત્યાં બૂમ પાડીને નાશી જવું. આ સાંભલી આગલ જતાં એક પારાધી જાળ નાંખતો હતો ત્યાં જઈ બુમ પાડવા મંડયો તેથી બધા પક્ષિઓ ઉડી ગયાં જે ઉપરથી પારધીઓએ તેને ખૂબ માર્યો. અને કહ્યુંકે જ્યાં આવું ધોળું ધોળું પાથરેલું હોય ત્યાંથી લપાઇને ચાલ્યા જવું આ પછી તે મુર્ખો આગલ ચાલ્યો તો એક ધોબીએ લૂગડાં

સૂકવ્યાં હતાં. તેના રોજ લુગડાં જતાં હતાં તેથી, આજે તે તપાસ રાખવા છુપાઇ બેઠો હતો. તેવામાં મુર્ખાને લપાઈને જતો જોઇને ચોર જાણી પકડયો અને માર્યો ત્યારે તેને પારાધીએ આપેલ શીખામણુની યાદ આપવાથી કહ્યું કે હવેથી તારે બધું "સાફ થઈ જજો" તેમ કહેવું ત્યાંથી આગલ જતાં એક ખેતરમાં વાવણી થતી હતી તે જોઇ બોલ્યો કે બધું સાફ થઇ જજો આ સાંભળી ખેડુને તેને ખુબ માર્યો જયારે તેણે ધોબીની શીખામણની વાત કરી ત્યારે ખેડુતે કહ્યું કે હવે "આવું ઘણું થજો" તેમ કહેવું ત્યાર પછી તે ગામ પાસે આવ્યો તેવામાં એક શાહુકારનો છોકરો મરી ગયો હતો તેને લઇ જતા હતા તે જોઈને તે બોલ્યો કે આવું ઘણું થજો આથી ત્યાં પણ તેને માર્યો "આવું કયાંઈ થજો નહિ" તેમ કહેવા કહ્યું. ત્યાર પછી આગલ જતાં વિવાહ થતા હતા ત્યાં તેમ બોલવાથી માર ખાધોઃ પછી ત્યાંથી આવું નિરંતર થજો તેવું શીખીને તે પ્રમાણે બોલતો ચાલ્યો તેવામાં રાજ પુત્ર મરી ગએલ તેને ગામ બહાર બાળતા હતા. ત્યાં જઈ આવું નિરંતર થજો તેમ કહેવા લાગ્યો તેથી ત્યાં પણ માર ખાધો અને કહ્યું કે મુર્ખા આમ કહેવાય નહિ! આ ઉપરથી તેણે કહ્યું કે તમે મારૂં કેમ નામ જાણ્યું? તેને ઉત્તર આપ્યો કે તારી કૃતીથી. ત્યાર પછી તેને કહ્યું કે હવેથી યાદ રાખજે કે બલતાને બાળીએ નહી પણ ઠારીએ. આગલ જતાં કુંભારના નીભાડા હતા ત્યાં જઈને ઠારવા માંડયો એટલે બધાં ઠામ ફુટી ગયાં તેથી તેને કુંભારે મારીને કહ્યું કે આવું હોય ત્યાં વધારે સલગાવવું જોઇએ. આમ સાંભળીને એક ઠેકાણે ઘર બળતું હતું ત્યાં જઇને બીજા ઘરમાં પણ આગ મુકી દીધી આથી ત્યાં પણ તેને માર પડયો. આ રીતે બધેથી માર ખાઇ કંટાળી હવેથી કોઇનું કહેવું માનવું નહી તેવો વિચાર કરી સાસરાને ગામ ગયો ત્યાં કોઇએ મશ્કરીમાં તમારી વહુ રંડાયાં છે ને કોને તેડી જશો તેમ કહેવાથી તે પાછો ઘેર ગયો અને પોતાની માએ ન તેડી લાવવાનું કારણ પુછતાં કહ્યું કે વઉ તો રંડાયેલ છે. આ જોઈ માએ કહ્યું કે તું બેઠા વહુ રંડાય નહી. એટલે મુરખે કહ્યું કે ત્યારે હું બેઠાં તું કેમ રંડાણી?

આ દ્રષ્ટાંત ઉપરથી તમે સમજ્યા હશો કે જે જે વખતે શીખામણમાં કહેનારાઓએ પોતાના અભીપ્રાય પ્રદર્શીત કર્યા અને તેમ કરવા તે મૂર્ખને સૂચવ્યું તે કહેનારાઓના અભીપ્રાયને અનુકુલ હોવાથી તે સાપે

ક્ષિત વચનની હદ અને નોની યથાયોગ્ય ઘટના કરવાને શકતીનો અભાવ હોવાથી તે મુર્ખાએ માત્ર શબ્દોને પકડી રાખી તેનો જ્યાં ન જોઇએ ત્યાં ઉપયોગ કર્યો તેથી દરેક સ્થળે માર ખાવો પડયો અને ઉપહાસને પાત્ર થયો કે જે સાંભળતાં તમોને પણ વખતો વખત હસવું આવ્યું છે તેમ શાસ્ત્રનું અને ઉપદેશકોનું જે જે સમય તથા વિષયને અનુકુળ અપેક્ષાથી લખાએલું અને બોલાએલું તમો જ્યાં સુધી નહી સમજો અને તેની યથાયોગ્ય ઘટના વિચારીપણે નહી કરો, માત્ર સાંભળીને અવિચારી પણે ક્રીયામાં મુકયા કરશો ત્યાં સુધી સાક્ષર વર્ગને ઉપહાસને પાત્ર થયા વિના રહેશો નહી અને પરીણામે અનેક સંકટોની વિકટ અટવીમાંજ ભ્રમણ કરવું પડશે તેથી હવે તમારામાં સ્વતંત્ર વિચાર કરવાની ભાવના ઉત્પન્ન કરવાની જરૂર છે.

## વિચાર વગર સમજાય નહિ.

સઘળા જ્યાં સુધી વિચાર કરતાં શીખ્યા નથી ત્યાં સુધી બીજાઓની અપેક્ષા જાણતા નથી. દાનની વાત ચાલતી હોય તો દાનની ઉત્કૃષ્ટતા બતાવે છે. શિયળ પાળવાના સંબંધમાં પણ તેનું બહુ માન કરવું પડે છે. તેથી તેજ કરીને બેસી રહેવું તેમ નથી. કલ્પસુત્રને માટે કહેવામાં આવ્યું છે ત્યારે કહ્યું છે કે.

"અરિહંત જેવો કોઇ દેવ નથી. શત્રુંજય જેવો કોઇ તીર્થ નથી મુક્તિ જેવું કોઇ પદ નથી. તેમ કલ્પસૂત્ર જેવું કોઇ સૂત્ર નથી. આથી ભગવતી આદિ સૂત્ર શું ઓછા થઈ ગયા? ખરૂં જોતાં તેમ નથી. કારણ કે જે વખતે જે કહેવાનું હોય તે વિશેષ રૂપે કહેવાય છે.

આ પ્રમાણે જ્યાં સુધી વિચાર બાંધતા નથી શિખ્યા ત્યાં સુધી આપણને વસ્તુ સ્થિતિનો ખ્યાલ આવવાનો નથી. જ્યારે કર્મ ભાવના દુર થશે અને ધર્મ ભાવના જાગૃત થશે ત્યારે તમારૂં કાર્ય ઉત્તમ થશે નહિ તો ત્યાં સુધી જે કરશો, જે સાંભળશો, જે વાંચશો તે બંધુ તમારૂં કર્મ ભાવના સાથે મળી જવાથી ઉત્તમ ભાવનાને બદલ અશુભ ભાવનાની વૃદ્ધિ થયા કરશે. જેમ

कर्पूरधूळी रचितालवाल सुवर्णकुंभेपरि सिंच्यमान
कस्तुरिका चंदन चार्चितोपि जातिर्गुणान् मुंचतिकिम् पलांडु

એકના મનમાં વિચાર થયો કે લસણુ અને ડુંગળી બહુ દુર્ગંધવાળા છે માટે તેની દુર્ગંધ કાઢી નાખવી. આમ વિચારીને એક ખેતરમાં કપુર વિગેરે જેવા સુગંધી પદાર્થનું ખાતર નાખ્યું અને તેમાં ડુંગરી વાવી સોનાના કલસામાં લઇને પાણી સીંચ્યું તથા ડુંગરીના પાંદડાં નીકળતાં તેને ચંદન અને કસ્તુરી ચોપડી સુગંધીવાળાં કર્યાં છતાં તે ડુંગરીની દુર્ગંધી ગઇ નહી.

આ રીતે ખરાબ ભાવનાથી ભાવિત જે ડુંગરી તેમાં શુભ ભાવના વાળા સુગંધી પદાર્થો મલીન ભાવનાથી ભાવિત થઇ ગયા તેમજ જયાં સુધી આપણા હૃદય ઉત્તમ ભાવનાથી ભાવીત નથી ત્યાંસુધી આપણા હૃદયમાં ઉત્તમ ભાવના થશે નહિ. જયારે મલીન કર્મ ભાવના નષ્ઠ થશે ત્યારેજ ધર્મ ભાવના પ્રગટ થશે.

શાસ્ત્રકારો કહે છે કે જયારે તમે પવિત્ર સંસ્કારથી ક્રિયા કરશો ત્યારે તમારી અશુભ ભાવના મટી શુભ ભાવના થશે. પણ આપણું લક્ષ મલીનતા તરફજ હોય છે. જુઓ બાળકનો જન્મ નથી થયો હોતો ત્યારથીજ અઘરણી વગેરેની ક્રિયા કરવામાં આવે છે. અઘરણી એટલે અઘ-પાપ હરણી-હરવા વાળી ક્રિયા છે. પણ જન્મ થાય ત્યારે મલીનતા, નામ પાડે છે તેમાં પણ મલીનતા, અને પછી જે જે ક્રિયા કરવામાં આવેછે તેમાં હૃદયની મલીનતાજ વધતી જાયછે. બાળક તમોને ધમકાવશે તો તમોને તેની બીક લાગશે નહિ એટલે તમારૂં મનોબળ મજબુત છે ત્યાં સુધી નબળા મનોબલ વાળાની તમોને છાપ પડશે નહિ તેમજ તમો ને જે સંસ્કાર અને ક્રિયા કરવામાંને આવે છે તે ક્રિયા કરવાનું મનોબલ તમારા કરતાં મજબુતતાથી ભાવિત હોવું જોઇએ તોજ તેના પવિત્ર હૃદયની છાપ અને પવિત્ર સંસ્કાર ભાવ ક્રિયાની છાપ તમારા કરતા તેનું ભાવના બલ મજબુત હોવાથી તમોને પવિત્ર કરી તમારામાં ઉત્તમ ભાવના પ્રગટ કરાવે, જયાં સુધી ધર્મ સંસ્કારથી મનોબલ પવિત્ર થયું નથી ત્યાંસુધી બીજાપર તે ભાવનાની છાપ પડતી નથી જેમ કોઇ ચોર બગલમાં ચોરી કરવાને ગ ઠુશીઓ રાખીને બીજાને ચોરી નહિ કરવાની શીખામણ આપે તો તેની શીખામણની કાંઇ પણ અસર થાય નહિ. તેમ શુદ્ધ ભાવના ઉત્પન્ન ક રવાને એવા શુદ્ધ વર્તનવાળા થવું જોઇએ કે બીજાપર છાપ પડે, જેમ કે સ્ત્રીઓ રડતી હોય ત્યારે તમો કઠોર હો તોપણ તમોને અસર થશે, કોઇ હસાવશે તો તરત હસશો. કારણ કે તમોને તેવી ભાવના રહેલી

છે. પરંતુ વૈરાગ્યની વાત સાંભળીને ખરે ખરી વૈરાગ્ય ભાવના ઉત્પન્ન થશે નહિ.

ભાવના કરાવનારા કંઈક જુદોજ આનંદ લે છે. હું અગાઉ કહી ગયોછું કે જ્યાં સુધી સાચું કહેવામાં નહિ આવે ત્યાં સુધી તમો સત્ય વાત જાણુશો નહિ અને અસત્યમાં સત્યતા માની સત્યને માટે પ્રયત્ન શીલ પણ નહિ થાઓ પણ જ્યારે તમો અસત્યમાં અસત્યતા સમજતા થશો ત્યારેજ સત્યને માટે પ્રયત્ન કરવા તરફ મનને ખેંચશો.

## દેરાસરમાં હાલ ચાલતી ભાવના.

ભાવનાનો જે ક્રમ ચાલ્યો છે તે શું યુકત છે? દશ પાંચ ત્રગાળાના છોકરાને ભેગા કરવામાં આવે છે અને ભાવના ભવાય છે, હવે વિચારવું જોઈએ કે આ ભાવના તો માત્ર પૈસાની લાલ ચથી તરગાલાના છોકરા ભાવે છે. અને પ્રભુ આગલ અનેક હાવ ભાવ સાથે નાચતા તમોને રાજી કરવાની અપેક્ષા રાખે છે તો તે પ્રભુની ભકિત કરવાની ભાવના કે તમોને રાજી રાખવાની ભાવના? નાટક પણ ત્રગાળાના છોકરા કરે છે, ગાય છે પણ ત્રગાલા અને પ્રભુ પાસે ભાવના ની ક્રિયામાં અગ્રપદ લેતા પણ ત્રગાળાજ. આવી ભાવનાને જીનેશ્વર મહા રાજની ભકિતની ભાવના માની તમો જે આનંદ માનોછો તેમાં તમો કે ટલે અંશે ભુલો છો તેનો ખ્યાલ કરો. જે કાર્ય તમારૂં છે અને જે ભાવના હૃદયની છે અને જેથી પોતાનું અંતઃકરણજ ભાવિત કરવાનું છે તેવી પવિત્ર ક્રિયાને બીજા પાસે હું ન ભુલતો હોઉં તો દેરાસરના પૈસા આપીને કરાવવામાં આવે છે અને તેને માટે મોટા મોટા કાગળોના કટકા ભીંતોએ જાહેર ખબર તરીકે ચોંટાડવામાં આવે છે કે "આજે ભાવના છે માટે સૌ દર્શન કરવા પધારશો." શું ત્રગાળાના છોકરાના દર્શન કરવા આવવાનું આ તમારૂં આમંત્રણ છે? પ્રભુની ભકિતથી પોતાના હૃદય માં ભાવના ઉત્પન્ન કરવાને પવિત્ર તકનું સુચન તમારા તરફથી કરવામાં આવે છે? હું એમ માનુંછું કે આવી ભાવનામાં ભાગ્યેજ પવિત્ર ભાવનાથી હૃદય ભાવીત થઇ શકશે. માટે તે કર્તવ્ય તમારૂં પોતાનું છે. અને તેમાં જેટલી તમે શરમ રાખોછો અને બેદરકાર રહોછો તેટલે અંશે તમારામાં જીન ભકિત રૂપ ભાવના પ્રગટ થવાને હજુ ઘણો. વિલંબ છે એમ તમારે સમજવું જોઇએ.

## તમો બોલો છો પણ સમજતા નથી.

" નાગકેતુ પરે ભાવના ભાવે " એ પદ તમો ગાઓ છો તે નાગ કેતુ જ્યારે એક વખત પ્રભુના પુષ્પની પુજા કરતો હતો તે વખતે પુષ્પમાં રહેલ તંબોલીઆ નાગે તેને ડંખ માર્યો તેવા ડંશથી અન્યથચિંતે અને દ્રઢ સંકલ્પથી જીન ભકિત ભાવિત અંતઃકરણ હોવાથી વિચાર્યું કે આ ઝેર માત્ર મારા શરીરને હરકત કરતા છે. તો તેવા ઝેરની અપેક્ષા નહિ રાખતાં અનાદિ કાલથી ચઢેલું ઝેર દુર કરવું એજ મારૂં કર્તવ્ય છે. અને જેની પૂજા કરૂંછું તેમણેજ ઘણી વખત એ પ્રમાણે જણાવેલું છે. ઇત્યાદી ભાવના ભાવતાં કેવલ જ્ઞાન પ્રાપ્ત કર્યું. આનુ નામ ભાવના કહી શકાય. ભાવના તમે ભાવો છો તે ખોટી છે. ભગવાનને તુંહી તુંહી કરોછો અને બહાર નીકળીને બીજાની માનતા કરી ગળામાં ગળીનો દોરો બાંધોછો અને જીન મંદીરમાં જઇ કહોછોકે હે પ્રભુજી તુંજ આધારછે, આમ બોલીને તે વચન નહિ પાળતા અનેક અન્ય દેવના પાસમાં પડી વહેમમાં દોરવાઇ જઇ માનતા કરતા નજરે પડોછો. ખરી રીતે કહેવું જોઇએ કે તમારા હૃદય સંસાર ભાવનાથી મલીન થઈ ગયાં છે અને તેવીજ રીતે સુખના સ્વાર્થી પણાને લીધે ગમે તેનાથી ઠગાઇ જતા પ્રભુને કદી યાદ પણ કરતા નથી તેથી જેવું બોલાય છે તેવીજ ભાવના હૃદયમાં જ્યાંસુધી ઉત્પન્ન થએલી નથી ત્યાંસુધી તમારા હૃદય તેવી ભાવનાથી ભાવીત થયા નથી અને બોલોછો તેથી વિપરીત વર્તોછો.

રાવણ અને મંદોદરી જે ક્રિયા કરતા હતા તે ક્રિયા વર્તમાન કાલે કોઈ કરે છે ? કોઇ નથી કરતું કારણ કે રાવણથી પણ તમે જાણે પોતાને મોટા માનો છો. પ્રભુ આગલ ભકિત કરતાં તેને કાંઇ નહોતું થતું અને પ્રભુની આગળ નાટક કરતાં તમોને શરમ આવે છે.

નાટક જોઇને તમારૂં હૃદય તદરૂપ છે કે નહિ. ? તેમજ તેમ સમજાય છે કે હમારૂં હૃદય પ્રભુ ભકિત વખતે ભાવિત થાયછે ? અને જો નથી તું તો ત્યાં સુધી તે ભાવના ઉત્પન થતી નથી, તેવીજ રીતે.

## વ્યવહારમાં સત્ય પ્રતિજ્ઞા.

સામાયકની જે ક્રિયા કરવામાં આવે છે ત્યારે બોલાય છે કાંઇ અને કરાય છે કાંઇ, બજારમાં ગયા હો અને કોઇની પાસે પચાસ રૂ. કોઇ

આગતા હોય તો તમો કહેશો કે મારી પાસે આવ્યા. આમ કહીને તમારા શબ્દ પ્રમાણે વર્તવાને તમે તઇયાર રહોછો. અને તમારા શબ્દો પર સામાને વિશ્વાસ રહે છે બોલીને તમે ફરતા નથી. અને તે વ્યવહારની ભાવનાને તમો ઘણીજ ચિંતાથી વળગી રહોછો અને તેમાં જો ક્ષતિ થાય તો તેમાં એક પ્રતિજ્ઞા ભ્રષ્ઠ પણું માની પોતાની આબરૂને ધકો લાગેલો માનો છો ત્યારે બીજી તરફ સામાયકમાં "હું સામાયક કરૂં છું અને સાવદ્ય યોગનો ત્યાગ કરુંછું કરેમી ભંતે લેતાં વખતે હું ભગવાનને અથવા ગુરૂને સાક્ષી રાખું છું" તેમ કહો છો તોપણ તેમા તમારૂં વચન રાખતા નથી. એટલે સામાયકના વખતમાં સામાયકની ક્રિયાથી તમારૂં અંતઃકરણ ભાવિત નથી.

સંસાર વ્યવહારમાં તમે પ્રતિજ્ઞા પાળો છો. તેવા તમે ધર્મની પ્રતિજ્ઞા પાલવાને તૈયાર રહેતા નથી. અને એ ભાવનાનું સ્વરૂપ જ્યાં સુધી સમજાશે નહિ અને સામાયકની ઉત્તમ સમભાવ ભાવનાની યતકિંચિત પ્રાપ્તિ અંતઃકરણમાં થશે નહિ ત્યાં સુધી સામાયક રૂપી ભાવના થશે નહિ જીન મંદિરમા પ્રવેશ કરતાં નિસિહિ કહો છો છતાં જીન મંદિરમાં ગયા પછી નિષેધની વાત મનમાં વિચારી વખતે ક્રિયામાં પણ મુકો છો તેથી ત્યાં પણ જે પ્રતિજ્ઞા લેવામાં આવે છે તે પ્રમાણે વર્તન થઇ શકતું નથી તેનું કારણ માત્ર એજ છે કે ધર્મ ભાવનાની નિર્બલતા અને કર્મ ભાવનાની સબલતાથી આપણા ઉદ્દેશના ફલીતાર્થને અટકાવે છે.

"અનુભવ અમૃત જ્ઞાનની ધારા જીનશાસન જય કારા" આ પદથી નવાણુ પ્રકારની પૂજામાં વીરવિજયજી મહારાજ કહે છે કે અનુભવ અમૃતનીજ્ઞાન રૂપ ધારાનો જીનશાશનમાંજ છે પરંતુ અનુભવ શું? અમૃત શું અને જ્ઞાનની ધારા શું એવા ખ્યાલ આપણે કોઇ દિવશ પણ કર્યો છે અને તે શબ્દમાંજ કહેવામાં આવેલું છે તેનો અનુભવ આ જીંદગીમાં કદિ થયો છે? આવા પ્રશ્નના ઉત્તરમાં હું ધારૂં છું કે ઘણાએ તરફથી નાનો જવાબ મલશે જ્યાં સુધી આ અર્થ સમજાયો નથી ત્યાં સુધી તો એવું થશે કે ભૂખ્યો માણસ મોઢેથી લાડુ લાડુ બોલશે તો પણ પેટ ભરાશે નહિ. માત્ર બોલ્યાંજ કરશો.. ત્યાં સુધી તે શબ્દમાં સમાએલા અર્થનું રહસ્ય સમજાશે નહિ. જ્યાં સુધી વિચાર કરવાની શકિત ન હોય ત્યાં સુધી બીજા કુશલ માણસની સલાહની અપેક્ષા રહે છે પણ તમોને સલાહકાર તમારૂં

મનજ થશે માટે તમે તમારા મનનેજ ડાહ્યું બનાવો, તમેજ
કુશલ બનો કે જેથી તમો કદી ભુલો નહિ, પારકી વિદ્વતા અને કુશલતા કયાં
સુધી કામ લાગશે માટે પવિત્ર મન જ્યારે થશે ત્યારે ધર્મ ભાવના અને
ધર્મ ભાવનાથી આત્મ ભાવના ઉત્પન્ન થશે,

### આત્મ ભાવના.

બાહ્ય ક્રિયા, બાહ્ય ધર્મ અને ભક્તિ કર્યા કરશું તો કોઇ દિવસ
અંતરંગ ભાવના પ્રાપ્ત થશે એમ આપણે માનીએ છીએ તે જો કે અ-
મુક અંશે સત્ય છે પણ બાહ્ય અશુભ ક્રિયાથી જેવું તમારૂં મન તદરૂપ
થાય છે તેવું પ્રશસ્ત ક્રિયાથી તમારૂં મન તુરત તદરૂપ થતું નથી.

### બે વેપારીનું દ્રષ્ટાંત

બે વ્યાપારી હતા તેમાં એક ચામડાનો વ્યાપાર કરતો હતો અને
બીજો ઘીનો વ્યાપાર કરતો હતો. હવે તેઓ સાથે ખરીદી ક વા નીકળ્યા
ત્યારે રસ્તામાં એક ડોશીને ત્યાં જમવા ગયા. ડોશીએ ચામડાના વ્યાપા
રીને બહાર બેસાડયો અને ઘીના વ્યાપારીને ઘરમાં બેસાડયો. પછી જ્યા
રે તેઓ ખરીદી કરીને પાછા ફર્યા ત્યારે ચામડાના વ્યાપારીને ઘરમાં બે
સાડયો અને ઘીના વ્યાપારીને બહાર બેસાડયો આથી ઘીના વ્યાપારીએ
પુછયું કે ડોશીમાં! મને બહાર બેસાડવામાં તમે ભુલ્યા કે શું? ડોશીએ
કહ્યું કે ના ભાઇ! હું ભુલી નથી પણ તેનું કારણ એવું છે કે જ્યારે તમે
ખરીદી કરવા જતા હતા ત્યારે તમારી એવી ઇચ્છા હતી કે ઢોર જાનવરો
આબાદ રહે કારણ કે તેથી તને ઘી સોંઘું મળે અને ચામડા લેવા જના
રને એમ હતું કે ઘણા ઢોર મરે તો મને સોંઘા ચામડા મળે પરંતુ આ
વખતે તને એમ છે કે ઘણા ઢોર મરે તો ઘી મોંઘુ થાય અને આ ચામ
ડાવાલાને એમ છે કે ઢોર ન મરે તો ચામડું મોંઘુ થાય આ દષ્ટાંત ઉપ
રથી ડોશીએ જે કલ્પના કરી તે અમુક અંશે સત્ય કલ્પના કહી શકાય
અને બને છે પણ તેમજ. ગમે તે અશુભ પ્રવૃત્તિ કરતાં આપણી ભાવના
તદનુકુળજ હોય છે તેનું કારણ માત્ર ધર્મ ભાવનાનો અભાવ તેજ છે.
જેમ અશુભ ક્રિયાથી તદનુકુળ અશુભ ભાવના ઉત્પન્ન થાય છે તેવીજ
રીતે ધર્મ ક્રિયા કરતાં ધર્મ ભાવના આપણા હૃદયમાં ઉત્પન્ન થતી જો
વામાં આવતી નથી. અને તે આપણા આચરણથીજ સહજમાં માલુમ

પડી શકે છે. જો ધર્મ ક્રિયા કરવાથી ધર્મ ભાવના ઉત્પન્ન થઈ હોય તો તે ભાવનાનો સ્વાદ કોઈ એવા પ્રકારનો અપૂર્વ છે કે તમને કર્મ ભાવના કદી પણ પ્રિય લાગે નહિ. જ્યાં સુધી ધર્મ ક્રિયાની ગૌણુતા નજરે જોવામાં આવે છે ત્યાં સુધી ધર્મ ભાવનાની ન્યુનતા અને કર્મ ભાવનાની અધિકતા હૃદયમાં બેસી ગએલી સહેજ સમજી શકાય છે. જુઓ અનાજના વ્યાપારીને બે દિવસ વરસાદ બંધ રહેતો તેથી તે વરસાદની અપેક્ષા ન રાખતા પોતાના સ્વાર્થે માટે આનંદ માને એ સ્વાભાવીક છે, આવીજ રીતે બીજી ક્રિયાથી જેવા પ્રકારની વાસના થાય છે તેવા પ્રકારની વાસના ધર્મ ક્રિયામાં કેમ થતી નથી?

## ભાવના.

અંતરંગ સંસાર ભાવના સફલ કરવાને માટે ધર્મ કાર્યનો ઉપયોગ કરાય છે. જેમકે દીવાળીને દિવસે ચોપડામાં લખાયછે કે બાહુબળીનું બળ હોજો, ધનાશાલીભદ્રની રિદ્ધી હોજો, ગૌતમ સ્વામીની લબ્ધી હુજો જ્યારે એ કામ કરવામાં તમોને લક્ષ્મિ મેળવવાની ભાવના હોયછે પરંતુ જે લક્ષ્મિની તમોને ઇચ્છાછે તેજ લક્ષ્મિનો તમો તેજ વખતે અગ્નિથી નાશ કરોછો. કેમકે દિવાળીને દિવસે ચોપડા પુજન પછી તરતજ અજ્ઞાનથી અવશ્યની ક્રિયા માની હુજારો રૂા. ના ફટાકીઆ ફોડવામાં આવે છે. અને તે ફટાકીઆથી જે શબ્દ થાયછે તેજ ફટ ફટ કહે છે બાહુબળીનું બળ, ધનાશાળી ભદ્રની રિદ્ધિ સિદ્ધિ, ગૌતમ સ્વામિની લબ્ધી એ માત્ર ચોપડામાં લખ્યાથી કદી પ્રાપ્ત થવાની નથી, પણ જ્યારે બાહુબળીએ અનેક મહર્ષીઓની પુર્વ ભવમાં જે સેવા કરેલી છે તેવીજ અંતઃકરણથી તમો મુનીઓની સેવામાં વર્તશો ત્યારેજ તે ભાવના તમારી સફલ થશે. શાળીભદ્રના જીવને પુર્વ ભવમાં બાલ્યાઅવસ્થામાં ખીર પર અતિતિવ્ર તૃષ્ણા હોવા છતાં આવી ચડેલા મુનીને તે ખીરમાંથી અમુક ભાગ આપવાના ઈરાદાથી આપતાં જ્યારે બધી ખીર મુની પાત્રમાં પડી ગઇ ત્યારે મનમાં ખેદ ન થતાં પરમાનંદ અને પોતાને અહોભાગ્ય માન્યા અને તેથીજ તે શાલીભદ્ર મહારિદ્ધવાન થયા કે જેની રિદ્ધિની તમે ભાવના રાખોછો. પણ તમારામાં જ્યાં સુધી તેવા શુદ્ધભાવથી દાન દેવાની અને ઉદારતાની ટેવ નથી પડી ત્યાં સુધી તે રિદ્ધિની ભાવના માત્ર ભાવનાજ છે. ગૌતમ સ્વામીએ પણ ઘણો તપ કર્યો હતો. ત્યારેજ લબ્ધી

મલી હતી. ત્યારે તમે જ્યાં સુધી જે ન મલે ત્યાં સુધી તે ન ખાવું આવી વિચિત્ર તપસ્યા કરો છો ત્યાં સુધી તમોને શું મલે ? કારણ કે જે ચો પડામાં લખો છો તેવી ક્રિયાનહિ કરતા જેનાં નામ લખોં છો તેને કલંક આપો છો આથી તો જે તમારા હૃદયમાં જે ભાવના છે અને જે તમારી ક્રિયા કરવાની હોય તેજ લખતા હો તો વધારે સારૂં. મતલબ કે ધર્મ ભાવના આત્મ જ્ઞાનથી થાયછે.

હું એમ નથી કહેતો કે તમે ન લખો, પણ જે લખો છો તે પ્રમાણે તમારી ક્રિયા કરો. આપણે જે જે ધર્મના શબ્દો બોલીએ છીએ તેનું યથાર્થ જ્ઞાન આપણને નથી. કારણ આપણે તે પ્રકારના જ્ઞાનથી વિહિન છીએ અને ત્યાં સુધિ ધર્મ ભાવના આપણને કદી પ્રાપ્ત થવાની નથી. બીજું વિશેષ જ્ઞાનતો નથી જોઇતું પણ આપણ ને આપણા પોતાને ઓળખવાનું તો જ્ઞાન હોવું જોઇએ. આપણે કોણ છીએ ? આપણા ઘરની ખબર નથી તો પારકા ઘરની શી ખબર પડે ? પોતે પોતાને ઓળખતો નથી અને કહે છે કે હું ડાહયો છું પણ તેવી રીતે હું કુશળ છું એમ કહેવાનો ફલીતાર્થ એટલોજ કે પોતે પોતાને ઓળખતો નથી, અને બીજાને પણ ઓળખતો નથી. જો પોતાની ઓળખાણ થાય તો ધર્મ ભાવના પ્રગટ થાય.

## હૃદયની પવિત્રતાની જરૂર.

આપણે કોઇ સારા માણસને આમંત્રણ કરીએ છીએ ત્યારે તેને
લગાડવાને માટે દરેક જાતની સ્વચ્છતા અને સુઘડતા રાખીએ છીએ. પણ
કરવાને બદલે જો આવનાર માણસને કાદવ છાણ વગેરે પાથરીને ત્યાં બેસવા
કહો તો આવનારને આવવુંજ ગમશે નહિ. આપણે આપણા હૃદય ઘર
તેવીજ રીતે ધર્મ ભાવનાને આમંત્રણ કરીએ છીએ. પણ જ્યાંસુધી હૃ
યમાં સ્વચ્છતા થઇ નથી, અને મલીનતા રહી છે ત્યાં સુધી ધર્મ ભાવન
એક મિનિટ પણ હૃદયમાં રહેશે નહિ. માટે ધર્મ ભાવના પ્રાપ્ત કરવાને
હૃદયની પવિત્રતા કરવાની પહેલી જરૂર છે. અને હૃદય પવિત્ર થશે તે
શાસ્ત્રમાં બતાવેલ મૈત્રી, પ્રમોદ માધ્યસ્થ અને કારૂણ્ય ભાવના પ્રગટ
થશે. આ ચાર ભાવના જે જ્ઞાની પુરૂષો ધર્મી પુરૂષો ને ભાવવા સુચના
કરી ગયા છે તે માત્ર શબ્દોમાં નહિ પણ પોતે જાતે તેની ભાવનાનો અનુભવ કરીને લખી ગયા છે. તમે આ માર્ગે ચાલશો તો અમારા જેવા

થશે. આવી તેઓની ભાવના હતી. પણ જ્યાં સુધી કર્મ ભાવનાથી આપણા હૃદયને નિવૃતિ મલી નથી ત્યાં સુધી આવી પવિત્ર ભાવનાનો વિચાર કરવાને આપણને અવકાશ મલતો નથી. આ ભાવનાઓથી જો આપણું હૃદય તલ્લિન થાય તો સંસાર વ્યવહાર અને ધર્મવ્યવહાર એવો તો સરલતાથી ચાલે કે જેના પરીણામે તે વ્યવહારમાં વર્તતા થકાંજ પણ આત્મ ભાવના પ્રાપ્ત કરી શકે. અને જેથી સદાને માટે કર્મ ભાવનાનો નાશ થઈ જાય.

## મૈત્રી ભાવના.

મૈત્રી ભાવના જો હોય તો આપણા બધામાં એકતા થતાં વાર લાગે નહિ. જેમ શરીરના ગમે તે અંગમાં દુઃખ થવાથી આખા શરીરને દુઃખ થાય છે તે પ્રમાણે દરેક જીવ આપણાજ મિત્ર છે એવી ભાવના જો હોય તો ગમે તે જીવને દુઃખી દેખી આપણને દુઃખ થયા વગર રહે નહિ. કહ્યું છે કેઃ—

न सा जाइ न सा जोणि नतं ठाणं नतं कुलं

न जाया न मया जत्थ सव्वे जीवा अनंतसो

એવી એકે જાતી નથી, એકે એવી યોની નથી, એવું કોઇ સ્થાન નથી કે એવું કોઇ કુળ નથી કે જ્યાં દરેક જીવ અનંતિવાર જન્મ્યો કે મર્યો ન હોય !

सव्वे जाया शयणा सव्वे जीवाय परजणां जाया

દરેક જીવની સાથે પુત્ર પિતા સ્ત્રી માતા પણે આપણે સંબંધ થએલો છે. તેમજ દુશ્મન પણે પણુથએલો છે એમ જો દરેક જીવ સમજે તો પછી તેને પરપણું કોઈના સાથે રહે નહિ.

જ્ઞાન દર્શન અને ચારિત્રયુકત જે આત્મા છે તે બધા સરખા છે. આવા અભિપ્રાય વાળા આત્મા સાથે આપણે પરપણું માની બેઠા છીએ ત્યાં સુધી આપણાથી મૈત્રી ભાવના હજારો કોષ દુર છે.

## પ્રતિક્રમણ.

એક રાજાને લડાઇ કરતાં સાંજના સમયે હાથીના હુદ્દા ઉપર પ્રતિક્રમણ કરતી વખતે વિચાર થયો કે જ્યાંસુધી હું જેની સાથે યુદ્ધ કરૂં છું

તેને ખમાવીશ નહિ ત્યાંસુધી મેં પ્રતિક્રમણ કર્યું ગણાશે નહિ. એ ભાવના થતાંજ તુર્ત તેની સાથે માફી માગી અને અન્યોન્ય વૈર ટળી બંનેમાં મૈત્રી ભાવના થઇ. જેથી પ્રતિક્રમણની સમાપ્તિ સાથે યુદ્ધની પણ સમાપ્તિ થઇ ગઇ એવી રીતે જો આપણે કરતા હોઇએ તો આપણને દરેક જીવ સાથે મૈત્રી થાયજ. અને દુશ્મન માનીએ તો તે દરેક પુદગળ વારંવાર આપણે આપણા શરીર પણે ગૃહણ કરેલાં છે તેમજ આત્મા તો બધા સરખા છે માટે તેમાં પણ દુશ્મનાઇ થવાનું કારણ નથી.

### પ્રમોદ ભાવના.

પાંચ રૂા. મળે તો રાજી થઇએ તેમજ બે દિવસ ભુખ્યા હોય તે ખાવાનું મળે ત્યારે ખુશી થઇએ છીએ. કારણ કે તે વસ્તુ આપણે કિંમતી અને દુર્લભ માની છે. તેમજ આપણને સદગુણની ઇચ્છા છે તેથી જેમાં તે સદ્ગણ હોય તે જોઇને આપણે રાજી થવું જોઇએ પણ તેવું જોઇને રાજી થવાને બદલે ઉલટી ઇર્ષા થાયછે માટે દૃષ્ટિની પવિત્રતા થવાની જરૂર છે તેમ જ્યાંસુધી દૃષ્ટિ દોષ રૂપી ચશ્મા દૃષ્ટિની આડા રહેલા છે ત્યાંસુધી ગમે તેવી વસ્તુ હોય તેમાં આપણે મલીનતાજ જોઇશું અને ચક્ષુ પવિત્ર હશે તેમાં બધું પવિત્ર દેખાશે એ જેટલું પવિત્ર દેખાશે તેમાં આપણને હર્ષ થશે. આવી રીતે ગુણાનુરાગીપણાની જે ભાવના આપણા હૃદયમાં ઉત્પન્ન થાય તેને પ્રમોદ ભાવના કહેવાય છે.

### જૈન શાસનની જય.

સારા પ્રસંગે આપણે જૈન શાસનની જય બોલીએ છીએ પણ જ્યાં સુધી આપણો ચતુર્વિધ શંઘનો જય નથી થયો ત્યાં સુધી જૈન શાસનનો જય ક્યાંથી થઇ શકશે? એટલે ઘરમાં મારા મારી અને અજય કર્યા કરીએ તથા કાતર અને છરા ગાજુમાં રાખી જૈન શાસનની જય બોલીએ એ કેટલું આશ્ચર્ય જનક છે? સમજવું જોઇએ કે જ્યાં સુધી જૈન શાસનના વર્તનારામાં અન્યોન્ય જયની ઇચ્છા નથી અને એકના જયમાં સર્વનો જય, એકની ખ્યાતીમાં સર્વની ખ્યાતિ, એકની પ્રસંશામાં સર્વની પ્રશંશા જ્યાં સુધી નહિ મનાય ત્યાં સુધી જય શબ્દમાંજ રહેશે. જેવો મુખથી જૈન શાસનનો જય બોલાય છે તેમ કૃતીમાં પણ થવુંજ જોઇએ. આપણે કહીએ છીએ કે શાસન પાંચમા આરાના છેડા સુધી રહેવાનું છે જેથી ગમે તેમ વર્તીએ તો શાસનનો જય મટવાનો નથી. આ માન્યતા ભુલ ભરેલી છે. જો કે અમુક સ્થિતિમાં જૈન શાસન પાંચમા આરા

સુધીભલે રહો પણ મારૂં કહેવું એમ છે કે જે આપણે જૈન શાસનને જય બોલીએ છીએ તે સમજ્યા વગર બોલીએ છીએ, જૈન શાસનનો જય કેવી કૃતિમાં રહેલો છે તે સમજીને બોલાતું હોય તો અંદર અંદર મારામારી અને ખંડન મંડનની ભાવના ચાલી રહે છે અને જેનાથી જૈન શાસનનો જય કદી થતો નથી, તે રહેવા પામેજ નહિ એજ મારા કહેવાનું તાત્પર્ય છે. હાલની સ્થિતિનું દિગ્દર્શન કરીએ તો કોઈ ચડતું હોય તેને પછાડવામાંજ જય મનાતો હોય એમ જોવાય છે. પણ એકની પ્રસંશા અને એકનું ભલું બોલાતું હોય તો તે સાંભળી આનંદ ન પામતાં કોઇ રીતે પણ ખોડ ખાંપણ કાઢી અજય સાભળવામાંજ પ્રમોદ મનાય ત્યાં સુધી પ્રમોદ ભાવના પણ હજાર કોષ દુર રહેવાની છે માટે પ્રમોદ ભાવનાની જરૂર છે અને પ્રમોદ ભાવના ન બને તો માધ્યસ્થ ભાવના તો થવી જોઈએ પણ દ્વેષ ભાવનાનો તો ત્યાગજ કરવો જોઇએ.

## માધ્યસ્થ ભાવના.

કોઇ અયોગ્ય કરે તો તે તરફ ઉપેક્ષા કરવી જોઇએ. આપણે કોઈને કહીએ અને બીજાને ગમે નહિ તો તે સમજીને માધ્યસ્થપણું રાખવું પણ તેનાપર દ્વેષ નહિ કરવો. જગતમાં અનેક પ્રકારના જીવો છે અને તેમની અનેક પ્રકારની પ્રવૃતિછે તે બધાને જોઇને મધ્યસ્થ રહેવું જોઈએ આપણાથી બને તો તેમને સુધારવા અને ન બને તો માધ્યસ્થ રહેવું. જે કામ સહેજ થઈ શકે તેવું છે તેમાં માત્ર પોતાની ઇચ્છા પાર પાડવાને માટે પર્વતો ખોદવા જેવા મહા પ્રયાસ કરવામાં આવે છે પણ તેમ કરવાનું કારણ માત્ર માધ્યસ્થ ભાવનાનો અભાવછે અને દ્વેષ ભાવનાનો ઉદયછે. પરંતુ બીજામાં પડવાથી પોતાનું જાય છે જેમ કે—

## ચાર પ્રત્યેક બુદ્ધ.

ચાર પ્રત્યેક બુદ્ધ મુનિ હતા. તેઓ કાઉસગ્ગધ્યાને બેઠા હતા તેમાં એકે કાંઈ બણગું એટલે બીજાએ તેને ઠપકો આપ્યો એટલે ત્રીજાએ બીજાને ઠપકો અને ચોથાએ ત્રીજાને કહ્યું. પરીણામે એ ચારે એક બીજાની ચેષ્ટામાં પડવાથી ચરેના ધ્યાનનો ભંગ થયો તેમ જ્યાંસુધી વચ્ચે પડવાની ટેવ નથી ગઈ ત્યાંસુધી માધ્યસ્થ ભાવના પ્રાપ્ત થતી નથી ને ત્યાં સુધી તમે તમારૂં ખુઓ છો અને બીજાનું બગાડો છો માટે બીજાઓની ચેષ્ટામાં નહિ પડતા આપણે આપણું તો સુધારવું જોઇએ.

# કારૂણ્યભાવના.

એક વખતે જે મોટો રાજા હોય તે બીજે વખતે ભીખ માગતો
દેખાય તો તેના પર જેમ દયા આવે છે મ દરેક જીવપર દયા લાવવી જોઈએ
આપણુને કોઈકહી જાય તો તેનાપર દયા લાવવી કે મારેમાટે તેને કર્મબંધન
કરવા પડયા પણ તેનાપર આક્રોશ કરીને તેને ધર્મથી વિમુખ નહિ કરવો
જોઈએ. સમજાવતા પણ જો ન માને તો તેનાપર દયા કરવી જોઈએ પણ
તેને વિમુખ નહિ કરવો. કારણ કે તમે કોઈને દેરા અપાસરા બહાર કર
શો તો તે કષાયના ઉદયથી બીજા ધર્મનો આશ્રય લેશે. કારણ કે ધર્મ તો
તમે એ પૈસે વહેંચવા તઈયાર થાઓછો. માટે તેમ કોઈનો તિરસ્કાર નહિ
કરતાં તેનાપર દયા રાખી તેને ઉંચ દિશાએ ચડાવવો જોઈએ. આથી
મૈત્રી, કરૂણા, માધ્યસ્થ, અને પ્રમોદ ભાવના હોયતો બીજી ભાવના આપો
આપ આવી જાય છે. એ ચાર ભાવનાનો સામાન્ય વિચાર કરશું તો તે
ભાવના બજારમાં નથી પણ તમારી પાસેજ છે. જેમ બાલકમાં માતા
પિતા વગેરેને ઓળખવાની ભાવના તિરો ભાવ રૂપ છે અને પછી વિચા
રથી પ્રગટ રૂપે થાય છે તેમજ જો વિચાર કરવાની ટેવ પડશે તો આપ
ણા હૃદયમાંથીજ તે ભાવના પ્રગટ થશે. પણ જ્યાં સુધી તે શબ્દોનો બો
લવામાં ઉપયોગ કરીએ છીએ તેનો વિચારમાં અને તે સાથે તે શબ્દનો
અને તેમાંના તત્વનો ખ્યાલ નથી કરતા ત્યાં સુધી શબ્દ બોલવાથી કાંઇ પણ
વલવાનું નથી. જે કાંઇ લાભછે તે શબ્દના વિચારમાંજ છે. જેમ ચિલાતિ
પુત્રે એક હાથમાં તલવાર અને બીજા હાથમાં મસ્તક લઇને મુની પાસે
ઉપદેશ માગ્યો ત્યારે મુનિએ તો ઉપશમ વિવેક અને સંવર એમ
ત્રણ ધર્મના માર્ગછે એટલું કહ્યું. આ શબ્દનો સામાન્ય વિચાર કરતાં
તેને આત્માનો વિચાર થયો, સ્વ સ્વરૂપનો આનંદ થયોને તેના શરીર
પર કીડીઓ ચડી, તેનું શરીર ચાલણી જેવું થયું. તોપણ ઉપશમ
વિવેક સંવરના અર્થના વિચારમાંજ તેને કેવળ જ્ઞાન થયું. માટેપંચેદ્રિના
ઘાતકે પણ ત્રણ શબ્દનો વિચાર કરવામાં કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું તેમ
આપણે જેજે બોલીએ છીએ તેનો જો વિચાર કર્યા કરશું તો પરીણામે
આપણી પણ તેમજ સ્થિતિ હશે.

વિચાર કરશું અને વિચાર રૂપ બનશું ત્યારેજ તે શબ્દોના અર્થની
ભાવનાથી આપણા હૃદયમાં તદરૂપ ભાવના થશે અરીહંતનું સ્મરણ કરતાં

અરીહંત રૂપ થવું જોઇએ. સિદ્ધનો વિચાર થતાં સિદ્ધ રૂપ થવાય અને દર્શન પ્રાપ્ત કરાય એવી ભાવનાની જરૂર છે પણ જીન દર્શન કરનારાને તેવો ખ્યાલ નથી હોતો—મુદ્રા જોવાનોજ ખ્યાલ નથી તો તે શું છે તેનો ખ્યાલ તો કયાંથીજ હોય? આરીસામાં જોતાં આપણું રૂપ દેખાઇ આવે છે. તો આ ત્રણ લોકના આરીસા રૂપ જીનેશ્વરની મુદ્રા નીહાળતાં આપણને આપણું સ્વરૂપ કેમ દેખાવું ન જોઇએ? મારા તરફથી આજે ભાવનાનો વિષય કહેવામાં આવ્યો છે તેમાં હું એમ જણાવું છું કે ભાવનાની જરૂર છે અને તે પણ પ્રશસ્ત ભાવનાની જરૂર છે. જો તમારૂં હૃદય પવિત્ર ભાવનાવાળું હશે તો તમારે જોશીની પણ જરૂર પડશે નહિ. લીંબુ શબ્દ સાંભળીને તમારા મોઢામાંથી ખટાશ છુટે છે. શાસ્ત્રમાં મોક્ષે જવાના અસંખ્ય યોગ કહ્યા છે પણ તેનો ખ્યાલ આપણા હૃદયમાં હોય તો માંહો માંહે એક એક પ્રત્યે ભેદ બુદ્ધિ રહે નહિ. મોક્ષ શું છે તે સમજાયું નથી ત્યાં સુધીજ આપણને તેની ભાવના થતી નથી.

આ વિષયની અંતે મારે કહેવું જોઇએ કે તમે શ્રોતા બનો પણ ચાયણી જેવા શ્રોતા થશો નહિ. એમ કહેશોમાં કે આ કઠીણ છે. આપણે જો વિચાર કરીએ તો જેમ બીજાને માટે કરી શકીએ તેમ આપણે આપણા માટે કરીશું અને જો આપણું અંતઃકરણ ભાવનાથી ભાવીત થશે, જો મારા મારી અને ખેંચતાણ ઓછી થશે તો પવિત્ર અંતઃકરણને લઇને તમારા ભવિષ્યનો તમે પોતેજ નિશ્ચય કરી શકશો.

કાર્યની સિદ્ધિ માટે તો અંતઃકરણજ સાક્ષી છે. ગમે તે ઉદ્યમની આદીમાં જો શંકાશીલ રહીએ છીએ તો તેમાં આપણા હૃદયમાં મલીનતાજ કારણ રૂપ છે જો અંતઃકરણમાં પવિત્રતા હોય તો કાલે શું થશે તે આપણા હૃદય બળથી આપણે સમજી શકીશું માટે જેમ બને તેમ અંતઃકરણમાંથી કર્મ ભાવનાનો નાશ અને ધર્મ ભાવનાની ઉત્પત્તિ કરવા માટે પ્રયત્નશીલ રહેવાની જરૂર છે. જો આપણામાં ધર્મ ભાવનાનું પ્રબળ વધશે તો આત્મ ભાવના એની મેળે પ્રાપ્ત થશે અને આત્મ ભાવનાનું પરિણામ જે મોક્ષ તે સહેજમાં મેળવી શકાશે.

તથાસ્તુ.

---

# વ્યાખ્યાન ૯ મું

# ધ્યાન.

---

તા. ૨૪–૮–૧૯૦૭.

## મંગલાચરણ.

ओंकारबिंदु संयुक्तं नित्यंध्यायंति योगिन:

कामदं मोक्षदं चैव ओंकाराय नमोनम:

## ઉપોદઘાત.

આજે ધ્યાનનો જે વિષય છે તે ઘણો કઠીણ છે માટે ધ્યાનના વિષયનું શ્રવણ કરવામાં જો ધ્યાન હોય તોજ તે વિષય સમજી શકાય. જે વાત અનુભવની છે અને અનુભવથીજ જણાય તેવી છે અને જેનું સ્વરૂપ પણ અનુભવમાંજ રહેલું છે તેને આપણે શબ્દથી કહેવા અને સાંભળવા એકત્ર થયા છીએ તેથી જે અનુભવ સિવાય સમજી શકાય તેમ નથી તેવી વાત શબ્દમાં લાવી તેવા ગહન વિષયને શ્રોતા આગળ મુકવો એ નહિ બનવા યોગ્ય છે તો પણ જેમ બાળકને પોતાના વિચારો જણાવવાને શબ્દ મળતા નથી તેથી તે ભાંગ્યા તુટયા શબ્દમાં પણ પોતાના મનના વિચારોનો ભાવાર્થ બીજાઓને સમજાવે છે તેમ આ ધ્યાનના વિષયને શબ્દ દ્વારા કહેવાને કરાતી આ મારી પ્રવૃતિ સમજવી.

જેમ આપણે નિદ્રામાં હોઇએ ત્યારે આપણી બાજુમાં ગમે તેવા ભયંકર અથવા આકર્ષક બનાવો બનતા હોય તોપણ તેની અસર આપણને થતી નથી તેનું કારણ માત્ર નિદ્રામાં ઉત્પન્ન થએલા સુખનો અતીશય છે તેમજ નિદ્રાના અગાઉ જે અનેક વિકલ્પો આપણા હૃદયમાં જાગૃતિ ધરાવતા હોય તે વિચાર જ્યાંસુધી નિદ્રાવસ્થા રહે ત્યાંસુધી વિસ્મૃત થઇ જાય છે તેમજ ધ્યાનના અતીશે સુખથી આપણા સમીપે બનતા પ્રિય અપ્રિય બનાવો આપણને અસર કરી શકતા નથી તેમજ અનેક પુર્વના વિકલ્પો ધ્યાનાવસ્થામાં નષ્ટ થઇ જાય છે. ધ્યાન એ શબ્દ ધ્યૈઙ ધારણે ધા

તુ ઉપરથી બનેલો છે તેનો અર્થ ધારણ કરવું એટલે ચિંતવવું એવો થાય છે.

ધ્યાતા અને ધ્યેય

આટલું કહીને હવે ધ્યાન એ શબ્દ સાથે ધ્યાતા અને ધ્યેય એ શબ્દ રહેલા છે તે વિષે બોલીશું. ધ્યાતા એટલે ધ્યાન કરનાર, ધ્યેય એટલે જે વસ્તુ ધ્યાન કરવા યોગ્ય છે તે અને ધ્યાન એટલે ધ્યેય વસ્તુ નિષ્ટ જે ક્રિયા. ધ્યાનનો વિષય સર્વ સામાન્યછે છતાં તે પહેલાં વિચાર કરવો પડે છે કે તે સામાન્ય છે પણ વિશેષ ગુંચવાડા વાળોછે. ધ્યાન કરનાર ગમે તે હોય પણ ધ્યેય પદાર્થનું જ્યાં સુધી જ્ઞાન થયું ન હોય ત્યાં સુધી ધ્યેય પદાર્થ ને ધ્યાતા ધ્યાનમાં કેવી રીતે લાવી શકે એ સવાલ ઉભો રહેછે. કારણકે જો વસ્તુ સ્વરૂપ સમજાયું ન હોયતો ધ્યાન કરનાર ઘટ ને પટ રૂપે અને પટ ને ઘટરૂપે ધ્યાનમાં લાવવાથી અવ્યવસ્થા આવી જાય અને તેથી વાસ્તવિક લાભ પ્રાપ્ત થાય નહિ. ધ્યેય વસ્તુ આ જગતમાં મુખ્ય બે પ્રકારે છે એક આત્મા અને બીજી જડ. આ બંને પદાર્થ વિષે જુદા જુદા દર્શન જુદા જુદા મતને પ્રતિપાદન કરે છે તેથી તેનો નિર્ણય થયા વગર ધ્યાન કરનારે તે બે પદાર્થનું કેવી રીતે ધ્યાન કરવું તે એક અગવડતા ભરેલું થઇ પડે છે, કેમકે આત્મા કેવા પ્રકારે છે તેનું લક્ષણ શું છે તે નક્કી થયા પહેલાં તેને ધ્યેય રૂપે ધ્યાનમાં લાવવો તે મુશ્કેલીમાં નાખે તેવું છે. પણ હાલ તે પદાર્થ વિષેના નિર્ણય કરવાના તકરારી વિષયમાં નહિ ઉતરતા સામાન્ય રીતે આ વિષય ચર્ચવો તે વધારે ઠીક લાગશે.

ધ્યેય પદાર્થનું ધ્યાન ક્યારે થઇ શકે.

ધ્યેય પદાર્થને ધ્યાનથી પર નથી જાણ્યું ત્યાં સુધી ધ્યાતા થઈ શકાય નહિ. ધ્યાતા થતાં પહેલાં તેમાં પ્રથમ પ્રમાણિક જ્ઞાનની જરૂર છે સ્વપર એટલે પોતાનો અને પરનો નિશ્ચય કરાવનારૂં જે જ્ઞાન તે પ્રમાણિક જ્ઞાન કહેવાય છે, તે જ્ઞાન બે પ્રકારે છે ૧ ઇંદ્રિય પ્રત્યક્ષ અને ૨ આત્મ પ્રત્યક્ષ. આત્મ પ્રત્યક્ષને કેટલાએક પરોક્ષ માને છે પણ તેને જૈન પ્રત્યક્ષ માને છે અને જેને બીજાઓ પ્રત્યક્ષ માને છે તેને જૈન પરોક્ષ માને છે તેમજ એકજ જાતના ધ્યેયમાં પણ અમુક અંશે વિચારની ભિન્નતા થઇ જાય છે. એકજ જૈન શબ્દનું વિશેષણ લાગુ પડે એવા જૈનમાં પણ અમુક અંશે તફાવત છે.

અવિધિદોષ--જમવાનો ક્રમ નહિ સાચવતાં ગમે તે ભોજ્ય પદાર્થ યદ્વા તદ્વા ભોજન રૂપે ભોગવવામાં આવે અથવા પેટ ભરાય તેટલું પાણી પીધા પછી જમવા બેસીએ તો વિધિ પુર્વક ભોજન નહિ કરેલું હોવાથી શારિરીક પુષ્ટીને બદલે ઉલટી રોગાદિકની ઉત્પન્તિ થાય છે. આમ જ્યાં સુધી જે જે ક્રમથી જે જે કાર્ય કરવાના છે તેને એક બાજુ મુકી અવિધિથી કરવામાં આવે ત્યાં સુધી યોગાવંચકપણું પ્રાપ્ત થાય નહિ પણ ઉલટા યોગથીજ જીતાએલા કહી શકાય. જેમ કોઇ માણસ જીનેશ્વરની પુજા કરવા જતાં અમુક વખતમાં તે કાર્ય કરી લેવાની ઇચ્છાથી દ્રવ્ય પુજાની દરેક સામગ્રી લઇ જીન મંદિરમાં જાય અને ત્યાં પ્રભુના પ્રક્ષાલનમાં કાંઇક વિલંબ હોય તો દ્રવ્યપુજા પાછળ રાખી તે દરમ્યાન વચમાં ચૈત્યવંદનાદિક ભાવ પુજા કરી લે અને પછી દ્રવ્ય પુજા કરે તો ક્રમથી ઉલટું કર્યું કહેવાશે તેમ જ્યાંસુધી યોગ મનુષ્યના તાબામાં નથી પણ યોગના તાબામાં મનુષ્ય રહેલછે ત્યાંસુધી યોગાવાંચક પણું પ્રાપ્ત કરી શકાય નહિ.

અતી પ્રવૃત્તિ—કેટલીક વખત ક્રિયા કરવામાંજ ઓઘસંજ્ઞાએ લાભ સમજી જે ક્રિયા જે સમયે શાસ્ત્રોકત રીતીએ જેટલે અંશે કરવી જોઈએ તે ન કરતાં કોઈપણ અનુચિત રીતે આપણી બુદ્ધિ અનુસાર તેમાં ઠીક પણું માનીને ક્રિયાના નિયમોની દરકાર નહિ કરતાં એક તરફી વલણથી વિશેષ કરવામાં આવે તો તેને અતી પ્રવૃતિ દોષ કહેવામાં આવે છે અને તે દોષ જ્યાંસુધી રહેલો છે ત્યાંસુધી ધ્યાતા ધ્યાન કરવાને લાયક બની શકતો નથી બીજી રીતે ઇંદ્રિયોને જ્ઞાન દ્વારા સમજાવવી જોઇએ અને તૃષ્ણાને સંતોષથી શાંત કરવી જોઇએ તે તેમ નહિ કરતાં તેને ઉલટા જ્યાંસુધી આનંદ મગ્ન કરીએ ત્યાંસુધી યોગાવંચક પણું પ્રાપ્ત થવાને બદલે મનુષ્ય યોગોથી અવંચક છે એમ માનવું.

## દોષોનું નિવારણ કેમ થાય.

દરેક ક્રિયા કરતાં શાસ્ત્રના આધારને આગળ કરવામાં આવે છે પણ શાસ્ત્રના નિયમ અને ક્રમથી જ્યાં સુધી મનો યોગની શુદ્ધિ થઈનથી તેમજ પુર્વે કહેલા ચાર દોષો જ્યાંસુધી હોય ત્યાંસુધી ધ્યાતાથી ધ્યાન કરવાને બની શકતું નથી, યોગી મહાત્માઓ અગાઉ જ્યારે ગુફામાં એકાંત પણે ધ્યાન કરતા હતા ત્યારે તેમાં એવો હેતુ હતો કે ત્યાં શાંતિથી મનપ્રસન્ન રહે અને ધ્યાન થઈ શકે. આ ઉપરથી એમ સમજી શકાય છે કે ઘણા

જન સમુહમાં રહેવાથી કેટલાએક અશાંતિના કારણો આપણને અસર કરે છે તેથી અપ્રશસ્ત ધ્યાનને લઇને મનોયોગની અશુદ્ધિના અભાવે ધ્યાતા ધ્યાનની ક્રિયાને કરી શકતો નથી તેમજ મનોયોગની અશુદ્ધિ કરનાર જે અપ્રશસ્ત ધ્યાન આપણને અસર કરે છે તેમાં તે વિષયનું ધ્યાન કરવાની જો વખતો વખત તક લેવાતી હોય તો તેજ અપ્રશસ્ત ધ્યાન પ્રશસ્ત રૂપે થઈ શકે અને તેમ થવાથી યોગીઓથી બીજી રીતે જનસમુહમાં રહેવા છતાં પણ ધ્યાની બની શકાય છે માટે જયાં સુધી અપ્રશસ્ત મનોયોગમાં આપણી લીનતા છેત્યાંસુધી તે ધ્યાન પુર્વક નથી અને જો તેમ હોય તો અવશ્ય સમજાય, અને સમજાય તો તેનો ત્યાગ થયા વગર રહે નહિ.

## આર્ત ધ્યાન.

અનિષ્ટ વસ્તુના સંયોગથી અને ઇષ્ટના વિયોગથી આર્તધ્યાન થાય છે, પણ અનિષ્ટના સંયોગથી હાની શું છે અને ઇષ્ટના વિયોગથી આપણને નુકસાન શું છે તે સમજાતું હોય તો તેજ અપ્રશસ્ત ધ્યાન પ્રશસ્ત રૂપે થઇ શકે. પણ તે અપ્રશસ્ત ધ્યાનજનક અશુદ્ધ પ્રવૃતિ જયાં સુધી વખતો વખત મનને મલીન કર્યા કરશે ત્યાં સુધી મલીનતાને લઇને પ્રશસ્ત ધ્યાનના ધ્યાતા થઇ શકાશે નહિ, જુઓ જયારે કોઇ મરી જાય છે ત્યારે રોનાર પોતે રડે છે અને બીજાને રોવરાવે છે હવે આ સ્થળે ધ્યેય એટલે જેના વિચારથી રૂદન કરવામાં આવે છે તે ધ્યેય વસ્તુનું યથાર્થ જ્ઞાન હોય તો રડવું આવેજ નહિ પણ ધ્યેય વસ્તુનું યથાર્થ જ્ઞાન હોતું નથી. જેને માટે રૂદન કરાય છે તેને માટે ગમે તેટલો વખત રૂદન કરવા છતાં પણ કાર્ય સિદ્ધિ થતી નથી. માટે વિચાર કરવો જોઇએ કે તું કોણ છે! જેને માટે રૂદન કરાય છે તે કોણ છે, તારે એની સાથે શો સંબંધ છે અને આ રૂદન કરવાથી તું જે કાંઇ હાનિ સમજે છે તેની પુનઃ પ્રાપ્તિ થઇ શકે તેમ છે કે નહિ ઇત્યાદિ જો વિચાર કરવામાં આવેતો સ્વતઃ સમજી જવાય અને સમજાયા પછી રૂદન ક્રિયાનો ત્યાગ એની મેળે થઇ જવાથી મન શુદ્ધિ થતાં વાર લાગે નહિ અને જેથી જે જે વિચારો પુર્વે કહ્યા છે તે બધા પ્રશસ્ત ધ્યાન રૂપે થઇ જાય.

## રૌદ્ર ધ્યાન.

આશ્ચર્ય જેવું છે કે સામાન્ય બાબતમાં પણ માણસના હૃદય કેવા ક્રુર થઇ જાય છે. તંદુલીઓ મચ્છ જો કે નાનકડો હોય છે અને

મોટા માછલાની પાંપણમાંજ રહે છે તોપણ ત્યાં મોટા માછલાના મુખમાંથી જીવતા માછલાને નીકળતા અને પ્રવેશ કરતા જોઇને તે પોતે મોટા માછલાને ધિક્કારે છે અને વિચારે છે કે આ સ્થળે હું હોઉં તો એક પણ માછલાને જીવતું જવા દઉં નહિ આવા વિચારથી તે તંદુલીઓ મચ્છ નર્કમાં જાય છે આવા પ્રકારનું રૌદ્ર ધ્યાન જ્યાં સુધી ક્ષણે ક્ષણે અસર કરે છે ત્યાંસુધી પ્રશસ્ત ધ્યાનને લાયક થઇ શકાય નહિ અને તેજ રૌદ્ર ધ્યાની એમ વિચારે કે સામા જીવના જેવા શુભ અશુભ કર્મ છે તેવુંજ તેને મળવાનું છે, તેમાં મારૂં ધારવું કાંઇ કામ આવવાનું નથી, માત્ર મારા હૃદયમાં તેને માટે જે ખરાબ વિચારો આવે છે તેથી હું તેનું નહિ બગાડતાં મારા આત્માનુંજ બગાડું છું અને કર્મથી હું પોતેજ બંધાઉં છું, પોતાના કૃત્ય સિવાય કોઈ કોઇનું ભૂંડું કરી સકતું નથી અને આવા વિચારોના અભાવેજ હું સંસારમાં પરીભ્રમણ કર્યા કરૂં છું માટે અંતરંગ શુદ્ધિથી ધ્યાનને લાયક થવા માટે આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરવો જોઇએ. જો કે તેની અસર થાય તોપણ કોઇ રીતે તે ફળીભુત ન થાય તેને માટે ઉપયોગ રાખવો જોઇએ.

## કષાયના ઉદયનો ઉપશમ કેમ થાય ?

શાસ્ત્રમાં છઠા સાતમા ગુણસ્થાનકે વર્તનારા મુનીઓને અક્રોહિ, અમાની, અમાયિ, અલોભી એવા વિશેષણો આપ્યા છે જો કે અક્રોહી અમાની વિગેરે વિશેષણો છઠા સાતમા ગુણસ્થાનકે લાગુ પડતા નથી કારણ કે ત્યાં ક્રોધ, માન, માયા લોભનો નાશ થયો નથી પણ ઉદયે આવતા ક્રોધ માન માયા લોભને પવિત્ર મુની પોતાના આત્મ બલથી ક્રિયામાં નથી મુકતા તેથી તે નિષ્ફળ થઇ જવાથી કર્મ બંધન રૂપી ફળને આપનારા થતા નથી. અને તેવા કારણોથીજ પુર્વોકત વિશેષણોથી મુનિઓને સંબોધવામાં આવ્યા છે તેમ આર્ત્ત ધ્યાન અને રૌદ્ર ધ્યાન અમુક નિમિત્તે થાય તોપણ તેની અસર મન પર લાવતા શુદ્ધ વિચારથી તે ધ્યાન નીષ્ફલ કરી શકાય તો અંતરંગ શુદ્ધિ સદાને માટે સ્વતઃ બની રહે.

## અંતરંગ શુદ્ધિ.

આવી રીતે અંતરંગ શુદ્ધિ થવાની પ્રથમ જરૂર છે અને મનની શુદ્ધિ થવા પછી જે ધ્યેય પદાર્થ છે તે આપણા હૃદયમાં સ્થાપન કરી

ધ્યાનમાં લાવી શકાય છે, ધ્યાન એ એક એવી ચીજ છે કે જે આપણા આત્માને બીજા અનેક યત્નોથી નિર્મળ કરતાં મુશીબતી વેઠવી પડે છે તે આત્મશુદ્ધિનું કાર્ય તે ધ્યાનથી સહેલાઇથી અને થોડા પ્રયત્ને થઇ શકે છે, આ દ્રષ્ટાંતથી વધારે સ્પષ્ટપણે સમજી શકાશે.

## ચિત્રકાર અને વિચિત્રકારનું દ્રષ્ટાંત.

એક રાજા પાસે બે કારીગરો આવ્યા તેના નામ રાજાએ પુછત એકે કહ્યું કે હું ચિત્રકાર છું અને બીજાએ કહ્યું કે હું વિચિત્રકાર છું. રાજાને આશ્ચર્ય થયું કે આ ચિત્રકાર તો ઠીક પણ વિચિત્રકાર વળી કેવો હશે! તે પછી રાજાએ તે બંનેને એક એક ભિંતપર ચિત્ર અને વિચિત્ર કરવાની આજ્ઞા કરી. તેથી આડો પડદો નાખીને ચિત્રકાર હતો તેણે નાની મોટી અનેક જાતની પીછી વતી રંગ બેરંગી સુંદર ચિત્રોથી પોતાને સોંપેલી એક ભિંત તૈયાર કરી અને બીજા વિચિત્રકારે તો એક પથરવતી ભીંતને પાલીસ કર્યા કીધું અને મુદત પુરી થઈ ત્યાંસુધી તેણે તે ભીંતને ઓપણી વતી ઓપ્યાજ કીધી તેથી તે એવી તો શુદ્ધ કરી કે જાણે આરીસા જેવીજ તે થઇ ગઇ. પછી રાજા મુદત પુરી થએ જોવા આવ્યો અને ચિત્રકારના અનેક જાતના ચિત્રો જોઇને ખુશી થયો પછી વિચિત્રકાર પાસે ગયો ત્યારે તેણે તો ભીંત ઓપીને તૈયાર કરી હતી તે જોઇ રાજાએ પુછતાં તેણે જવાબ આપ્યો કે આ ભીંતમાં મારૂં વિચિત્ર થઈ રહ્યું છે એમ કહીને સામી ભીંતના આડો જે પડદો હતો તે લઇ લીધો એટલે તે બધા ચિત્રો સામી ભીંતમાં પ્રતિબિંબ રૂપે દેખાઈ આવ્યા. જે જે પદાર્થ તે ભીંત પાસે રાખવામાં આવ્યા તે તેમાં તેવાજરૂપે દેખાઇ આવવા લાગ્યા. વિચિત્રકારે કહ્યું કે આ મારૂં વિચિત્ર છે કે તેમાં હું પોતે પોતાને જોઇ શકું છું અને તમે તમને પોતાને જોઇ શકો છો આથી રાજાને આશ્ચર્ય થયું અને વિચિત્રકારના વખાણ થયા.

તેમ આપણા હૃદય પટ અનેક રંગ બેરંગી વિચારોથી ચિત્રિત ન કરતાં માત્ર ધ્યાન ઓપણીથી શુદ્ધ નિર્મળ કરવાની જરૂર છે અને તે જો તેમ બની જશે તો પછી ગમે તે સમગ્ર જગતના ધ્યેય પદાર્થનું ચિત્ર આપણા શુદ્ધ અંતઃકરણ ઉપર તાદૃશ પ્રતિબિંબિત થશે કે જે જોતાં પારાવાર આનંદ અને ગમે તે એકાંત સ્થળમાં જગત સ્વરૂપનું નિરિક્ષીણ કરી શકાશે એટલુંજ નહિ પણ આપણે પોતાને પણ જોઈ શકવાને સમ

ર્ઘ થઇ શકશું. માટે ધ્યાન કરવાને યોગ્ય બનવાને માટે આપણા હૃદય અને મનને નિર્મળ કરવાની પ્રથમ જરૂર છે અને તેને માટે મન મલી ન થાય તેવા કારણો હુમેશા દુર કરવા કે જેથી આપણું નિર્મળ હૃદય થઇ શકશે, ઇંદ્રિયો આપણે તાબે રહેશે પણ આપણે ઇંદ્રિય ને તાબે રહેશું નહિ. આનું નામજ ઇંદ્રિય નિગ્રહ કહેવાય છે એટલે ઇંદ્રિયો ને જે ફરમાવવામાં આવે તેજ તે કરે અને જો જરા પણ વિરૂદ્ધ પણે પ્રવર્તે તો તેને અવશ્ય યોગીક શિક્ષા આપવાને તત્પર રહેવું જોઇએ.

## હૃદયની નિર્મળતા

આવા પ્રકારે હૃદયની નિર્મળતા અને મનો બળની શુદ્ધતા થવાની જરૂર છે અને તેમ થયાપછી આપણે ધ્યાન કરવા યોગ્ય થશું જ્યારે ફો ટોગ્રાફરો કોઇ માણસનો ફોટો લેછે ત્યારે તેની સન્મુખ કેમરો ગોઠવે છે એને તે કેમરામાં જે કાચ નાખેછે તેનાં પર એવી દવા હોય છે કે તેથી સન્મુખ રહેલા માણસનો આબેહુબ ચહેરો તેમા આવી જાયછે હવે ફોટા ગ્રાફથી તે માણસના રૂપને જોવાની જ્યારે જ્યારે ઇચ્છા થાયછે ત્યારે ત્યારે ગમેતે વખતે અને ગમેતે સ્થળે તે માણસને ફોટોગ્રાફમાં જોઈ શકાયછે તે મ આપણે આપણા હૃદયને કેમેરો બનાવવો જોઇએ અને જે દ્રશ્ય ધ્યેય પદાર્થછે તેનો ફોટોગ્રાફ આપણા હૃદયમાં પાડવો જોઇએ જેથી તે વખતે અગર પછી ગમેતે વખતે આપણે આપણા હૃદયમાં તેને જોઇ શકીએ

## નિમિત્ત વગર ધ્યાન થઇ શકે નહિ

કેટલાએક નિમિત્ત વગર ધ્યાન કરવાની ઇચ્છા રાખેછે પણ તે ખોટું છે, ધ્યેય તો અવશ્ય જોઇએ તેમાં પ્રથમ બાહ્ય અને પછી અંતરંગ ધ્યેય હોવું જોઇએ પરંતુ જ્યાં સુધી બાહ્ય પદાર્થ ધ્યેય રૂપે નથી ત્યાં સુધી ધ્યા ન કોનું થઇ શકે? સાંભળો કે વિચાર વગરની કોઇ પણ વસ્તુનું ધ્યાન મનમા આવી શકતું નથી કારણકે કોઇ પણ પદાર્થની આકૃતિ જ્યાં સુધી જોઇ નથી ત્યાં સુધી તે આકૃતિ ધ્યાન માં લાવવી મુશ્કેલ થઇ પડે છે, કોઇ એમ કહેવા માગશે કે આકૃતિ જોવાની જરૂર નથી પણ આકૃતિનું સ્વરૂપ સાંભળવાની જરૂર છે અને તે સાંભળવાથીજ તે આકૃતિના સ્વરૂપને ધ્યાનમાં લાવી શકાય છે જેમ એક ડો શીખવવાની ઇચ્છાએ સન્મુખ એકડો નહિ માંડી આપતા મુખથીજ

એકડાનું સ્વરૂપ સમજાવવાથી પણ એકડો શીખવી શકાય છે. શિક્ષક
વિદ્યાર્થીને કહે કે એક મીંડું હોય અને તેની નીચે એક લીટી દોરીએ
તો તેનો જેવો આકાર થાય તેવો એકડાનો આકાર હોય છે આમ સન્મુખ
આકૃતિની અપેક્ષા વગર આકૃતિનું સ્વરૂપ હૃદયમાં સ્થાપિત કરી શકાય
છે તો મારે કહેવું જોઇએ કે તેવા બોલનારાઓ પોતાના શબ્દોથીજ
આકૃતિને સ્વિકારે છે. એક આકૃતિ દેખાડીને શીખવે અને એક આકૃતિ
નું વર્ણન કરીને શીખવે તો તે બંનેનો પ્રકાર આકૃતિની અપેક્ષામાં
સમાય છે મતલબ શબ્દદ્વારા અને નેત્રદ્વારા આકૃતિનું જ્ઞાન કોઈ
રીતે થઇ શકતું નથી તેથી ધ્યાન કરનારને પોતાથી ભિન્ન ધ્યેયની
જરૂર છે બાહ્ય ધ્યેયના અભ્યાસથી જયારે અતરંગ ધ્યેય રૂપે બની જાય
ત્યારે પછી બાહ્ય ધ્યેયની અપેક્ષા ન રાખીએ તો ચાલી શકે, જેમ એ એકડાને
પ્રથમ ઘુંટાયછે અને ઘુંટાતા ઘુંટાતા જયારે હૃદયમાં નક્કી થઈ જાય ત્યારે સામા
એકડાની અપેક્ષાવગર એકડો કાઢી શકાયછે, માત્ર જયાંસુધી એકડો ઓળખા
યો નથી ત્યાંસુધી સામા એકડાની જરૂર રહેછે. બાળક દશ એકડા શિખ્યો
હોય અને પછી તેને દશમાંથી કોઈ સંખ્યા વિષે પૂછવામાં આવે ત્યારે
તે જયાંસુધી એક બે કોને કહેવાય તે પણ મણકા વિગેરેથી શિખ્યો ન
હોય ત્યાંસુધી સમજાવી શકે નહિ તેમ શરૂઆતમાં ધ્યાતાને બાહ્ય ધ્યેય
પદાર્થની જરૂર છે.

## પ્રભુની પ્રતિકૃતિની આવશ્યક્તા.

તીર્થંકરના ધ્યાનને માટે તીર્થંકરની પ્રતિકૃતિ (પ્રતિમા)ની અવશ્ય જરૂર છે, પ્રતિકૃતીનું ધ્યાન કરતાં કરતાં જયારે આપણા હૃદયમાં સદાને માટે તે પ્રતિકૃતિ ધ્યેય રૂપે અવસ્થિત રહી શકે અને ગમે તે વખતે આપણા હૃદયમાં તેનાં દર્શન ધ્યાન રૂપે કરી શકીએ ત્યારે પછી બાહ્ય ધ્યેયની ઓછી જરૂર રાખવામાં આવે તો વાંધા જેવું નથી.

## ધ્યાન કરવાની રીતી.

દરેક વસ્તુને પ્રથમ આપણા નેત્ર વડે બરાબર જોવી અને સમજવી પછી તેમાંથી જોએલ ધ્યેયને આપણા હૃદયમાં અંતર દ્રષ્ટી કરીને જોવું હૃદયથી ફરી ફરીને જોતાં તેમાં કાંઇ ન્યુનતા રહેતી હોય તો ફરીને બાહ્ય દ્રષ્ટી વડે ધ્યેયને જોવું અને એમ કરતાં તે ધ્યેયને આપણા હૃદયમાં તદાકારે સ્થાપન કરવું અને તે ફરીથી ભુલી ન

જઈએ એવી સ્થિતિ પ્રાપ્ત થએથી બાહ્ય દ્રષ્ટીથી ધ્યેયને ફરીથી જોવાની જરૂર રહેતિ નથી કેમકે બાહ્ય ઇંદ્રિય સાપેક્ષ ધ્યાનથી બાહ્ય ઇંદ્રિય નિર્પેક્ષ ધ્યાનની કોટીએ ચડયા પછી ઇંદ્રિયની અપેક્ષા રહેતી નથી. હવે હૃદયમાં રહેલ ધ્યેયને જોતાં આવો વિચાર કરવાની જરૂર છે કે હું જોઉં છું, આને જોવાય છે, જોવાની ક્રિયા મારે આધીન છે, અને જે જોઉં છું તે મારા જેવા છે કે ભિન્ન છે મારામાં જે ગુણ છે તેજ આમાં છે કે નથી, જો નથી તો હું પોતે જોનાર છું, જોવું એ એક જ્ઞાન છે માટે જ્યારે એક અંશ જ્ઞાનથી મને આનંદ આવે છે તો જો તે સર્વાંશે હોય તો શું આનંદ ન આવે ? એવી રીતે સતત જોતાં ધ્યેયમાં રહેલા ભેદનો નાશ કરી ધ્યાતા ધ્યેય રૂપે બની ધ્યાનની પરીસમાપ્તિ કરેછે એટલે ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની જે ત્રીપુટી છે તેની ઐકયતા થાય છે. હવે જો જડ પદાર્થને ધ્યાતા હૃદયમાં ધ્યેયરૂપ જોતો હોય તો તે જોતાં ધ્યેયમાં પોતાપણું છે કે નહિ એ તપાસ કરતાં જડમાં જડપણું અને પોતામાં ચૈતન્યપણું જણાવાથી હું જ્ઞાન દર્શન ચારિત્રાદિ ગુણવાળો છું તે ગુણો આ ધ્યેયમાં મને દેખાતા નથી. તેથી ક્રમે ક્રમે ધ્યાંન કરનારાઓ પુર્વોકત ધ્યેયના આલંબનથી પોતે પોતાને શોધી શકે છે. એમ કરતાં જ્યારે પોતે પોતાને જોતાં ક્ષયોપશમ ભાવથી નિર્મળ થએલા અમુક આત્મ પ્રદેશમાં રહેલા જે અનંતા જ્ઞાન દર્શન ચારિત્ર વીર્યાદિ ગુણોમાંથી અમુક ગુણોમાં લીન થાય ત્યારે ધ્યાન જન્ય જે આનંદ ધ્યાતાને થાય છે તેનુ વર્ણન કોઇ રીતે થઇ શકે નહિ.

## ધ્યાની થવાને સ્વપરના વિવેકની જરૂર.

આ ધ્યાનની સ્થિતિને પ્રાપ્ત કરવાને સ્વપરને જાણવાનું જ્ઞાન હોવું જોઇએ જે જ્ઞાન વડે આગળના વિચારો પોતાના હૃદયમાં જાગવાથી ધ્યાનના અધીકારી બની શકાય છે. હું એક છું, મારૂં કોઇ નથી, હું કોઈનો નથી, એ પ્રમાણે અદીનમને પોતાના આત્માને શિખામણ આપવી જોઇએ. જ્ઞાન દર્શને સંયુકત મારો શાશ્વતો આત્મા તે એકજ છે બીજા આ બધા બાહ્ય ભાવો સંયોગથી ઉત્પન્ન થયેલા છે, અને તેવા સંયોગથીજ મારા આત્માએ જન્મ મરણાદિ અનેક દુઃખની પરંપરા પ્રાપ્ત કરી છે. માટે તેવા દુઃખ જનક સંયોગોનો હું હવે ત્યાગ કરૂં છુ કે જેથી હું હવે પછી એવી દુઃખ પરંપરાને ન પામું. આવા વિચાર નિરંતર આપણા હૃદયમાં રહેવા જોઇએ.

ક્રિયાની સાથેજ જ્ઞાન રહેલું છે. જીનેશ્વર મહારાજની મુદ્રાનું પુજન કરતાં પુજક પુજ્ય થઇ શકે છે પણ જો તે ધ્યાન પુર્વક હોય તોજ કેમ કે તે અરીહંત મુદ્રાનું ધ્યાન કરતાં છતાં એમ વિચાર કરવો જોઇએ કે અરિહંતનુંજ ધ્યાન કરીએ છીએ અને અરીહંતનું ધ્યાન કરતાં કહ્યું છે કે ભેદ છેદ કરી આત્મા અરીહંત રૂપી થાય.

## અરીહંત મુદ્રાના દર્શનથી શું મેળવવું.

જીન મુદ્રા શાંત આકૃતિ હોય છે તેથી તે મુદ્રાના દર્શન કરતાં તેમાંથી શાંતિ મેળવતા શીખવું જોઇએ તે સાથે તે જીનેશ્વરમાં આવી શાંતિ કેવા કૃત્યથી પ્રાપ્ત થઇ તે તે વખતે આપણા સ્મરણમાં લાવવું અને તે પછી આપણું વર્તન કેવું છે તેનો સાથે સાથે વિચાર કરતાં આપણે આપણા વર્તન માટે પશ્ચાતાપ કરવો જોઇએ અને આપણા તીર્થંકરોના વર્તન પ્રમાણે આપણે વર્તી શકીએ કે નહિ તેનો ખ્યાલ કરવો એ ખ્યાલ કરતાં જે કૈવલ્ય પામી મોક્ષ પદને પામ્યા છે તે પણ એક વખતે આપણા જેવા હતા. આપણામાં જે સત્તા છે તે સત્તા કાંઈ અરીહંતના આત્માથી ન્યુન નથી છતાં ન્યુનતા જે દેખાય છે તેનું કારણ માત્ર કર્માવરણોને લીધે છે જ્યારે તે કર્મને મેળવનારો મારો આત્મા છે તો પછી તેને દુર કરવામાં હું શકિતવાન કેમ ન થઇ શકું, ગ્રહણ કરવા કરતાં મુકવું એ સહેલું છે. આવા વિચારો શાંત આકૃતિ જીન મુદ્રા જોતાં આપણા હૃદયમાં સ્ફુરવા જોઇએ અને તે વિચારની જે પરંપરા છે તે પણ એક જાતનું ધ્યાનજ કહી શકાય છે અને એ ધ્યાનની પરંપરાથી ભેદનો છેદ કરી આત્મા અરીહંત રૂપે થઇ શકે છે.

આ સંસારમાં બીજે કોઇ ઠેકાણે જે જોવાનું નથી મળતું તે જોવાને જીનેશ્વર મહારાજની મુદ્રાના દર્શન છે એટલે કે ત્યાં શાંત મુદ્રાનુંજ નિરિક્ષણ કરવાનું છે પોતાના બાળકને જોઇને જેમ તમારા રોમાંચિત વિકસ્વર થાય છે તેમ તીર્થંકરની મુદ્રા જોઇને. જાણે સાક્ષાત તીર્થંકરનેજ જોયા એમ થવું જોઇએ.

## વિચારનું નિરપેક્ષપણું.

જ્યાં સુધી ભેદની માન્યતા છે ત્યાં સુધી ગુણ ગુણીના સંબંધ રૂપે જ્ઞાન થઈ શકશે નહિ. સામાન્ય માન્યતા એવી થઈ ગઈ છે કે કરતાં કરતાં

અમોને આવડશે જો કે અમુક અંશે આ માન્યતા સાચી છે તો પણ ધ્યાન પુર્વક કરવાની જરૂર છે તેને માટે આપણે કાર્ય કારણ ભાવ તપાસીએ.

### કાર્ય કારણ ભાવ.

કારણ બે જાતના છે ( ૧ ) નિમિ-ત કારણ અને ( ૨ ) ઉપાદાન કારણ, જો ઉપાદાન કારણ ન હોય તો માત્ર નિમિ-ત કારણથી કાર્ય થઈ શકતું નથી. જેમ ઘટનું ઉપાદાન કારણ માટી છે અને નિમિત્ત કારણ દંડ ચક્રાદિ છે હુવે જો માટીરૂપી ઉપાદાન કારણ ન હોય તો દંડ ચક્રાદિ નિમિત્ત કારણથી કુંભકાર ઘટરૂપી કાર્ય કરી શકતો નથી તેમ જીનમુદ્રાના દર્શન એ નિમિ-ત કારણ છે. અને દર્શન કરનારાના હૃદયમાં દર્શનનું જે જ્ઞાન તે ઉપાદાન કારણ છે તેથી જો ઉપાદાન કારણનો વૈદભાવ ન હોય તો માત્ર નિમિ-ત કારણથી જે કાર્ય કરવાનું છે તે થઈ શકે કે નહિ એ ઉપરના દષ્ટાંતથી ખુલી રીતે સમજી શકાય છે માટે દરેક શુભ ક્રિયા રૂપી નિમિત્ત કારણની સાથે ધ્યાનરૂપી ઉપાદાન કારણની અવશ્ય જરૂર છે.

### પદસ્થ ધ્યાન.

જ્યારે આપણે પદસ્થ ધ્યાન કરીએ છીએ ત્યારે અરીહંત, સિદ્ધ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુનું ધ્યાન કરીએ છીએ અને તેમાં જો પુંર્ગ કહેલા નિમિત કારણનો ઉપયોગ કરવામાં આવે તો અવશ્ય અભિલિષીત કાર્ય થયા વિના રહે નહિ. તેથી કરતાં કરતાં આવડશે એવી માન્યતા રાખવા કરતાં સમજીને કરવું તેજ વધારે ઉ-તમ અને ફળપ્રદ છે. અરિહંતના બાર ગુણ, સિદ્ધના આઠ, આચાર્યના છત્રીશ, ઉપાધ્યાયના પચીસ અને સાધુના સ-તાવીસ એવા જે પંચપરમેષ્ટીનું ધ્યાન કરવું તે પદસ્થ ધ્યાનથી ધ્યાન કરનાર ધ્યેયથી જુદો પડે છે.

### પિંડસ્થ ધ્યાન.

પણ પદસ્થને પિંડસ્થ કરતાં પોતેજ પંચપરમેષ્ટી રૂપ થાય છે, એટલે જે અરીહંતમાં શકિત છે તેજ મારામાં છે, સિદ્ધમાં જે શકિત છે તે પણ મારામાં છે એમ આચાર્ય ઉપાધ્યાય અને સાધુની સ-તા મારામાંજ છે એટલે પંચપરમેષ્ટી રૂપ હું પોતેજ મારી સ-તાએ કરીને છું એમ અંતર દષ્ટીથી જે વિચારવું તે પિંડસ્થ ધયાન કહેવાય છે.

## રૂપસ્થ ધ્યાન

હું આ શરીરમાંછું છતાં શરીરથી ન્યારોછું એટલે અરૂપી છતાં જ્યાં
સુધી આ શરીર સાથે મારો સંબંધ છે ત્યાં સુધી હું રૂપી છું અને તેને
લઈનેજ આ શરીર ઉપર જેજે સંસ્કારો થાયછે તમને પોતાનેજ થાય
છે એમ હું માનુંછું અને આ શરીરથી જે કાંઈ કરવામાં આવેછે તેને હું ક
રૂંછું એમ સમજાયછે પણ ખરી રીતે શરીર મારૂં નથી હું શરીરનો નથી એ
વોજ વીચાર કરવામાં આવેછે તેને રૂપસ્થ ધ્યાન કહેવામાં આવેછે. માત્ર
આત્મ સ્વરૂપનુંજ જે ચિંતવન જેમકે આત્મા અજર છે અમરછે અભેદછે
અછેદછે, નિર્વિકલ્પછે ઇત્યાદિક નિર્મળ આત્મ સ્વરૂપનું જે ચિંતવન તે
રૂપાતીત ધ્યાન કહેવાયછે ખંધકાદિની જ્યારે ચામડી ઉતરતી હતી ત્યા
રે તેને એમ નહોતું થતું કે આ મારૂં શરિર અને હું તે આ હું આવી
રીતે તે કાયામાં પોતા પણું નહિ માનવાથી તેને કેવળ જ્ઞાન થયું.

## લબ્ધિઓમાં મુંઝાવું નહિ.

ધ્યાનના યોગે અનેક પ્રકારની લબ્ધી ઉત્પન્ન થાય છે તો તે લબ્ધી
માં આનંદ નહિ માનતાં પુર્ણ સ્વસ્વરૂપ પ્રાપ્ત કરવા માટે ઉદ્યમ કરવા
નું મહાત્મા પુરૂષો ચુકતા નથી પણ જો તેમાં સુખ મનાઇ જાય છે તો
આગળ વધી શકાતું નથી અને આત્મ સિદ્ધિરૂપી કાર્ય થતું નથી.

## ધ્યાન શ્રેણીથી ઉપજતા વિચારો.

ધ્યાન શ્રેણીથી પોતે પોતાને જોઇ શકે છે હું કયાં રહું છું તેનો
વિચાર થતાં પ્રથમ તેને એમ થાય છે કે હું સંસારમાં રહું છું પછી
અમુક દેશમાં, અમુક ગામમાં, અમુક લત્તામાં, અને અમુક ઘરમાં રહું
છું એમ ઉત્તરોત્તર વિચાર આવે છે ઘરમાં પણ મારા શરીરમાં શરીર-
માંથી મારા આત્મપ્રદેશમાં રહું છું એમ વિચારની શ્રેણીએ ચઢાય છે
અને છેવટે હું મારા સ્વરૂપમાંજ રહું છું ત્યાં વિચારની સંતતીનો નાશ
થાય છે આવો જો વિચાર આવે તોજ ખરી દીશા યથાર્થપણે સમજાય
અને તેમ થવાથી બાહ્ય પદાર્થમાં મારાપણું રહે નહિ. અને તેથી એક
દિવસે પોતે પોતાના રૂપે થઇ ને રહે.

## બાહ્ય દ્રષ્ટીથી અંતર દ્રષ્ટી.

એક માણસ બજારમાં ગયો હોય ત્યાં વીશ દુકાન છે, તેમાં જુદા
જુદા પ્રકારના પદાર્થ રાખેલા છે ત્યારે તે જનાર માણસનું મન પ્રથમ દુ-

કાનમાં અને તે પછી દુકાનના પદાર્થમાં વહેંચાઇ જાય પછી એક એક દુકાનમાંથી સૌથી શ્રેષ્ઠ પદાર્થ જણાય તે લઇલે એટલે વીસ દુકાનમાંથી મન ખેંચાઇને વીસ પદાર્થમાં મન રોકાંઇ જાય પછી તે ચીજો એક ટોપલામાં નાખે એટલે તેનું મન તે ટોપલામાં સમાઇ જાય. ઘેર જઈને વીસે પદાર્થ એક પાટલાપર ગોઠવે અને તેમાં સઉથી શ્રેષ્ટ કઈ એમ તરતમતાએ જોતાં વીસ પદાર્થમાંથી એકજ શ્રેષ્ટ પદાર્થમાં તેનું મન ગુંચવાઇ તે એક પદાર્થમાં પણ જોતાં જોતાં અપ્રીયતા થાય એટલે તે મન પાછું મનમાંજ સમાઈ જાય એટલે બાહ્ય પદાર્થમાંથી પોતામાં આવીને સ્થિત થાય આવી રીતે બાહ્ય દ્રષ્ટિમાંથી અતરંગ દૃષ્ટિ થાય છે અને તે વિચારથી તથા ઉદ્યમથી કરી શકાય છે. એવી રીતે હંમેશાં જો મનને મનમાંજ રાખવાની ટેવ પાડીએતો આપણું મન કોઈ દીવસ બીજા પદાર્થમાં ટકી શકે નહિ અને એ રીતે કરતા કરતાં પદાર્થને જોવા જતાં પોતે પોતાને જોતાં શીખે.

## બાહ્ય પદાર્થ અંતરમાં જોવાય છે.

જે બહાર જોવાનું છે તે પોતામાંજ જોઈ શકાય છે એક પુદગલનોસ્કંધ છે તે જોવામાં આપણે રોકાઇએ છીએ પણ તેવા અનંત પુદગલોના સ્કંધો કર્મ રૂપે આપણા આત્મા સાથે વળગેલા છે તે બાહ્યસ્કંધે જોવાં કરતાં કર્મસ્કંધોને જોવા તે વધારે સારૂં છે કેમકે જો ધ્યાન કરીએ તો અંતરંગમાં જોવાનું એટલું બધું છે કે બાહ્ય ધ્યેય પદાર્થની અપેક્ષ રહેજ નહિ.

## વાચક વાચ્યનો વિચાર

જે શબ્દો છે તે વાચક કહેવાય છે. તેથી તેનો જે અથ હોય તે વાચ્ય કહેવાય છે. એનું સ્વરૂપ જેમ ચિલાતિએ ચિંતવ્યું હતું એમ જો આપણે ચિંતવીએ તો ક્ષણ વારમાં કેવળ જ્ઞા થયા વગર રહે નહિ. ઉપશમ વિવેક અને સંવર એ ત્રણ શબ્દો કહી મુની આકાશમાં ગયા એ શબ્દ વાચક છે તેનો વાચ્ય હોવો જોઇએ. તે મારામાં છે કે બીજા ઠેકાણે છે તે વીચારતાં ઉપશમ વીવેક અને સંવર પોતામાંથી મળી આવ્યા. એ વિચારમાં લીન થવા પછી કીડીઓએ શરીરને ચાળણી રૂપ કરી નાંખ્યું તો પણ ઉપશમ વીવેક અને સંવરમાં લીન થતાં ત્યાંજ કેવળ જ્ઞાન થયું એવીજ રીતે જે વખતે દર્શન કરીએ

ત્યારે જે સ્તુતિ બોલાય તે સ્તુતિમાં જે ગુણો વર્ણવ્યા છે તે પોતામાં છે કે નહિ તેનો વિચાર કરીએ તો દર્શનથી દર્શન થાય, પણ એક પદાર્થને જોતાં ઘણો કાળ જવા છતાં તે પદાર્થનું ખરૂં સ્વરૂપ સમજાય નહિ તો તે દરશન થયા કહેવાયજ નહિ આ દરેક ધ્યાનની રીતિનો ધર્મ ધ્યાનમાં સમાવેશ થાય છે.

## તીર્થંકરો પણ ધ્યાન કરતા હતા.

ભગવતી સૂત્રમાં કહ્યું છે કે જે વખતે ચમરેંદ્ર વીર ભગવાનના શરણાથી સાધમેંદ્રને ત્રાસ પમાડવા ગયો ત્યારે વીર પરમાત્મા જીન મુદ્રાએ એક પુદ્દગલપર સ્થાપન કરીછે દ્રષ્ટી જેમણે એવી રીતે કાઉસર્ગ ધ્યાને ઉભા હતા. આ ઉપરથી સમજી શકાય છે કે પુદ્દગલપર ત્રાટક કરી તેને ધ્યેય રૂપે ધ્યાનથી તેઓ ધ્યાતા હોવા જોઇએ.

## જૈન દર્શમનાં ધ્યાન કહ્યું છે.

કેટલા એક અન્ય એમ માને છે કે જૈનોમાં ધ્યાન નથી પણ તે જૈન શાસ્ત્રના રહસ્યને નહી સમજતા હોવાથી તેમ ભલે માનો બાકી જૈન શાસ્ત્રમાં બાર પ્રકારે જે તપ કહ્યું છે તેમાં અભ્યંતર તપના છ ભેદમાં પાંચમો ભેદ ધ્યાનનો છે. નવ પદજીની પુજામાં લખ્યું છે કે.

જ્ઞાન ધ્નાન ક્રિયિા સાધતાં
કાઢેયા પુર્વના કાળ ભવિયાં
મુની. વળી બીજી રીતે,

જ્ઞાન ક્રીયા મ્યાંમોક્ષ અને નિશ્ચય તથા વ્યવહાર એવા શબ્દ છે. તે પણ એજ સુચવે છે કે વ્યવહાર પણ નિશ્ચય સહિત હોવાની જરૂર છે. કેટલાએક એમ સમજે છે કે ક્રિયા જુદી ચીજ છે, અને જ્ઞાન પણ જુદી ચીજ છે, ભણ્યા એટલે જ્ઞાન થયું અને તે પછી ક્રિયા કરતાં શીખ્યાં એટલે બંને થઈ જવાથી મોક્ષ થવો જોઇએ. આમ સમજે છે તે ભુલ ભરેલું છે પરંતુ જે જે વખતમાં જે જે ક્રીયા કરવામાં આવે છે તે તે તે ક્રિયા જ્ઞાન સહિત હોવી જોઇએ અને જ્યારે તે ક્રિયામાંજ જ્ઞાન એટલે ઉપયોગ હોય ત્યારે તેનું નામ જ્ઞાન પુર્વક ક્રિયા કરી કહેવાય મતલબ કે ઉપયોગ એટલે કે જ્ઞાન પુર્વક ક્રિયા હોવી જોઇએ.

## જ્ઞાન અને ધ્યાન સહિત ક્રિયા.

જેમ મુહુપત્તિ પડી લેહણુ કરતી વખત અમુક અમુક અંગ સાથે પ્રતિ લેખન કરતાં જે પચાસ બોલ છે તેજ એમ સુચવી આપે છે કે બાહ્ય ક્રિયા અંતરંગ ધ્યાનને ઉત્પન્ન કરનારી છે. એવા પ્રકારના ધ્યાન માં જ્ઞાન ક્રિયા વ્યાં મોક્ષ છે.

## નિશ્ચય અને વ્યવહાર.

નિશ્ચય અને વ્યવહાર બંને સાચવવા જોઇએ. વ્યવહાર વગર નિશ્ચય હોયજ નહિ તેમ નિશ્ચય વગર વ્યવહાર હોય નહિ, જ્ઞાન ક્રિયાભ્યાં મોક્ષ જેમ સમજાયું છે તેમ નિશ્ચય અને વ્યવહાર પણ સમજી લેવાનું છે.

## આસન.

આપણી દરેક ક્રિયામાં આસનબતાવવા માં આવ્યાં છે જેમકે યોગ મુદ્રા, મુકતા સુકિત મુદ્રા અને જીનમુદ્રા વીરાસન અને ઉત્કષ્ટાસન આ આસન અને મુદ્રામાં પણ કાંઇક શકિત રહેલી છે. નમુથ્થુણું યોગ મુદ્રાથી કહેવાય છે; કાયોત્સર્ગ જીનમુદ્રાથી અને જયવીયરાય મુકતાસુક્તિ મુદ્રાથી બોલાય છે વંદીતાસૂત્ર વીરાસને બોલવાનો ક્રમ છે અને વંદણા ઉત્કષ્ટાસને બોલાય છે તેમજ કાયોત્સર્ગ કરતાં આપણે અપ્પાણં વોસીરામી બોલીએ છીએ તે પણ એજ સૂચવે છે કે આ શરીર પરથી પોતાપણાનો ત્યાગ કરી મૌન પણે ધ્યાનપુર્ણક હું આ કાયાનો ત્યાગ કરૂંછું વળી આપણા કાયોત્સર્ગમાં શ્વાસે શ્વાસનો પણ ક્રમછે તેથી પ્રાણાયામની ક્રિયાપણ આપણામાં આવી જાય છે ધ્યાનમાં આસન પણ આપણી ક્રિયાઓ સુચવેછે જુઓ ચ દેસુનિમ્મલયરા સુધી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરતાં પચ્ચીશ શ્વાસોશ્વાસ પુરા કરવા જોઇએ એટલે ચંદેસુનિમ્મલયરા સુધિ લોગ્ગસનિના પચીશ પદ છે તેથી એક એક પદે એક એક શ્વાસોશ્વાસ થવો જોઇયે અને એ પ્રમાણે બોલતાં આપણને દરેક પદનું સારી રીતે ધ્યાન થઇ શકે. આ ઉપરથી મારૂં એજ કહેવું છે કે આપણી દરેક ક્રીયાની સાથે ધ્યાન રહેલુંજ છે.

## પોતે પોતાને ઓળખી લેવાનિ જરૂર

ઘર પોતાનું હોય તો તે ગમે તેવું મોટું હોય તોપણ તેમાંથી તપાસ કરતાં પોતાની ચીજ મળી આવેછે તેમ આપણા આત્મામાં રહેલું જે

નિજ સ્વરૂપ તેને જો ધ્યાન પુર્વક બરાબર તપાસીએતો અવશ્ય આપણે
આપણા સ્વરૂપને એક દિવસે શોધી શકીએ મને લોકો બાળક યુવાન કે
કે વૃદ્ધ કહે છે, રાજા કે રાંક ગણે છે પણ તે માનવામાં મારી ભૂલ થાય
છે કે લોકોની? તે વિચાર કરતાં સ્વતઃ સમજી શકાય છે કે હું બાળક ન
થી વૃદ્ધ નથી, યુવાન નથી રાજા નથી રાંક નથી પણ એ સર્વ પુદ્દગલના
પરીણામ છે. આ પ્રમાણે વિચારની શ્રેણીએ ચડતાં પોતે પોતાના સ્વરૂપ
ને ઓળખેછે અનેતે વિચાર શ્રેણીનેજ ધ્યાન કહેવાયછે પુર્વે. જેઓઉચ્ચ
સ્થિતિ એ પહોંચ્યાછે તેઓ આવી ધયાનની કોટીએ ચડવાથીજ પ
હોંચ્યાછે.

ધ્યાન પરમાનંદ

માટે જે કરવું તે ધયાન પુર્વકજ કરવું જોઇએ તથા જે સર્વજ્ઞની
પ્રતિકૃતિ આપણા સન્મુખ હોય તેને જોતાં જે શાંતિ થાય તે શાંતિ આપ
ણા હૃદયમાંથી કદી જવી ન જોઇએ માટે શાંત જીનમુદ્રા અને બીજીક્રીય
નું રહસ્ય હૃદયમા સ્થાપીને સ્વપર વિવેક પુર્વક સ્વ ધ્યાનમાજ મગ્ન
થવું તેધ્યાનનો આનંદ તથા પરમાનંદ એવા પ્રકારનોછે કે તેનું વર્ણન
થઇ શકેજ નહિ. માત્ર અનુભવ ગમ્યછે આનંદઘનજીએ એક પદમાં ક
હ્યુંછે કે:—

અગમ અગોચર વસ્તુહે
જાણવું એહી ઇલાજ
કહે ન સુનનકું કછું નહિ ક્યારે
આનંદઘન મહારાજ
નિશાની કયા બતાવું રે

એટલે આ મહર્ષી આનંદઘનજીના વાકયથી પણ અનુમાન થાય છે કે
આત્માનું ખરૂ સ્વરૂપ કોઇ રીતે શબ્દ દ્વારાએ કહી શકાતુ. નથી પણ ધ્યાનમાં
ધ્યેયરૂપે લાવી શકાય છે. અને તેમાં જે અપુર્વ આનંદ થાય છે તેનું વર્ણન
શબ્દમાં આવીજ શકે નહિ. આવું જે ધ્યાન તે આપણે દુઃપ્રાપ્ય છે માટે
તેનો વિચાર કરવો અને ધ્યાતાં ધ્યેય તથા ધ્યાનની એકયતા થઇને તે
ત્રિપુટીનો એક સ્વ સ્વરૂપમાંજ સમાવેશ થશે.

ઉપસંહાર.

આજના વિષયનો સારાંશ એટલોજ આપણે સમજવાનો છે કે
આપણા મનને મલીન કરનાર બાહ્ય અને અભ્યંતર જે જે કારણો છે

તેથી આપણે સદા ચેતતું રહેવું જોઇએ અને મનની શુદ્ધિ હમેશાં રહે તેવા ઉદ્યમમાં આપણે સતત પ્રયત્નશીળ રહેવું જોઇએ અને દરેક દ્રવ્ય પદાર્થ ઉપર વિચાર કરવાની ટેવ પાડવી. જોઇએ તથા આપણી દરેક પવિત્ર ક્રિયાઓમાં ધ્યાન મુખ્ય રાખીને પ્રવર્તવું જોઇએ.

ધ્યાનનો વિષય એટલો બધો ગહુન છે કે તે પરમ ધ્યાની યોગી પુરૂષોથીજ સમજી શકાય છે અને અમુક અંશે કહી શકાય છે છતાં મારાં ક્ષયોપશમ પ્રમાણે જે વિચાર દર્શાવવામાં આવ્યા છે તે વિચાર પ્રમાણે મારી તથા શ્રોતાઓની પ્રવૃત્તિ થાઓ એજ આકાંક્ષા છે તથાસ્તુ.

---

## વ્યાખ્યાન ૧૦ મું.

## "પૂજા"

---

તા૦

મંગલા ચરણ.

प्रशम रस निमग्नं द्रष्टि युग्मं प्रसन्नं
वदन कमल मंकः कामिनिसंग शुन्य
करयुग मपि धत्ते शस्त्र संबंध वंध्यं
तदसि जगति देवो वीतरागस्त्वमेव

ઉપોદ્દઘાત.

જયારે આવા વિષય પર કોઈ વખતે ખાસ કરીને વ્યાખ્યાન (ભાષણ) કોઇપણ વકતા તરફથી અપાય છે ત્યારે તત્સંબંધિ લોકોના જુદા જુદા વિચારોની માન્યતા જોવામાં આવે છે કેમકે કેટલાએક લોકે વ્યાખ્યાનનો અર્થ એમ માની લે છે કે પોતાના હૃદયમાં જે વિચારો બંધાઇ ગયા છે તેજ યોગ્ય છે અને તે માની લીધેલા

વિચારની વિરૂદ્ધ કાંઈ પણ બોલાય તો તે શાસ્ત્ર વિરૂદ્ધ છે, તેમજ જેઓ
ચાલતી રૂઢીને અનુસરનારા છે પછી તે ગમે તેવી હોય, શાસ્ત્રયુકત કે તેથી વિ
પરીત, તો પણ ચાલતી રૂઢીથી અને તદનુસાર વર્તનથી વિરૂદ્ધ કાંઇપણ બતા
વવાને જો કોઇ પ્રયત્ન કરે તો તેને માટે પણ તેવા અપવાદ આપવામાં આવેછે
અને કહે છે કે આવા નુતન વિચારો બધા કપોલ કલ્પિત છે અને આ
પણે ચાલતી રૂઢી પ્રમાણે જે કરીએ છીએ તેજ શાસ્ત્ર સંમત છે.

સિવાય કેટલાએક એમ પણ માને છે કે અમુક ગ્રંથો અથવા સૂત્રોની
ગાથાનો અર્થ કરી વાંચી સંભળાવવો તેજ વ્યાખ્યાન કહેવાય પરંતુ તે શાસ્ત્ર
થી ઉત્પન્ન થતા જે વિચારો દર્શાવાય તે શાસ્ત્રસંમત છે કે નહિ તેનો ખ્યાલ
કર્યા વગર કેટલાએક લોકો તેને બીજા રૂપે ગણી લે છે. પણ ખરી હકીકત
એવી છે અમુક વિષયોમાં તેના તેજ શબ્દો આવે છે અને કેટલીકવાર
પોતાના ક્ષયોપશમ પ્રમાણે શાસ્ત્રાધારે ઉપજતા નવિન વીચારો પણ દર્શા
વવામાં આવે છે તેમ વ્યાખ્યાનનો અર્થજ એવો છે કે વિચારોજ માત્ર
શાસ્ત્ર સંમત જોઇએ એટલે જેમ આપણને શાસ્ત્રસામ્યતા માન્ય છે તેમ
શાસ્ત્રસંમત વિચારસામ્યતા પણ આપણે તેમજ માનવી જોઇએ માટે
શાસ્ત્રથી ઉત્પન્ન થતા વિચારો તે શાસ્ત્ર સંમત છે કે નહી તે વિચારવાનું
છે. જો એમ ન હોય તો પુર્વાચાર્યોએ જે અનેક ગ્રંથો લખેલા છે તો
બની શકત નહી કારણ કે તેજ શબ્દોથી ચલાવી લેવાના ટુંકા વિચાર
માં રહી આવા અનેક ગ્રંથો લખી શકાય નહિ. માટે શાસ્ત્ર સંમત
વિચારોને બીજા શબ્દમાં મુકવા તે શાસ્ત્રનાજ વિચારો છે એમ સમજવામાં
શ્રોતા જનોએ કોઇપણ રીતે અચકાવું નહિ.

## પૂજાનો અર્થ શું?

આટલું પ્રસ્તાવના રૂપે કહિ હું હવે આજના પુજાના વિષયપર
આવીશ પુજાના વિષયમાં વખતે તમોને કાંઈક નવીન જેવું લાગશે એથી
એમ માનવાનું નથી કે આ નવીન વિચારો હોવાથી આજ સુધી આપણે
તેવું કાંઈ પુસ્તકમાં વાંચ્યું નથી, આમ વિચાર નહિ કરતાં તત્ સાદૃશ
વિચારો શાસ્ત્રમાં છે કે નહિ તે તો માત્ર વિચાર કરવા મારી ભલામણ
છે અને જેમનામાં વિચાર સાદ્રશતા જોવાની શકિત ન હોય તેઓને
શ્રોતાઓજ કહી શકાય નહિ.

પૂજાએ શબ્દ સામાન્ય છે તેની પહેલા કોઈ પણ વીશેષણ નથી એટલે પુજા શબ્દ સ્વતંત્ર છે અને તે બીજા વિશેષણો ને પોતાની મેળે ખેંચી લે છે પૂજામાં पूङ्–पवने એ ધાતુ છે અને ज પ્રત્યય આવવાથી સ્ત્રીલિંગી पूजा શબ્દ થાય છે તેનીજ આંહીં ખાસ કારણસર વિવક્ષા છે આનો અર્થ એવો થાય છેકે पुनाति या सा पूजा, पुनाति पवित्रं करोति જે પવિત્ર કરે તે પૂજા કહેવાય વળી જે પોતે ક્રીયારૂપે પવીત્ર છે તેનું નામ પણ પૂજા કહેવાય એટલે મતલબ એવી છે કે જે પવીત્ર ક્રીયાવડે પવિત્ર થવાય તેને પૂજા કહે છે.

### કઈ પૂજા માન્ય ગણાય?

પવિત્રતા એ રાગ દ્વેષના અભાવને લીધે રહેલી હોયછે માટે જે પુજાથી રાગ દ્વેષની ઉત્પત્તિ ન થતાં ઉલટો તેનો અભાવ થાય તેજ પુજા પોતાના અર્થની સાર્થકતા કરનારી છે. હવે એવી પુજા કોનામાં છે અને કોણ કરેછે તે સર્વ કોઇએ પુજાના ઉદ્દેશ અને પ્રવૃત્તિથી સમજી લેવું જોઇએ. આ સ્થળે તે સંબંધી વિશેષ વિવેચન નહી કરતાં હું પૂજાના સ્વરૂપનેજ સમજાવીશ.

### પુજ્ય કોણ હોઈ શકે ?

પૂજા બીજા બે શબ્દો સાથે સંબંધ ધરાવે છે પુજ્ય અને પુજક પ્રથમ પુજ્યને માટે વિચાર કરીશું તો તે સહુજ સમજી શકાય એવું છે કે જે ઓમાં આપણાથી શ્રેષ્ઠ ગુણો હોય તેને આપણે પુજ્ય માની શકીયે એટલે જે ગુણો આપણને પ્રાપ્ત ન થયા હોય અને બીજા કોઇ સ્થળે જે ગુણોની પ્રાપ્તિ થઇ શકે તેમ ન હોય અને જેના દર્શનથી, કે જેની મુદ્રા જોવાથી સંસારાતીત પવિત્ર ગુણોનું સ્મરણ થાય તે પુજ્ય કહી શકાય.

કેટલાએક પુજા શબ્દથી ભડકેછે તેઓ પણ પુજાને માનનારા છે એમ વિચાર કરવાથી સિદ્ધ થાય છે અને આ સ્થળે મારે કહેવું જોઈએ કે કોઈ પણ વ્યકતી એવી નથી કે જે ખુલ્લી રીતે અથવા આડકતરી રીતે પુજાને માન્ય રાખતી ન હોય?

જેના દર્શનથી સંસારની વાસના ઉદ્દભવે અને ઇંદ્રીયોના વિષયની જાગૃતી થાય તેમજ સંસારમાં જે પ્રવૃતી સંસારી જીવો કરતા હોય તેવી પ્રવૃત્તિ જેનામાં દેખાતી હોય તેવાઓને પુજ્ય તરીકે માની શકાય નહી એ સ્વાભાવિક છે.

## દરેક મનુષ્ય પૂજક છે.

તમે જુઓ કે દરેક મનુષ્યનું વર્તન પુજાની સિદ્ધિ કરી બતાવે છે કોઇ કાયિક પુજાને માન આપે છે અને કોઇ માનસીક પુજાને માન આપનારા હોય છે અને કેટલાએક બંને પ્રકારની પુજા કરનારા હોય છે તે લોકો ખુલ્લી રીતે પુજાના હિમાયતી ગણાય છે.

જેઓ પુજાથી ભડકે છે અને બીજાને ભડકાવે છે તેઓ જો સૂક્ષ્મ બુદ્ધીથી પોતાના વર્તન માટે વિચાર કરે તો ખુલ્લી રીતે પોતે પોતાને પુજક માની શકે કેમકે તેઓજ પુજ્યને એવીરીતે માન્ય રાખે છે કે તેના યત્કિંચિત્ અપમાનથી પોતાને રાગ દ્વેષ થયા વગર રહેતો નથી જેમકે કેટલાએક ધર્મના ઉપગરણોને પુજ્ય તરીકે માને છે, ઉદાહરણ રજોહરણ કે મુખવસ્ત્રીકા વિગેરે, આ ઉપગરણનું જો કોઇ અપમાન કરે તો તેને તેઓ નરકના અધિકારી ગણે છે. જો કે એ ઉપગરણો જડ પદાર્થના બનેલા હોવા છતાં તેની અશાતના કરનારને તેઓ નરકના અધીકારી માનેછે.

કેટલાએક પોતાના ઉપગારી પુરૂષના ફોટોગ્રાફને, માને છે, કેટલાએક અગ્નિને, કેટલાએક સુર્યને, કેટલાએક ક્રઇસ્ટને અને કેટલાએક કિલ્લા તેમજ કબરને માને છે અને કેટલાએકતો અમુક દિશાનેજ પુજ્ય માને છે પણ કોઈ એવું નથી કે જે સ્થાપનાને માન્ય રાખતું ન હોય?

## અમુક પ્રકારની પૂજા દરેક માણસ કરે છે

માત્ર અમુક પ્રકારની પૂજામાંજ યોગ્યતા અયોગ્યતા બતાવવી તેતો એક જાતની હઠ છે પણ પૂજાની જરૂર દરેક જણને રહેલીજ છે અને પુજાને માનનારા અમુક નથી એમતો કહી શકાય તેમ નથી. છેવટ બીજું કાંઇ નહિ તો क ख વિગેરે અક્ષરોને માનનારા તો બધા છેજ કારણ કે કોઇને કોઇ વસ્તુનું સ્વરૂપ બતાવવાનું પુછવામાં આવશે તો તેવી આકૃતી કરીને બતાવશે અને એવી આકૃતીના સમુહથી કેવા પ્રકારનું જ્ઞાન થાય છે, તે સહેજ સમજી શકાય તેવું છે તેમજ સમગ્ર લોકવ્યવહાર પણ અમુક અમુક આકૃતીના માનવાથીજ ચાલેછે જેમકે આખી દુનીયાની ભૂગોળનું સ્વરૂપ એક નકશાની આકૃતીમાં ઉતારાય છે તેમ બીજા વ્યવહાર પણ આકૃતી અને નમુનાથી ચાલે છે તો પછી જેનું સદા સ્મરણ કરીએ છીએ તથા જેને ઇશ્વર પરમેશ્વર તરીકે માનીએ છીએ તેને ધ્યાતા, ધ્યેય

અને ધ્યાનની પૂજા પુજક અને પુજયની ત્રિપુટીના સંબંધમાં ધ્યેયરૂપે અને પુજય રૂપે આકૃતીથી માનવાની જરૂર સહજ સમજી શકાય તેમ છે

## પુજયની પ્રતીકૃતી

હવે જે પુજય પુરૂષો વિદ્યમાન હતા તેઓની અને તેના અગાઉ થઈ ગયેલા પુજય પુરૂષોની પ્રતીકૃતીની તે વખતના લોકો પુજા કરતા હતા. વર્તમાન કાળમાં આપણા માટે પુજયનો પોતાનો અભાવ છે અને તેઓની માત્ર પ્રતિકૃતી છે તેનેજ પુજય સમજી તેની પુજા કરવી યોગ્ય છે,

## પ્રતિકૃતી કેવી અને કયે સ્થળે જોઇએ?

હવે એ પ્રતિકૃતી એવી જોઇએ કે જેના દર્શન માત્રથી વૈરાગ્ય અને શાંતિ ઉત્પન થયા વગર રહેજ નહિ તેમજ જે સ્થળે વિતરાગ મુદ્રાનું સ્થાપન કરેલ્લ હોય તે સ્થળ (મંદીર) પણ એવું રમણીક અને મનોહર જોઇએ કે ત્યાં જવાથી સ્વર્ગનુંજ ભાન થાય. પરંતુ આજે જે કાર્ય મુખ્ય જોઇએ તે ગૌણ મનાય ગયું છે અને જે ગૌણ છે તે મુખ્ય મનાઇ ગયું છે તેજ મહા મોહની પ્રબળતા છે કેમકે પુજકો પોતાના રહેવાના મંદીર અને મહેલો એવા સુંદર અને શોભનીય બનાવે છે કે જેને માટે પોતે જાતે મેળવેલું દ્રવ્ય લાખોની સંખ્યામાં ખરચે છે એટલુંજ નહિ પણ જે ચીજો આ દેશમાં મળતી ન હોય તે દુર દેશથી મંગાવીને મહેલ યા બંગલા શણુગારવામાં ખામી રાખતા નથી પણ તેવાજ ધનાઢય ગૃહસ્થો પાસે કોઇ જીનાલયની ટીપ લઇને જાય તો માત્ર દશ કે પંદર રૂા. થીજ પોતાની ઉદારતા શરૂ કરે છે.

પૂર્વના પુરૂષોએ જે જીનાલયો બંધાવ્યાં છે તેની માત્ર તમેજ નહિ પણ પાશ્ચિમાત્ય પ્રજા પણ એકે અવાજે પ્રસંશા કરી રહી છે એવું એક જીનાલય હાલ લાખો માણુસ મળવાથી ભાગ્યેજ બની શકે છે. અને જો કે લાખોમાંથી અમુક બે ચાર ગૃહસ્થોએ તેવી ઉદારતા બતાવી હોય તો તે સંખ્યાના પ્રમાણમાં વિશેષ ગણાય નહિ. માટે દેવમંદિરો એવા મનોહર હોવા જોઇએ કે જે જોઇને ગમે તેનું ચિત્ત પ્રસન્ન થયા વગર રહેજ નહી અને જેને પાંચ મીનિટ રોકાવાની ઇચ્છા હોય તેને કલાકોના કલાક સુધી પણ ત્યાંથી જવાનું મન થાય નહિ.

## જીર્ણોદ્ધાર.

પૂર્વના પુરૂષો જે જીનમંદીરો મનોહર વિશળ કારીગીરીવાળાં બનાવી ગયા છે તેનો તમો જીર્ણોદ્ધારના નામથી જીર્ણોદ્ધાર નહિ કરતાં જીર્ણનો લોપ કરી નવીજ ઢબમાં જે કામ કરાવો છે તે કોઇરીતે પણ માનપ્રદ નથી કેમકે પુર્વની જે કારગીરી છે તે તમારા પુર્વજોની ઉદારતા બતાવી આપે છે ને તમારા ધર્મની પ્રાચીનતાને સૂચવે છેવળી એમ પણ નકકી છે કે પ્રાચીન મંદિરોમાં જે ખુબી રહેલી હોય છે તેની બરોબરી હાલ લાખો રૂપીઆ ખરચતાં છતાં પણ થઈ શકે તેમ નથી. હાલ જીર્ણોદ્ધાર એવી રીતે કરવામાં આવે છે કે જયાં ત્યાં આરસ ચોડવામાં આવે છે અને તેને માટે કેટલાક પ્રાચિન સ્થંભ અને પ્રાચીન ભિંતોને ખોદી કાડવામાં આવે છે અને તેથી વખતે શિલ્પશાસ્ત્રથી વિરૂદ્ધ પણ બની જાય છે. માટે જુની કારીગીરીને જાળવી રાખી અને ભવિષ્યમાં તેનો લોપ ન થાય તેવી રીતે જીર્ણોદ્ધાર થવો જોઇએ.

## પ્રભુ પ્રતિમા.

પ્રભુના પ્રાચિન બિંબની આજ કાલ લોકોને બહુજ અપેક્ષા રહે છે, જો કે વિચાર તો યોગ્ય છે પ્રાચિન પુરૂષોના આત્મબળના સંસ્કારથી સંસ્કૃત થએલી પ્રતિમા ઉચ્ચ છે પણ કહેવાનું એજ કે પ્રાચિન પ્રતિમાના જયારે તમે ખપી છો તો પછી તેની રક્ષા કરવાને તમે કેમ બેદરકાર રહો છો.

## વાળા કુંચીથી થતી હાની.

તમે જાણો છો કે દોરડાના રોજના ઘસારાથી કુવા ઉપરના કાળમીંટ પથ્થરમાં પણ ખાડા પડી જાય છે તો પછી પ્રભુ પ્રતીમા પર વાળા કુંચી ઘસીને જે અશાતના કરવામાં આવે છે તેથી પ્રતીમાના અંગને જે હરકત પહોંચે છે તે કેવું અયોગ્ય જણાય છે ? તમારા પોતાનાજ શરીરે તેવી વાળાકુંચી ફેરવી હોય તો તમોને કેવો કંટાળો આવે ? તો પછી આપણા પુજ્ય પ્રભુ તેનાપર થતા વાળાકુંચીના સંસ્કાર જે એક જાતની ભક્તિ માનવામાં આવે છે તે ખરેખર શોચનીય છે માટે અતિ વધી ગએલો વાળાકુંચીનો પ્રચાર જેમ બને તેમ ઓછો કરવાની જરૂર છે નહી તો જે પ્રાચિન પ્રતિમાને તમો ઉંચી નજરથી જુઓ છો તે પ્રતિમાને તમારે તમારા હાથે ભંડારમાં પધરાવાનો વખત આવશે.

### અંગલુંછણા.

તેમજ પ્રભુને માટે અંગ લુંહુણાનું વસ્ત્ર એવું જોઇએ કે જે તમે પોતે પોતાને માટે વાપરતા હો તેનાથી પણ કિંમતી હોય. વાળા કુંચીને માંટે કદાચ તમે એમ કહેશો કે પ્રભુના અંગપર કેશર ભરાઇ જાય છે તેથી તેને દુર કરવાને કુંચી શીવાય બીજો ઉપાય નથી પણ પ્રથમ તો મારે એ કહેવાનું છે કે પ્રભુની પુજા તો નવ અંગેજ કરવાની હોય છે તો પછી એ અંગમાં કેસર ભરાવાનું કારણ શું ? જયારે તમે પ્રતિમાને કેસરના વિલેપનથી વિલેપીત કરો છો ત્યારે તમારી તે ક્રિયાથી પ્રભુનાં અંગને હાની પહોંચે છે' એ ઉપરાંત મારે બીજું એ કહેવાનું છે કે તમે સાંભળ્યું હશે કે આગળ શત્રુંજય ઉપર રત્નની પ્રતિમા અને સુવર્ણના દેરાસર હતાં પણ સગર ચકરવર્તીએ તેમાં વ્યત્યય કરીને સોનાની પ્રતિમા અને રૂપાના મંદિર કરાવ્યાં તે પછી પાષાણુના મંદિર અને પાષાણુની પ્રતિમા વિરાજમાન કરવામાં આવ્યાં તેનું કારણ તે સમજતા હતા કે હવે પછીના લોકો એવા જીનાલયોમાં પણ પોતાની બુદ્ધિ બગાડશે.

વળી તમારે સમજવું કે તમારા કરતાં તમારા પુર્વજો કાંઈ ઓછા પૈસાદાર નહોતા છતાં તેમણે પણ પંચધાતુ અને પાષાણુની પ્રતિમા ભરાવેલી નજરે આવે છે.

### રૂપાના સિદ્ધચક્રો.

હાલમાં રૂપાના સિદ્ધચક્રો પધરાવવાની રીત એટલી બધી વધી ગઇ છે કે જેની હદ નથી. એટલે કે દશ વીશ રૂા. ની ચાંદીથી રૂપાના સિદ્ધ ચક્ર બનાવી દેરાસરમાં પધરાવવામાં આવે છે અને તેનું પરિણામ એવું આવે છે કે તે સિદ્ધચક્ર ઘસાઈ ઘસાઇને તેમાં ખાડા પડી જાય છે પછી તે સિદ્ધ ચક્રને ભંડારવાને જીવ ચાલતો નથી તેમજ તે ચાંદીને ગાળી શકાતિ નથી વળી તે સિદ્ધચક્ર એટલા બધા પ્રમાણમાં વધી જાય છે કે તેથી પુજા કરવામાં અડચણ પડે છે અને આખરે તેને મરડી મચકોડીને તિજોરીમાં ભરવા પડે છે વળી ટુંકબુદ્ધિના કેટલાએક લોકો ચાંદીના લોભ થી તેવા રૂપાના સિદ્ધચક્ર ચોરી જાય છે માટે સિધ્ધચક્ર પધરાવવામાં ખાસ મર્યાદા રાખવાની જરૂર છે.

## જીર્ણોદ્ધાર.

પૂર્વના પુરૂષો જે જીનમંદીરો મનોહર વિશાળ કારીગીરીવાળાં બનાવી ગયા છે તેનો તમો જીર્ણોદ્ધારના નામથી જીર્ણોદ્ધાર નહિ કરતાં જીર્ણનો લોપ કરી નવીજ ઢબમાં જે કામ કરાવો છો તે કોઇરીતે પણ માનપ્રદ નથી કેમકે પુર્વની જે કારગીરી છે તે તમારા પુર્વજોની ઉદારતા બતાવી આપે છે ને તમારા ધર્મની પ્રાચીનતાને સૂચવે છેવળી એમ પણ નકકી છે કે પ્રાચીન મંદિરોમાં જે ખુબી રહેલી હોય છે તેની બરોબરી હાલ લાખો રૂપીઆ ખરચતાં છતાં પણ થઈ શકે તેમ નથી. હાલ જીર્ણોદ્ધાર એવી રીતે કરવામાં આવે છે કે જયાં ત્યાં આરસ ચોડવામાં આવે છે અને તેને માટે કેટલાક પ્રાચિન સ્થંભ અને પ્રાચીન ભિતોને ખોદી કાડવામાં આવે છે અને તેથી વખતે શિલ્પશાસ્ત્રથી વિરૂદ્ધ પણ બની જાય છે. માટે જુની કારીગીરીને જાળવી રાખી અને ભવિષ્યમાં તેનો લોપ ન થાય તેવી રીતે જીર્ણોદ્ધાર થવો જોઈએ.

## પ્રભુ પ્રતિમા.

પ્રભુના પ્રાચિન બિંબની આજ કાલ લોકોને બહુજ અપેક્ષા રહે છે, જો કે વિચાર તો યોગ્ય છે પ્રાચિન પુરૂષોના આત્મબળના સંસ્કારથી સંસ્કૃત થએલી પ્રતિમા ઉંચ્ચ છે પણ કહેવાનું એજ કે પ્રાચિન પ્રતિમાના જયારે તમે ખપી છો તો પછી તેની રક્ષા કરવાને તમે કેમ બેદરકાર રહો છો.

## વાળા કુંચીથી થતી હાની.

તમે જાણો છો કે દોરડાના રોજના ઘસારાથી કુવા ઉપરના કાળમીંટ પથ્થરમાં પણ ખાડા પડી જાય છે તો પછી પ્રભુ પ્રતીમા પર વાળા કુંચી ઘસીને જે અશાતના કરવામાં આવે છે તેથી પ્રતીમાના અંગને જે હરકત પહોંચે છે તે કેવું અયોગ્ય જણાય છે ? તમારા પોતાનાજ શરીરે તેવી વાળાકુંચી ફેરવી હોય તો તમોને કેવો કંટાળો આવે ? તો પછી આપણા પુજય પ્રભુ તેનાપર થતા વાળાકુંચીના સંસ્કાર જે એક જાતની ભકિત માનવામાં આવે છે તે ખરેખર શોચનીય છે માટે અતિ વધી ગએલો વાળાકુંચીનો પ્રચાર જેમ બને તેમ ઓછો કરવાની જરૂર છે નહી તો જે પ્રાચિન પ્રતિમાને તમો ઉંચી નજરથી જુઓ છો તે પ્રતિમાને તમારે તમારા હાથે ભંડારમાં પધરાવાનો વખત આવશે.

## અંગલુંહણા.

તેમજ પ્રભુને માટે અંગ લુંહણાનું વસ્ત્ર એવું જોઈએ કે જે તમે પોતે પોતાને માટે વાપરતા હો તેનાથી પણ કિંમતી હોય. વાળા કુંચીને માટે કદાચ તમે એમ કહેશો કે પ્રભુના અંગપર કેશર ભરાઇ જાય છે તેથી તેને દુર કરવાને કુંચી શીવાય બીજો ઉપાય નથી પણ પ્રથમ તો મારે એ કહેવાનું છે કે પ્રભુની પુજા તો નવ અંગેજ કરવાની હોય છે તો પછી એ અંગમાં કેસર ભરાવાનું કારણ શું? જયારે તમે પ્રતિમાને કેસરના વિલેપનથી વિલેપીત કરો છો ત્યારે તમારી તે ક્રિયાથી પ્રભુનાં અંગને હાની પહોંચે છે. એ ઉપરાંત મારે બીજું એ કહેવાનું છે કે તમે સાંભળ્યું હશે કે આગળ શત્રુંજય ઉપર રત્નની પ્રતિમા અને સુવર્ણના દેરાસર હતાં પણ સગર ચકરવર્તીએ તેમાં વ્યત્યય કરીને સોનાની પ્રતિમા અને રૂપાના મંદિર કરાવ્યાં તે પછી પાષાણના મંદિર અને પાષાણની પ્રતિમા વિરાજમાન કરવામાં આવ્યાં તેનું કારણ તે સમજતા હતા કે હવે પછીના લોકો એવા જીનાલયોમાં પણ પોતાની બુદ્ધિ બગાડશે.

વળી તમારે સમજવું કે તમારા કરતાં તમારા પુર્વજો કાંઈ ઓછા પૈસાદાર નહોતા છતાં તેમણે પણ પંચધાતુ અને પાષાણની પ્રતિમા ભરાવેલી નજરે આવે છે.

## રૂપાના સિદ્ધચક્રો.

હાલમાં રૂપાના સિદ્ધચક્રો પધરાવવાની રીત એટલી બધી વધી ગઇ છે કે જેની હદ નથી. એટલે કે દશ વીશ રૂ. ની ચાંદીથી રૂપાના સિદ્ધ ચક્ર બનાવી દેરાસરમાં પધરાવવામાં આવે છે અને તેનું પરિણામ એવું આવે છે કે તે સિદ્ધચક્ર ઘસાઈ ઘસાઈને તેમાં ખાડા પડી જાય છે પછી તે સિદ્ધ ચક્રને ભંડારવાને જીવ ચાલતો નથી તેમજ તે ચાંદીને ગાળી શકાતિ નથી વળી તે સિદ્ધચક્ર એટલા બધા પ્રમાણમાં વધી જાય છે કે તેથી પુજા કરવામાં અડચણ પડે છે અને આખરે તેને મરડી મચકોડીને તિજોરીમાં ભરવા પડે છે વળી ટુંકબુદ્ધિના કેટલાએક લોકો ચાંદીના લોભથી તેવા રૂપાના સિદ્ધચક્ર ચોરી જાય છે માટે સિધ્ધચક્ર પધરાવવામાં ખાસ મર્યાદા રાખવાની જરૂર છે.

## પૂજક ( પુજા કરનારા )

પુજક કેવા હોવા જોઇએ અને પુજકે કેમ વર્તવું જોઇએ તે સંબંધમાં હવે હું જણાવીશ. કેટલાક માણસો એમ ઇચ્છે છે કે એક દેરાસરમાં ઘણી પ્રતિમાની જરૂર નથી, આ પણ એક આળસુ અને પ્રમાદિનો સવાલ છે કારણ કે તમારાથી લાખો રૂપીયા સચવાય છે, દશ પંદર છોકરા અને આખું કુટુંબ સચવાય પણ જીનેશ્વરની પ્રતિમા સચવાતી નથી. આ પણ એક આશ્ચર્ય છે.

## અનેક જીન બિંબોની જરૂર.

એકજ દેરાસરમાં અનેક જીન બિંબો જોઇએ, એનું પણ કારણ છે દરેકની ક્ષયોપશમ જન્ય ઇચ્છાઓ જુદી જુદી હોય છે. કોઇને રાતો રંગ ગમે છે, કોઇને લીલો, કોઇને પીળો, કોઇને ધોળો એમ જુદા જુદા રંગ ગમે છે, કોઇને મીઠું ગમે છે તો કોઇને ખારૂં ગમે છે તેમ અમુક અમુક આકૃતિમાં પણ માણસોના વિચારો સ્થિર થાય છે તેમ જીન મંદિરમાં નાની મોટી ઘણી પ્રતિમાની જરૂર છે. જો કે તેમાં અમુક હદના વિવેકની જરૂર છે પણ ઘણી પ્રતિમાનો નિષેધ કરવો તે નિર્ભાગ્યપણું અને અભક્તિ સૂચક છે.

## આશાતનાનો નિષેધ કરતાં થતી આશાતના.

કેટલાએક આશાતના ટાળવા જતાં પોતેજ આશાતના કરનારા બને છે, આશાતના ટાળવા જતાં જીન મંદિરમાં મારામારી કરે છે અને ગાળાગાળી આપે છે તથા ક્રોધને વશ થઇ મર્યાદાનું ઉલંઘન કરીને યદ્વા તદ્વા પણ બોલી જતાં વિચાર કરતા નથી તેથી આશાતના ટાળતાં ઉલટી આશાતના કરનાર થાય છે. મારામારી કે ક્રોધાદિ કરવાથી આશાતના ટળતી નથી પણ શાંતિથી નોકરોને સમજાવવાથી અથવા પોતે જાતે કામ કરવાથી મટે છે હાલ તો ઘણે ભાગે એમ મનાયું છે કે જે શ્રાવક પુત્ર જીન મંદિરમાં જઇને એકાદ પણ ખોડખાંપણ ન કાઢે તેમને પુજા કરતાજ નથી આવડતી એમ તે પોતે માને છે અને ભુલ કાઢે તેજ સમજુ ગણાય છે. વળી કેટલાએક તો પોતાના માનમાં ક્ષતિ થતી હોય તો પ્રભુનો ત્યાગ કરવાને એટલે જીન મંદિરમાં જતાં પણ અટકી જાય છે. આવા દાખલા પણ ઘણા નજરે પડે છે માટે

પુજકે જીન મંદિરમાં શાંતિ સિવાય બીજું કશું મેળવવાનું નથી તેમ પુજકે પોતેજ જીન મંદિરના પુજાના દરેક કામમાં જાતે પરિશ્રમ લેવો જોઇએ. અને વખતના સંકોચને લીધે જે કાર્ય પોતાથી ન થાય તે નોકરો પાસે ધ્યાન પુર્વક કરાવવાનું છે કારણ કે પંડિત શ્રી વીરવિજયજી મહારાજે કહ્યું છે કે જેને જીન મંદિરમાં કાજો લેતાં શરમ આવે છે તે ભવાંતરને વિષે ભંગીનો અવતાર પામે છે અને આખા શહેરમાંથી ઝાડુ કાઢવાનો વખત આવે છે. તેમજ પ્રભુના અંગ લુંહણા અને પુજાના ઉપગરણો વિગેરે ધોવામાં જેને શરમ આવે છે તેને ભવાંતરને વિષે ધોબીનો અવતાર પામી આખા શહેરમાં મલીન વસ્ત્રો ધોવાનો વખત આવે છે. આ રીતીએ સમજવું જોઇએ કે ઘરમાં પુત્રપુત્રીઆદિકના મલીન અંગનું પ્રક્ષાલન તમે જાતે કરોછો તો પછી જે ત્રૈલોકયનાનાથ અને આપણા પુજય તરણતારણ પ્રભુની મૂર્ત્તિને માટે કાર્ય કરવામાં શરમ રાખવી અથવા બેદરકારી રાખવી અને તે કામમાત્ર નોકરોનું છે એમ સમજવું એ કેટલી અજ્ઞાનતા છે? વળી જેને પ્રભુ આગળ દીપક કરવાની શરમ આવે છે તે ભવાંતરને વિષે મસાલચીનો અવતાર પામે છે તેમજ પ્રભુને મસ્તક નમાવવામાં જેણે બે દરકારી વાપરી હોય તે ભાવાંતરમાં ભાર વાહકના અવતારને પામે છે, આવો રીતે શાસ્ત્રકારો જયારે પૂજકને માટે કહે છે તો પછી પૂજકોએ પૂજા કેવી રીતે કરવો જોઇએ એ અવશ્ય સમજવાની જરૂર છે અને સમજવા પછી એક ક્ષણ પણ તેમ કરવામાં પ્રમાદ કરવો સુકત નથી.

### શ્રાવકોએ પોતાનાજ નોકરો રાખવા જોઇએ.

કેટલાએક સ્થળોમાં મારા સમજવા પ્રમાણે પૂજારીઓને ખાસ દેવ દ્રવ્યમાંથી પગાર આપવામાં આવે છે અને તે દેવ દ્રવ્યના પગારથી કામ કરનારા નોકરોને તમે કોઇ વખત દેરાસરના કામ માટે અને કોઇ વખત તમારા પોતાના કામ માટે હુકમ કરો છો માટે આથી તમે દેવ દ્રવ્યના દોષને કેટલેક અંશે પ્રાપ્ત કરો છો હવે તમને પોતાના ઘર કે દુકાનના વહિવટ માટે સંખ્યા બંધ નોકરો મલે છે તેમ જો તમે એક એક બરસને માટે એક એક નોકર પૂજાને માટે રાખો અને પગાર આપો તો તમારા પોતાથી પૂજા ન થાય તો પણ કરવું કરાવવું અને અનુમોદવું એ નિયમ પ્રમાણે તમારા પોતાના નોકરથી તમને પોતાને લાભ મળે અને તે સાથે અમુક અંશે લાગતો દેવ દ્રવ્યનો દોષ તે

પણ દુર થઇ જાય માટે દરેક જૈનોમાં આવી લાગણી શા માટે ન જોઇએ? અને એવા જૈનો શું નથી કે જેઓ એક એક વરસ સુધી દેરાસરના નોકરોને પોતાનો પગાર આપી શકે. છોકરાં રમાડવામાં રમત ગમતમાં, નાટકમાં અને તેવાજ બીજા પ્રસંગોમાં હજારો રૂા. નો ખરચ કરવામાં આવે છે અને પ્રભુ ભકિતમાં તમો જોઇએ તેવા વિવેકથી સ્વદ્રવ્ય વાપરવામાં પશ્ચાત રહો છો અને જેવી ઉત્કંઠા પુર્વના પ્રસંગોમાં રહે છે તેવી ઉત્કંઠા આવા કાર્યમાં ઓછી હસ્તિ ધરાવે છે તેજ સૂચવી આપે છે કે તમે જેટલે અંશે સંસારમાં આનંદ અને સાર્થકતા માનો છો તેટલે અંશે પ્રભુ પુજામાં તમને આનંદ મનાતો હોય તેમ જવલ્લેજ જણાય છે.

## પુજોપગરણ શુદ્ધિ.

ઉપગરણ શુદ્ધિના સંબંધમાં મારે કહેવું જોઇએ કે આજકાલ માત્ર પૂજા કરનારાની સગવડ સાચવવાના હેતુથી સાધનોની જે અનુકુળતા કરી આપવામાં આવેછે તેથી પરીણામ એ આવેછે કે પુજાના ઉપગરણને માટે પૂજા કરનારા બે દરકાર રહીને તે ઉપગરણને જ્યાં ત્યાં રખડતા મુકેછે વળી એકના એક ધાબળી અને ધોતીયાં લાંબો વખત સુધી ઘણા માણસો વાપરતા હોવાથી તે અતીશે મલીન થાય છે તથા કેટલાઓ તો ખસ ખરજવું કે ધાધર ગુમડાના રોગી પણ તેજ વસ્ત્ર પહેરતા હોવાથી તેવી મલીનતાવાળા ધોતીયા વડે પ્રભુનો સ્પર્શ કરી મલીનતાનો પ્રસાર કરેછે વાસ્તવીક રીતે દરેક માણુસે પોતાની કામળી અને ધોતીયાં જુદાં રાખવાં જોઇયે એટલુંજ નહી પણ જે ધોતીઉં આજ પહેરેલું હોય તે કાલ ધોઇ નાખવું જોઇયે તેને બદલે દેરાસરોમાં પુજકોની સગવડતાના હેતુથી જે સરળતા કરી આપવામાં આવે છે તેનું પરીણામ આવું ખેદ ઉપજાવનારૂં આવે છે અને દિન પ્રતિદિન તમારા તે વ્યવહારમાં મલીનતા વધતી જાય છે માટે પુજકે તો પોતાનાજ ઉપગરણો વડે પુજા કરવી જોઇએ અને તેમાં જરાપણ પ્રમાદને અવકાશ આપવો જોઈએ નહિ. અને તેથી એમ માનવાનું નથી કે પુજા કરવાને કોઈ આવશે નહિ કારણ કે જે પુજાને માટે ઉત્સુક છે તે તો જાતેજ સાધનો મેળવીને પુજા કરશેજ અને જેઓ બીજાઓ તરફથી સાધનોની અપેક્ષા રાખનારા છે તેઓ સાધનોની અનુકુળતા થવા છતાં પુજાનો યથાર્થ લાભ મેળવી શકવાના નથી જુઓ કે જેઓ સામાયક પ્રતિક્રમણ કરનારા

છે તેમને માટે વસ્ત્રાદિકની તેવી સગવડતા રાખવામાં નથી આવતી તો પણ ક્રિયા માટે તેઓ પોતાની સાથે જોઇતા સાધનો રાખે છે અને પોતાની ક્રિયામાં તે ચુકતા નથી તેમજ જેઓ પુજા કરવાને ઉત્સુક હુશે તેઓ પણ પોતેજ જો ઇતા સાધનોની સગવડતા રાખી શકશે માટે આવા મલીન વસ્ત્રો અને આવો ધાબળીઓનો વપરાશ જેમ બને તેમ ઓછો કરવા જરૂર છે.

જેમ તમારે ઘેર કોઇ મોટા મેમાન આવે ત્યારે તમારા ઘરમાં ન હોય તો પણ તમારી આબરૂ વધારવાને ગમે ત્યાંથી માગી લાવીને પણ રૂપાનો થાલ અને રકેબીઓની સગવડતા કરોછો તેમ પ્રભુ પૂજામાં ઉંચા અને કિંમતિ સાધનો વાપરવાની તમે કેમ જરૂરીઆત જોતા નથી?

## અંગ શુદ્ધિ.

અંગ શુદ્ધિને માટે ખરી રીતી એવી છે કે પ્રથમ પરનાળાવાળો બાજોઠ રાખીને તેની આસપાસ રેતી નાખવી જોઇએ તથા ન્હાવાનું જળ પણ શુદ્ધ કવોષ્ણ એટલે કાંઇક ગરમ અને કાંઇક ઠંડું જોઇએ તથા અંગ સાફ કરવાને ટુવાલ પણ સુગંધિ પદાર્થથી સુગંધિત કરેલો જોઇએ તથા ન્હાવાને પહેરેલું વસ્ત્ર જુદું જોઇએ અને તે પ્રમાણે શરીર સાફ કરીને જ્યારે પગ સુકાઇ જાય ત્યારે દેરામાં જવું જોઈએ કારણ કે પાણી વાળા પગ હોય તો મલીન પદાર્થ તથા જીવ જંતુ પગને ચોંટે. ખરી રીત એવી છે છતાં દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ પ્રમાણે આમ ન થઇ શકે તો છેવટ નહાવાનું ધોતીઉં અને તે નિમિત્તનો ટુવાલ તો જુદોજ જોઇએ તથા નાહિને સુગંધી પદાર્થનું વિલેપન કરી અંગને સુગંધી કરવું તેમજ જો વ્રત ન હોય તો મુખમાં પણ સુગંધિ પદાર્થો ચાવીને સુગંધી કરી પ્રભુ પાસે જવું આવી રીતે અંગ શુદ્ધ કરી જવાની જરૂર છે.

ન્હાવાનું ધોતિઉં શરીરને સ્પર્શ કર્યા વગર એક બાજુ મુકી દેવું જોઈએ તેનો એક પણ છાંટો શરીરને લાગવો જોઇએ નહિ.

આમ શુદ્ધિ સાચવવાને બદલે કેટલાએક લોકો દેરાસરમાંજ જ્યાં ન્હાવાનું હોય ત્યાંજ હજામત કરાવે છે, ચરબીના સાબુ અને અરીઠા વતી ન્હાય છે, ધોતીઆને અબોટીઆ કરે છે અને પહેરેલા વસ્ત્રનેજ નિચોવીને ટુવાલના કામમાં લે છે, વળી ન્હાવાનું વસ્ત્ર ધબાધબ કરી ધુએ છે અને તેના મલીન છાંટાથી પોતાના શરીરને પણ મલીન કરે છે અને વિવેકમાં

બીલકુલ સમજતા નથી તેવાઓ પોતે અંગ શુદ્ધિ કરવાને બદલે તેથી ઉલટું કરે છે તેવા પુજા કરનારા ખુલ્લી રીતે પૂજા કરવાની રીતીથી વિરૂદ્ધ વર્તન કરનારા છે એમ કહેવાને હરકત નથી અને તેઓ લાભને બદલે ગેર લાભ પોતાની અજ્ઞાનતાને લઇને મેળવે છે. માટે વિવેકપુર્વક અંગ શુદ્ધિ કરવાની જરૂર છે.

## પુજાના મુખ્ય ત્રણ પ્રકાર.

હવે મુખ્યપૂજા ત્રણ પ્રકારીની છે (૧) જઘન્ય (૨) મધ્યમ અને (૩) ઉત્કૃષ્ટ જઘન્યમાં અષ્ટ પ્રકારી મધ્યમમાં સતર પ્રકારી અને ઉત્કૃષ્ટમાં એકવીસ પ્રકારી તે સિવાયની બીજી દરેક પૂજાનો આ ત્રણ પ્રકારની પૂજામાં સમાવેશ થાય છે.

## અષ્ટ પ્રકારી પુજાની ભાવના

પ્રભુનાપ્રક્ષાલન વખતે એવી ભાવના જોઇએ કે પ્રભુના જન્મ વખતે ઈંદ્ર મહારાજે મેરૂ પર્વત પર પ્રક્ષાલન કર્યું છે તે વખતે હું કોણ જાણે કઇ ગતીમાં હઇશ માટે આ વખતે મને જે પ્રસંગ મળ્યો છે તે મારા કોઈ પુન્ય ઉદય છે તેમજ પ્રભુને જળથી ન્હવરાવતામાં આત્માના કર્મ મળ ને ધોઉ છું

ચંદન પુજા—ચંદનપૂજા કરતી વખતે એવી ભાવના ભાવવામાં આવે છે કે હે આત્મા ? જેમ શીતળતા અને સુગંધી આ ચંદનમાં રહેલી છે તેવી શીતળતા અને સુગંધી મારા આત્મામાં પ્રગટ થાઓ.

કુસુમપુજા—કુસુમપૂજા કરતા પુષ્પનું નામ સુમનસ છે તો સુમનસ [ પૂષ્પ ] થી પ્રભુને પૂજતાં પોતામાં સુમનસ પણું એટલે રૂડા મનોભાવ પ્રાપ્ત થાઓ.

ધુપ પુજા–ધૂપ પુજા કરતાં વિચારવું કે જેમ સુગંધિ ધુપથી ઉત્પન્ન થએલો ધૂમ્ર ઉર્દ્ધ ગમન કરે છે તેમ હે પ્રભુ! મારા કર્મોને હૃદય રૂપી ધુપ ધાણામાં ધ્યાન રૂપી અગ્નિમાં હોમી અને તેથી ઉત્પન્ન થએલો મારો પવિત્ર આત્મા ઉર્દ્ધ ગતીને પ્રાપ્ત થાઓ અને જેમ સુગંધી ધુપથી આ જીનગૃહ વાસીત થએલું છે તેમ મારો આત્મ ગુણોથી મારા આત્મા વાસિત થાઓ.

દીપ પુજા—જેમ આ દીપકનો ઉદ્યોત દ્રવ્ય અંધકારનો નાશ કરનારો છે તેમ મારા હૃદયમાં જ્ઞાનરૂપી દીપકનો પ્રકાશ થાઓ કે જેથી અનાદિ કાળથી રહેલું અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામે.

અક્ષત પુજા—હે પ્રભુ જેમ આ તંદુલનું નામ અક્ષત છે અને તે જાતે ઉજવળ છે તેમ કર્મ મળથી ઉજવળ એવો મારો આત્મા સદાને માટે અક્ષયપદને પામનારો થાઓ

નૈવેદ્ય—અનાદિ કાળથી આહાર કરતો થકો જીવ વેદોદય વિગેરે કારણને લઇને અને નિદ્રા વિગેરે પ્રમાદને લઇને અનેક દુઃખની પરંપરાને પામનારો થયો છે ને હે ત્રૈલોકયના નાથ આ આહાર આપ સન્મુખ સ્થાપિ હું હવે પછી મારા આત્મબળથી એવી ઈચ્છા રાખું છું કે સદાને માટે આથી રહીત થઇ હું સદાને માટે અણાહારી પદને પામનારો થાઉં

ફળ પુજા—છેવટ આ સાતે પુજાથી ઉત્પન્ન થએલા મારા આત્માન ગુણો પરિણામે મોક્ષ ફળને આપનારા છે એમ સમજી છેવટના ફળનું મને જ્ઞાન થાય અને તે તરફ મારી પ્રવૃતિ વધે તેવા હેતુથી આ દ્રવ્યથી ફળ પુજા કરી તે ફળ જોતાં મને ભાવ ફળની સ્મૃતિ થાય છે.

ઘંટ—જીન મંદિરમાં ઘંટાનાદ કરવાનો પણ એવોજ હેતુ છે કે જેમ આ ઘંટાનાદથી જીન મંદિર ગાજી રહે છે તેમ સત્યતા રૂપ સત્યનાદથી હું સમગ્ર જગતને ગજાવનારો થાઉં.

આવી રીતે દ્રવ્ય પુજા કરતાં એવા ભાવ થવા જોઇએ કે તે વખતે ફક્ત પૂજન સિવાય બીજી કોઇ પણ બાબત વિષે લક્ષ રહે નહી અને એકાગ્રતા થાય. જો આવી રીતે ભાવ પૂર્વક દ્રવ્ય પૂજા કરવામાં આવે તો હું ખાત્રીથી કહું છું કે તમારૂં ચિત્ત પૂજાના સ્થળ સિવાય બીજે સ્થળે જાય નહિ. અને જેમ રાંકને રાજ્ય અને અપુત્રિયાને પૂત્ર પ્રાપ્તિ થાય તેવો અનહદ આનંદ પૂજા કરતી વખતે થયા વગર રહે નહી. તેથી આવી ભાવપૂર્વકજ દ્રવ્ય પૂજા કરવી; જેવા આ અષ્ટ પ્રકારી પૂજાના હેતુ બતાવ્યા તેવી રીતે સત્તર પ્રકારી અને એકવીસ પ્રકારી પૂજાના હેતુ કહેલા છે પણ સમયના સંકોચને લઇને આ સ્થળે તેનો વીસ્તાર નહી કરતાં પૂજાના વિષયમાંજ હું આગળ બોલીશ.

## દ્રવ્ય પૂજાનો અનુક્રમ વિધિ.

દ્રવ્ય પૂજાનો અનુક્રમ એવો છે કે મુખે અષ્ટપડ મુખ કોષ બાંધી પ્રથમ તો પ્રભુના અંગપરથી નિર્માલ્ય ઉતારવું, પછી મોર પીંછ વતી પ્રમાર્જન કરવું, પછી સુગંધિ પંચામૃત (ગાયનું દૂધ, દહી, ઘી સાકર અને પાણી) વડે પ્રભુના અંગનું પ્રક્ષાલન કરવું, હાલ તો ભાગ્યેજ એક એ અમૃતથી હરરોજ પ્રક્ષાલન કરવામાં આવે છે તેનું કારણ માત્ર હું પૂર્વે બતાવી ગયો તેમ તમે પૂજાનું સ્વરૂપ સમજ્યા નથી, તેથી જેમ તેમ ચલાવી લેવાય છે. ત્યાર પછી શ્વેત કોમળ અંગલુંહણા વતી અંગ લુંછી નાખવું, તે પછી સુગંધિ કેસર વડે પ્રભુના નવ અંગે તીલક કરવા તે પછી અનેક જાતના સુગંધિ પુષ્પોથી પ્રભુના અંગનું પુજન કરવું, તે પછી સુગંધિ દશાંગ ધુપ, પછી મંગળ દીપક, ઉજવળ અક્ષત, અને વિવિધ જાતના નૈવેદ્ય તથા ઉત્તમોતમ ફળ વતી પ્રભુ પૂજન કરવું જોઇએ. આ અષ્ટ પ્રકારી પૂજામાં પ્રથમની ત્રણ પૂજા તે અંગ પૂજા કહેવાય છે અને ધુપથી તે ફળ સુધીની પાંચ પૂજા અગ્ર પૂજા કહેવાય છે.

## દ્રવ્ય પૂજાની આવશ્યકતા.

દ્રવ્ય છે તે ભાવનું નિમિત્ત કારણ છે તેથી દ્રવ્ય પૂજાની આવશ્યકતા છે, અને જેવા જેવા ઉત્તમ દ્રવ્યો આપણી દ્રષ્ટી આગળ આવતા હોય તેવો તેવો ભાવ થાય છે. આત્મા નિમિત્તવાસી છે તેથી આપણા આત્માને સદા પવીત્ર નિમિત્ત સંયુકત રાખવો જોઇએ કે જેથી મનમાં નિમિત્તની અસર ન થાય.

## ભાવ પૂજાનો ક્રમ.

પૂર્વોકત દ્રવ્ય પૂજાથી આત્મામાં ભાવ પૂજા પ્રાપ્ત થાયછે તેથી પ્રભુના ગુણનું સ્તવન કરીને મુખ શુદ્ધિ કરવી અને મમતા ત્યાગરૂપી ઓળ (જીભનો મેલ) ઉતારવી. મિથ્યાત્વ રૂપી મેલને ધોઈ સ્નાન કરવું અને સંતોષ રૂપી ઉજવળધોતિયું પહેરવું તેપછી એકાગ્રતા રૂપી ઓરસીયા ઉપર સુખડવડે ભકિત રંગરૂપી કેશર ઘસવું અને તે પછી આજ્ઞારૂપી તિલક કરવું અષ્ટપ્રવચન માતારૂપી મુખ કોશ બાંધી અનેક સંકલ્પ વિકલ્પ રૂપી અંતરંગ ઉપાધી તથા સ્ત્રી પુત્રાદીક બાહ્ય ઉપાધિરૂપી નિર્માલ્ય ઉતારી ચિત શુધ્ધી રૂપી નિર્મળ જળથી પક્ષાલન કરી મુળ ગુણ ઉત્તર ગુણ રૂપી

અંગ લુહુણાથી નિર્લેપ કરી અનેક જ્ઞાન દર્શન રૂપી અલંકારો પહેરાવી નવ વાડ રૂપી નવ તિલક કરી પંચાચાર રૂપી પચ રંગી પુષ્પ ચઢાવી શુભ વાસના રૂપી ધુપથી ધુપીત કરી તત્વ પાત્રમાં સપ્તનય ચિંતનરૂપી ઘૃત ભરી સ્યાદ્વાદ રૂપી વાટ મુકી ધ્યાન રૂપી દીવાસળી વતી જ્ઞાન દીપક કરી ક્ષાયિક ગુણરૂપી અક્ષતનું સ્થાપન કરી અનુભવ રૂપી નૈવેદ્ય મુકી, સહજાનંદ સુખ રૂપી ફળ મુકી પોતાના આત્મરૂપી અરિહંત ની પૂજા પૂર્વોકત ભાવાષ્ટક કરી તે પછી સોઽहं સોઽहंના અનાહુત નાદથી વાજીંત્ર ગીત પૂજા કરવી. આવી રીતે યોગી પુરૂષો સદા ભાવ પૂજા કરતાં પરમાનંદ પદને મેળવનારા થયાછે. તેવીજ રીતે દરેક દ્રવ્ય પૂજા કરનારાઓએ દ્રવ્ય પજા કર્યા પછી પૂર્વોકત ભાવ પૂજા અમારામાં સદાને માટે પ્રાપ્ત થાઓ એવી ભાવના ભાવવી જોઈએ.

પૂજાના દરેક પદાર્થ ધુપથી સુગંધિત કર્યા સિવાય વાપરવા નહી. દશાંગ ધુપ વાપરવાને બદલે હાલ માત્ર અગરબતીના નાના કટકાવતી ધુપ કરાય છે તેનું કારણ એજ છે કે બધાને મફત જોઈએ તમને શાક વીગેરે માટે પૈસા મળે છે, તેના વીના એક દિવસ ચાલતું નથી પણ તમોને ધુપ વીગેરે પુજાના સાધનો જ્યાં સુધી પરબારા સાધારણ ખાતેથી મળતા હોય ત્યાં સુધી તમો તમારા દ્રવ્યથી લેવા માટે તદન બે દરકાર રહોછો, તેપરથી સમજાય છે કે તમે જેટલે અંશે સંસાર ભકત છો તેટલે અંશે તમે પૂજાના ભકત નથી.

## જૈન મિત્ર સભા.

હુવે પુજાના સંબંધમાં જો કે હું સ્તુતિ કરતો નથી તો પણ જેવું હોય તેવું કહેવું અને તે બીજાને અનુકરણીય થાય તેવી મતલબથી મારે આંહિં કહેવું જોઇએ કે આ મુંબઇમાં હસ્તી ધરાવતી જે જૈન મિત્ર સભા છે તેનો પુજાને માટે ખરેખર સ્તુત્ય અને પ્રશંસનીય પ્રયાસ છે એમ સૌ કોઈને કહ્યા વગર ચાલશે નહિ. એટલુંજ નહિ પણ આપણા જૈનમાં હાલ એકે દિવસ અથવા એકે વાર એવો માનનીય નથી કે જેમાં પ્રભુ ભકિત સિવાય બીજું કાંઇ થતું ન હોય? યાહુદી લોકો શનીવાર, વેદાંતીઓ સોમવારને અને ઇસ્લામી ધર્મવાળા શુક્રવારને માન આપેછે તેમ જૈનને માટે એક વાર નિર્માણ થયો નથી. જો કે શાસ્ત્રમાં બે આઠમ બે ચઉદશ, અમાવાશ્યા અને પુર્ણીમા એ છ

તીથી પવીત્ર ધર્મ ક્રિયાને માટેજ ફરમાવેલી છે તોપણ તેનો ઉપયોગ જે વો જોઇએ તેવો હાલ કરવામાં આવતો નથી દર અઠવાડીએ આ મુંબ ઇ શહેરમાં રવીવારને દીવસે ઘણે ભાગે વ્યાપાર રોજગાર બંધ રહેછે તે રવીવારને દિવસે જ્યારે બીજા લોકો રમત ગમત અને ખાવા પીવા માં કાઢેછે ત્યારે આ જૈન મિત્ર સભાના મેંબરો જીન ભકિત અને જીન પુ જામાં તે દીવસ વ્યતીત કરે છે તે જોઈ હું ઘણો ખુશી થાઉં છું

## સ્વદેશી પવિત્ર ખાંડ કેસર.

પૂજાનાં સંબંધમાં તે સભા તથા બીજા દરેક પૂજા કરનારાને એક અગત્ય ની સૂચના એ છે કે તમે સરવે જાણુતાજ હશો કે જૈનમાં બાવિસ પદાર્થને અભક્ષ માનેલા છે જેમાં મદીરા માંસ વિગેરે પણ આવી જાય છે. હાલમાં ચાલતી ચર્ચાને અનુસારે પરદેશી ખાંડ અને તેમાં બનતી સાકરની મીઠાઇ જૈનોને કોઇ રીતે પણ ભક્ષણ કરવા લાયક નથી. એકતો તે વસ્તુ અપવિત્ર પદાર્થના સંયોગોથી બને છે અને જો તેમ બનતું હોય તો જીવહિંસાનું પણ મહાપાતક તેને માટે થાય છે માટે આ હકીકતથી તેવીજ ભ્રષ્ટ ખાંડ અને તેથી બનેલી મીઠાઇ કોઇ રીતે ભક્ષણ કરવા લાયક નથી એ સહેજમાં શમજી શકાય તેમ છે છતાં તે સંબધમાં ભાર મુકીને મારે કહેવુ જોઇએ કે તેવી મીઠાઈના નિવેદો પ્રભુ મંદિરમાં પૂજાના નિમિત્તે કોઇ રીતે વાપરવા ઉચીત નથી તે સાથે કેસરને માટે તેવીજ ચર્ચા ચાલે છે કે જેમાં સ્પીરીટનું સીંચન થાય છે તો જો તેમ થતું હોય અને તે વાત સત્ય હોય તો તેવા કેસરને પણ પવિત્ર જૈનોએ જલાંજલી દેવી એજ સર્વોત્તમ કાર્ય છે, અને તમારા દેશમાંથી ઉત્પન્ન થતી ખાંડ અને કેસર જેમાં શકની નજરે જોવા પણું નથી તે ગમે તેવા ખરચે ઉપયોગમાં લેવાની તમારી ફરજ છે. દરેક ધર્મ કરતાં આવા કાર્યોમાં જઇનોએ પહેલો ભાગ લઇ સ્વધર્મની પવિત્રતા અને શ્રેષ્ઠતાં બીજા લોકોને બતાવી ધડો આપવો જાઇએ.

## જીન પડિમા અને જીનાગમ.

સાંપ્રતકાળે આપણુને મુખ્ય આધાર એ છે (૧) જીન પડિમા અને (૨) જીનાગમ જીન પ્રતિમાજીનેશ્વર મહારાજ સરખી છે એટલુંજ નહિ પણ

તે જીનેશ્વર મહારાજજ છે એમ સમજવું જોઈએ, આપણે બોલીએ છીએ પણ તેમજ કે પ્રભુદર્શન કે પ્રભુભકિત કરી આવ્યા. પણ કોઇ એમ નથી બોલતું કે પ્રભુની પડિમાની પુજા કરી આવ્યા માટે આપણા શબ્દોજ સુચવે છે કે આપણે પ્રભુની પ્રતિમાને પ્રભુજ માનીએ છીએ અને જીનાગમ તથા જીનવાણી તે પણ હયાત છે એટલે પ્રભુ અને પ્રભુની વાણી બંને વાના જ્યારે વર્તમાન કાળમાં હસ્તી ધરાવે છે તો પછી ચોથા આરા તથા પંચમકાળ વચ્ચે તે સંબંધમાં કાંઇ પણ ફેર નથી એમ આપણે માનવું જોઇએ કેમકે જે વખતે પ્રભુ વિચરતા હતા તે વખતે પણ ભવ્ય પ્રાણીઓને તેમની આકૃતિ એજ દર્શનીય હતી અને તેમની વાણી તેજ શ્રવણીય હતી અને તેથીજ અનેક જીવો પરમપદને પામેલા છે તોપંછી હાલ પણ આકૃતિ મોજુદ છે અને પ્રભુના વચન પણ મોજુદ છે તો પછી શા માટે તેનો યથાર્થ લાભ મેળવવામાં આપણે ન્યુનતા રાખવી જોઇએ, હમણા આપણે આંહી સૌ એકઠા મળેલા છીએ તે વખતે જો કોઈ ખબર આપે કે અમુક જગ્યાએ સર્વજ્ઞ પધાર્યા છે તો તમોને કેવો ઉલ્લાસ થશે અને લાખો રૂા. નો ફાયદો મુકીને તમે તેના દર્શન કરવા કેવા દોડી જશો? તેવાજ રીતે જો તમે પ્રભુ સ્વરૂપ જાણતા હો તો પ્રભુની પ્રતિમા પ્રભુ સમજી તેવાજ ઉલ્લાસથી ગમે તે કામ પડતું મુકીને તમારે આવવું જોઇએ અને તેમાં પ્રથમ ભાગ લેવો જોઇએ, તેના બદલામાં હાલ કેટલાએક લોકોને પુજા ભણાવવી હોય તે અમુક રૂા. મોકલી આપી તેની વ્યવસ્થા વહીવટ કરનારને માથે નાખી પોતે પોતાના સંસારના કાર્યમાં મશગુલ રહે છે. જુઓ અને વિચારો કે આવી વેઠની માફક પુજાનો ભાર ઉતારી અમોએ પુજા ભણાવી એમ માની લેવું તે કેવી મોટી ભુલ છે. જ્યારે તમોને દ્રવ્ય ખરચવાને મળે છે તો પછી જાતે રહી પુજા ભણાવવા જેટલો વખત મળતો નથી? આશ્ચર્યની વાત છે કે જે કૃત્યમાં અનંતોકાળ નિર્ગમન થઇ ગયો તે કૃત્યોમાં કાળની ગણના કરવામાં આવે છે અને જે કાર્ય અનંત કાળે મહાભાગ્યને યોગે પ્રાપ્ત થાય છે તેને માટે કાળનો સંકોચ માનવામાં આવે છે, આ જોઇ ચોખી રીતે સમજાય છે કે તમોને પુજા શું ચીજ છે અને પુજાથી શું લાભ છે તેનું જ્ઞાન બીલકુલ નથી નહિતો આવી લજાસ્પદ પદ્ધતિ તમારી હોયજ નહિ. તેથી હું પુનઃપુનઃ ભલામણ કરૂં છું કે આ મનુષ્ય ભવ પ્રાપ્ત કરી પ્રભુ પુજનને અમૂલ્ય માની તેનો લાભ લેવા ચુકશો નહિ.

## દર્શન કરવાની રીતી.

શાસ્ત્ર પ્રમાણે પુરૂષોએ જમણી બાજુ રહીને અને સ્ત્રીઓએ ડાબી બાજુ રહીને પ્રભુ દર્શન અને પ્રભુ પુજન કરવા જોઇએ કે જેથી બીજાઓને પ્રભુ નિહાળવામાં અંતરાય ન પડે તે સાથે પ્રભુ સ્તુતી કરવામાં એવો વિવેક સાચવવો જોઇએ કે જેથી સેંકડો માણસો પ્રભુ સ્તુતી કરતાં હોયતો એક એકની સ્તુતિથી બીજા ને વિક્ષેપ ન થાય તેના બદલામાં હાલ કેટલાક લોકો મોટા રાગડા તાણીને બીજાઓની ભકતીમાં અને ધ્યાનમાં ખલેલ પહોંચાડે છે તે ખરેખર શોચનીય છે. અવગ્રહ એટલે પ્રભુથી ઓછામાં ઓછા સાત હાથ દૂર રહી દર્શન કરવા જોઇએ. રાજ દરબારમાં કોર્ટમાં કે મીજલસમાં જતી વખતે તમે સારા સારા વસ્રાલંકાર પહેરી બની ઠનીને જાઓ છો અને પ્રભુ દરબારમાં ટોપીને પોતી આથી ચલાવી લોછો, વગી પ્રભુ દરબારમાં ખાલી હાથે ન આવવું જોઇએ તે છતાં તમે તે બદલ ખ્યાલ રાખતા નથી અને હાથમાં લાકડીને છત્રી લટકાવી દર્શન કરવાની તમારી ટેવ પડેલી છે તે કોઇ રીતે યોગ્ય નથી.

## ભકિતની પ્રાધાન્યતા.

આપણા કેટલાએક પુજ્ય મહાશયોએ સંસ્કૃત ભાષામાં અનેક સ્તોત્ર દ્વારાએ એવી માગણી કરેલી છે કે અમોને મોક્ષ જોતો નથી હે પ્રભુ તમારૂં કેવળજ્ઞાન જોતું નથી પણ સદાને માટે તમારી ભકિત અને તમારૂં ધ્યાન અમારા હૃદયમાં નિવાસ કરીને રહો કે જેથી અમો સ્વતઃ ભકિતદ્વારા કેળવજ્ઞાન અને પરમપદ મેલવી શકીએ જેને માટે હું એકજ શ્લોક કહીશ

जिने भक्तिं जिने भक्ति
जिने भक्ति दिने दिने
सदामेस्तु सदामेस्तु
सदामेस्तु भवे भवे

અર્થ—દિન પ્રતિ દિન જીનેશ્વરની ભકિત રહો એટલુંજ નહિ પણ નીરંતર ભવોભવને વિષે તે ભકિત નિશ્ચલ રહો.

## ભકિત.

ભકિત એ શબ્દ એમ સુચવે છે કે પ્રભુ સાથે આપણી એકાગ્રતા કરવી એટલે જે વખતે પુજય અને પુજક એવી દ્વિધા વૃત્તિ ટળી અને

પુજકની પુજયની સાથે તદ્દાકાર વૃત્તિનું જે થઇ જવું એટલે પુજયથી હું ભિન્ન નથી અને પુજ્ય મારાથી ભિન્ન નથી એવી જે અભેદ દિશા તેનેજ પરમ શુદ્ધ ભકિત કહેવામાં આવે છે અને તેવીજ ભકિત પ્રાપ્ત કરવાને માટેજ પુજાની ક્રિયાની દરેકને આવસ્યક્તા છે.

### ઉપસંહાર.

આટલું કહી જો કે આજના વિષયમાં દશત્રિક ચોરાસી આશાતના વિગેરે ઘણી હકીકત કહેવાની રહી ગઇ છે તોપણ વખત થઇ જવાથી હુ મારો આજનો પુજાનો વિષય આટલેથીજ સમાપ્ત કરીશ.

---

## વ્યાખ્યાન ૧૧ મું.

# કેલવણી.

---

તા૦ ૧૨-૧૦-૦૭.

(પ્રમુખ તરીકે)

### ઉપોદ્દ્ઘાત

આ સ્કુલના માસ્તર કાનજીભાઇ અને બીજા ઘણા કચ્છી આગેવાન ભાઈઓના અતી આગ્રહને લીધે મારે આ પ્રમુખપદ સ્વીકારવાની જરૂર પડી છે, જો કે મારા કરતાં બીજા ઘણા વિદ્વાનો આ શહેરમાં છે અને આવા જાહેર મેળાવડામાં તેવા કોઈ વધારે યોગ્ય નરને આ સ્થાન આપ્યુ હોત તો મને વધારે આનંદ જેવું જણાયું હોત, છતાં તમે સર્વે ભાઈઓએ મારાપરજ આ અગત્યની ફરજ બજાવવાનો બોજો મુકયો છે તે હું એક ધર્મના ઉપદેશક તરીકે મારી ફરજ સમજી સ્વીકારૂં છું

હાલ આપણી સમક્ષ આ સ્કૂલના વિદ્યાર્થીઓ તરફથી પાંચ ઇંદ્રિયઓના રસ સંબંધીના કથિત પાઠની અપાયેલી પરિક્ષા, ધ્યાન ખેંચવા યોગ્ય છે અને સુંદર કવાયત તેમજ મનોહર સંગીત અને ઘણોજ અસરકારક અને સંસ્કાર યુકત સંવાદ વીગેરે શિક્ષણ મને તેમજ તમો સર્વેને

ઘણોજ સંતોષ આપનારા થયા છે એમ મારે ખુલ્લું કહેવું જોઇએ જે કેળવણીના અનુક્રમના હાલમાં જરૂર વધતી જાય છે અને જેની લગભગ દરેક સ્કુલમાં મોટે ભાગે ખામીજ જોવામાં આવે છે તેવી માનસિક અને શારિરિક કેળવણી આ વિદ્યાર્થીઓને અપાએલી જોઈ મને આ સ્કુલના ધોરણ વિષે ઘણોજ ઉંચો અભિપ્રાય બંધાયો છે અને મારે કહેવું જોઇએ કે આપણી જૈન પાઠશાળાઓને તે ખાસ અનુકરણ કરવા યોગ્ય છે.

## વિદ્યાર્થીઓનો સંવાદ.

બાળકોને સંવાદનો વિષય ખરેખર ઘણોજ ઉત્તમ પ્રકારે ગોઠવવામાં આવ્યો છે અને બાળકો તરફથી એક સભાના જુદા જુદા સભાસદોના ભાષણરૂપે જે ઉત્તમ રીતે બોલવામાં આવ્યો છે તે ખરેખર ઘણો આનંદ ઉપજાવે તેવો વિષય છે આ ઉપરથી કોઈએ એમ માનવાનું નથી કે આ સંવાદ તો બાળકોએ શિક્ષણ મેળવીને અથવા મોઢે તઈયાર કરીને ફરી બતાવેલ છે તેથી તેમાં કાંઇ નવિન જેવું જણાતું નથી.

## શિક્ષણથી સંસ્કારી થવાય છે.

પણ મારે કહેવું જોઇએ કે એમ માનવામાં ભુલ થાય છે આપણે સરવે જે કાંઈ બોલીએ છીએ, લખનાર જે કાંઇ લખે છે, વાંચનારા જે સહેલાઇથી વાંચી શકે છે તેમજ પોતપોતાના ધંધામાં લોકો જે વધારે કુશળ દેખાય છે તે સર્વેને શિક્ષણ લીધા વગર ચાલતું નથી. અમુક કાર્યમા લાંબો વખત સુધી અનુભવ લીધા પછીજ તે કુશળ ગણાય છે અને તેની સલાહ કિંમતી ગણાય છે. મનુષ્યની જીંદગીમાં એવી એકક્ષણ પણ જતી નથી કે જે વખતે કાંઇને કાંઇ નવું શિક્ષણ તે મેળવતા ન હોય જે કાંઇ મોટા કાર્યો થએલાં છે, હાલ થાય છે અને હવે પછી જે કાર્યો થશે તે સર્વે મોટે ભાગે અભ્યાસને લીધેજ બની શકે છે એમ મારૂં માનવું છે. અમુક બાબતમાં પ્રવાણ થવાને પ્રથમ તો તમારે તેના પાઠ ગોખી રાખી શીખવું જોઇએ છીએ અને જે બાબત તમારા મગજમાં બરાબર ઠસતી જાય છે ત્યારે પછી તમે છુટથી તે કાર્યમાં આગળ વધો છો તેમજ આ બાળકોએ આ વખતે જે ઉદગારો કાઢયા છે તે જો કે શિખવેલાજ હશે તોપણ તે ઓછા મહત્વવાળા છે એમ કોઇએ ધારવું નહિ. કારણ કે દરેક પ્રકારના શિક્ષણમાં આગળ વધવાનું એજધોરણ છે, જે શિખવિને તૈયાર કરેલું

હોય છે તે પરથીજ ઘણી કુદરતી શકિતઓ ખીલે છે અને જે દેખાવ એકાદ વખત કુત્રિમ જેવો માલુમ પડતો હોય તે થોડાજ વખતમાં કુદરતી કે સ્વભાવિક થએલો જોઈ શકાય છે તેથી સભાસદોએ આ સંવાદ વિદ્યાર્થીઓને શિખવેલો છે એમ સમજી તુચ્છ નજરે જોવાનું નથી.

## વ્યવહારિક અને ધાર્મિક કેળવણી.

કેટલાએક લોકો ગેરસમજથી વ્યવહારિક અને ધાર્મિક કેળવણીને તદન જુદાજ વિષય તરીકે માની લે છે. અને એ બંનેને જરા પણ સંબંધ નહોય તેમ ખેંચા ખેંચ કરી વૃથા કાળ ક્ષેપ કરે છે તથા બીજાઓને ધર્મને નામે ઉલટું સમજાવી વ્યવહારીક અને ધાર્મીક બંને પ્રકારની કેળવણીને ખીલવવામાં અડચણ કર્તા થઇ પડે છે જો કે અમુક અંશે તેમાં ભેદ હશે તોપણ ભેદ ભાવને મુખ્ય ગણી ધર્મ અને વ્યવહારને જુદા જ પાડી દેવા એ તો કોઈ રીતે યોગ્ય થતું હોય એમ મારૂં માનવું નથી ખરી રીતે તો વ્યવહારીક કેળવણી તેજ ધાર્મીક કેળવણીનો પાયો છે, વ્યવહારિક અનુ ધાર્મીક કેળવણીને એટલો બધો નિકટનો સંબંધ છે કે એકને એક વિના ચાલતું નથી. જુઓ કે વ્યવહારને જેઓ સમજે છે. તેઓ આ દુનીઆમાં પોતાથી બનતા દરેક પ્રકારના ધર્મ ( ફરજ ) બજાવેછે, સર્વ જીવોપર દયા કરવી એ તો વ્યવહાર પણ તમને શીખવે છે અને વિનય વિવેક અને નિતિ એ ત્રણ ધર્મના મુખ્ય અંગ છે તેથી વ્યવહારીક અને ધાર્મિક કેળવણીનો નિકટનો સંબંધ છે, તેમજ વિનય વિવેક અને નીતીનું શીક્ષણ પણ વ્યવહારીક કેલવણીથી મળે છે તો પછી શું એ ધર્મ ન ગણાય કે?

વ્યવહારીક કેળવણીમાં જેઓ નીપુણ હોય છે તેઓ ધર્મમાં અવશ્ય નિપુણ થઇ શકે છે પણ જે મૂર્ખ હોય અને ધર્મ ધર્મ કરતો હોય તેવાઓ બંનેથી ભ્રષ્ટ થાય છે.

## માતાઓને શિક્ષણની જરૂર.

કેળવણીનું મુળ સ્થળ ઘર છે અને સૌથી પ્રથમ ઘેર ઘેર સ્કુલો થવાની જરૂર છે. એટલે મારે કહેવાનો તાત્પર્ય એવો છે કે પ્રથમ માતાઓએજ શિક્ષક થવું જોઈએ નિતિનાં અને આચાર વિચારના શિક્ષણની શરૂઆત માતાઓ તરફથી થવી જોઇએ માતાઓનું શિક્ષણ બાળકોના

કુમળા મગજપર એવીતો સજ્જડ છાપ પાડે છે કે તેની અસર જીંદગી
સુધી જતી નથી જે માતાઓ સંસ્કાર યુકત હોય છે તેના બાલકો
સંસ્કાર યુકત થયા વગર રહેતાં નથી માતાઓ જો કેળવાએલી હોય તો
બાળકોને આપોઆપ કેલવણી મળે છે આ દેશના બાલકોની શારીરીક
અને માનસીક નિર્બળતાને માટે સર્વથી વધારે દોષિત તેઓની માતાઓ
છે, બાળકોને નાનપણુથી અફીણ (ઝેર) ખવરાવવાનો જે રીવાજ અજ્ઞાન
સ્ત્રીઓમાં ચાલેલો છે તે બાળકોના શરીરના બંધારણમાં ઘણોજ નુકશાન
કારક થયા વગર રહેતો નથી, બાળકોને કટુક શબ્દો કહેવા, ગાળો આ-
પવી, ખોટું બોલતાં શીખવવું, અકાળે કામ ઉત્પન્ન થાય તેવી વાતો
કરવી એ આ દેશની માતા થએલી સ્ત્રીઓને સામાન્ય થઈ પડ્યું છે પણ
તેનું ભયંકર પરીણામ ભવિષ્યમાં તેઓનેજ ભોગવવું પડે છે. આ પ્રમાણે
થવામાં માત્ર માતાઓને કેળવણીની ખામી છે મુર્ખ અને અજ્ઞાન માતા
પિતાઓ બાળકોને જુઠું બોલતાં અને ચોરી કરતાં પણ શીખવે છે ?
ભવિષ્યમાં તેથી બાળકોની જીંદગી બગાડે છે.

## સ્ત્રી કેળવણી.

માટે બાળકોના શિક્ષણની સાથે સ્ત્રી કેળવણી અથવા કન્યા કેળવણી
આપવાની પણ તેટલીજ આવશ્યકતા છે કન્યાઓ એક દિવસે માતાઓ થ
વાની છે જો તે કેલવાએલી હશે તો ઉત્તરોતર પ્રજા સત્વશાળી અને કેળવા
એલી થશે. જેમ પુરૂષ મનુષ્ય ગણાય છે તેમ સ્ત્રી પણ મનુષ્યજ છે છતાં
પુરૂષોની શકિત કેળવવાને જેટલું ધ્યાન અપાયછે તેને સામે ભાગે સ્ત્રીઓ
ની શકિતઓ ખીલવવા ને પ્રયત્ન કરવામાં આવતો હોય એવું ભાગ્યેજ ન
જરે પડે છે. અને તેથી આ દેશની સ્ત્રીઓ એક કામ કર
નાર નોકર કરતાં વધારે ઉપયોગી થઇ પડતી નથી અને તેની સલાહ પુરૂ
ષ વર્ગને કોઈ પણ રીતે આશ્વાસન આપી શકતી નથી આ દેશની સ્ત્રી
ઓને સારા સારનો વિચારવાની શકિત ભાગ્યેજ હોય છે અને તેથી તમા
નો સંસાર જે સ્વર્ગ જેવો જોઇએ તે હમેશાં કલેશ અને કંકાસથી ભરેલો
નજરે પડેછે એ કાંઇ ઓછા ખેદનું કારણ નથી વળી સ્ત્રીઓની અજ્ઞાનતને
લીધે હજારો કામમાં અડચણ આવે છે, માટે જેમ બને તેમ સ્ત્રીઓના વિચા
ર કેળવાય તેમ થવાની જરૂર છે. હુ એમ નથી કહેતો કે તમે સ્ત્રીઓ
માં સુધારો કરો, ફેશન અને ટીશીઆરિ વધારો અને તેમને તમારી
જેટલી સ્વતંત્રતા આપો પણ મારે માત્ર એટલુંજ કહેવાનું છે કે તમા ?

સ્ત્રીઓ તમોને બોજા રૂપ ન થઇ પડે તેવી રીતે સ્ત્રીઓની શક્તિઓની જેટલી ખીલવણી થઇ શકે તેટલી કરવા પ્રયત્ન કરો. અગાઉ ઘણા વ્હેમી લોકોને એવો વ્હેમ હતો કે સ્ત્રીઓને કેળવવાથી તેઓ પતિ ભ્રષ્ટ થાય છે અથવા વંધ્યા રહે છે પણ આજ સારા ભાગ્યે એ વ્હેમ દુર થવા લાગ્યો છે અને ઘણી સ્ત્રીઓ સંસ્કારયુકત નજરે પડે છે.

## ગર્ભમાંથી પણ શિક્ષણની જરૂર.

એવી કેળવાએલી અને ઉત્તમ સંસ્કારવાળી સ્ત્રીઓના ગર્ભમાં આવેલું બાળક શુદ્ધ સંસ્કારવાળું થાય છે, અને તે વખતે જેવા વચાર તે માતાના હોય છે તેવાજ વિચાર ગર્ભમાં રહેલા બાળકને થાય છે. એક ઠેકાણે કહ્યું છે કે જેવું બાળક ઉત્પન્ન કરવું હોય તેવું થઇ શકે છે એમ કહેવામાં એવોજ હેતુ છે કે ગર્ભમાં બાળક હોય તે વખતે બાળકને જેવો કરવો હોય તેવો અભ્યાસ માતાઓએ કરવો જૈન શાસ્ત્ર અને ચરક સુશ્રુત વિગેરે વૈદક શાસ્ત્ર મુજબ આપણે સમજી શકીએ છીએ કે જે અસર માતાઓનાર મગજપર થાય છે તેજ ગર્ભમાં રહેલા બાળકને થાય છે. માતા રૂએ છે ત્યારે બાળક પણ રૂએ છે, માતાના ક્રૂર પરિણામ થાય છે ત્યારે બાળક પણ ક્રોધી સ્વભાવવાળો થાય છે એટલુંજ નહિ પણ જૈન શાસ્ત્રોમાં એટલે સુધી કહેલું છે કે માતાએ સાંભળેલા અશુભ શબ્દોની અસર ગર્ભમાં રહેલા જીવને એટલી બધી થાય છે કે તે જીવ ગર્ભમાં જો મરી જાય છે તો નર્કમાં જાય છે. હવે તે ગર્ભમાં રહેલું બાળક શું અનિતિ કરે છે કે જુઠું બોલે છે અથવા કોઇ નઠારૂં કાર્ય કરે છે? નહિજ. છતાં માતાની અસરથી એમ બને છે.

## માતાના શરીરના રજકણોની બાળકોપર થતી અસર.

બાળકના શરીરનું મુળ બંધારણ માતાના શરીરના રજકણો ઉપર છે કેમકે માતાના શરીરની પવિત્રતા કે અપવિત્રતા ને અનુસારે બાળકોના શરીરો ઘણે ભાગે બંધાય છે. શરીરની પવિત્રતા માત્ર ખોરાકથીજ છે એમ સમજવાનું નથી પણ શરીરની પવિત્રતા વિચારોની અસર શરીર ઉપર થાય છે એ પણ આપણે જોઈ શકીએ છીએ. જેમકે જ્યારે કોઇને ક્રોધ ચડે છે ત્યારે તેનું શરીર લાલચોળ થઇ જાય છે અને શોક વિગેરેથી મુખ મુદ્રા મ્લાન થઈ જાય છે માટે વિચારોથી પણ શરીરની

સ્થિતિ ફરે છે તેથી કરીને કહેવાનો તાત્પર્ય એ છે કે માતાઓ એ હમેશાં સારા વિચારો રાખવાની જરૂર છે.

## માતાનું દુધ

પ્રાચીન ઇતિહાસોમાં તમોએ ઘણી વખતે વાંચ્યું અને સાંભળ્યું પણ હશે કે જ્યારે રજપુત શુર વીરો રણ સંગ્રામમાં જતા ત્યારે તેમની માતાઓ તેઓને એમ કહેતી કે પુત્ર? તું મારા દુધને લજવીસ નહિ મતલબ કે દુધ ઉપર ઘણો આધાર રહે છે માટે ધાવ માતાનું દુધ નહી વાપરતાં માંતાનુંજ દુધ બાળકોને પીવરાવવુ જોઇએ.

આ ઉપરથી તમે સમજી શકયા હશો કે માતાઓએ કેવી રીતે વર્તવું તે સમજવાને તેમને કેળવણીજ ઉપયોગી થઇ પડેછે માટે ફરીથી કહુ છું કે સ્ત્રી કેળવણીની ખાસ આવશ્યકતા છે.

જેવી રીતે કોઇ નવિન પરિષદમાં અપરિચિત એવા વકતાને બોલવાનો પ્રસંગ આવે ત્યારે તે પ્રથમ તો નવેરસને પોષણ આપે અને પછી શ્રોતાજનોના સમૂહને કયો રસ વધારે પ્રીય છે તે તપાસીને તે રસને મુખ્ય કરી પોતાના વીચારો પ્રદર્શિત કરે, જેમ હાસ્ય રસ પ્રીય પરિષદમાં કરૂણાથી બોલવામાં આવે તો તેથી જેવી જોઇએ તેવી અસર થાય નહિ. કેમકે જ્યાં સુધી શ્રોતાઓના વીચારોનું વકતાના વીચારો સાથે મલતા પણું ન હોય ત્યાં સુધી વકતાએ શ્રોતાના વીચારોને અનુંકુલ થઇનેજ પોતાના વીચારો તેમના હૃદયમાં ઠસાવવા જોઇએ. તેમ શિક્ષકો એ દરેક વિધાર્થીઓના સંબંધમાં તપાસ કરીને જેને જે વધારે પ્રિય હોય તે મુખ્ય કરી તે દ્વારાએ બીજી બાબતોનું શિક્ષણ આપવું જોઇએ પણ હાલ કેટલાક પોતાની મગરૂરીથી અથવા વેદીયાપણાથી બાળકોને દાબી દેવાને અને તેના ઉગતા વિચારોને સંકુચિત કરવાને પ્રયત્ન કરતા જણાય છે તે શિક્ષણ આપવા કોઇ રીતે લાયક ગણાશે નહિ. માટે જો શિક્ષકો અનુભવી હોય અને બાળકોની અભિરૂચીને અનુકુળ થઈને શિક્ષણ આપે તો જે કામ એક વર્ષમાં થવાનું હોય તે છ માસમાં થઇ શકે અને કેલવણીની ખરી દિશા કેવા પ્રકારની છે તે સૌ કોઇના સમજવામાં આવે,

## શિક્ષકોએ કેવીરીતે કેળવણી આપવી જોઇએ.

હવે શિક્ષકોએ બાળકોને કેવી રીતે કેળવણી આપવી જોઇએ તે પર બે બોલ બોલીશ આપણે જો સૂક્ષ્મ રીતે નિરિક્ષણ કરીએ છીએ તો સમજાય છે કે દરેક વ્યકિતના વિચારો જુદા જુદા હોય છે, કોઇને કાંઇ ગમે છે તો કોઇને કાંઇ ગમે છે તો કોઇને કાંઇ ગમે છે ખોરાક અને વસ્ત્રમાં પણ જુદી જુદી ઇચ્છાઓ થાય છે, કોઇને ખાટું કે ખારૂં ગમે છે કોઇને મીઠું મોળું ગમે છે. કોઇને રાતો રંગ પસંદ હોય તો કોઇને લીલો કે પીળો રંગ પસંદ પડે છે આવોજ ક્રમ બાળકોને શિક્ષણ આપવાના સંબંધમાં હોવાની જરૂર છે. એટલે જો બાળકોને ગમત પસંદ હોય તો તેને ગમ્મતની સાથે જ્ઞાન આપવું જોઇએ કયા બાળકની કેવી ઇચ્છા છે તે માસ્તરે બરાબર તપાસવું અને તે પ્રમાણે તે બાળકનાં વિચારોને કોઇપણ રીતે દાબી નહી દેતાં તેના વિચારો જે રસ્તે ખીલે અને પુષ્ટ થાય તે રસ્તે તેમને કેળવવાની જરૂર છે. ઘણી વખતે એમબને છે કે જે તોફાની છોકરા હોય છે તે ભવિષ્યમાં વધારે હોંશીઆર નીકળે છે તેનું કારણ માત્ર એજ છે કે તેની ઉત્પાત બુદ્ધિ તુરતમાં કેળવાય જાય છે.

## દ્રવ્યનો વ્યય જમણવારમાં નહિ પણ જ્ઞાન દાનમાં થવો જોઈએ

હાલ પૈસાદાર લોકોનો મોટો ભાગ પોતાના દ્રવ્યનો જમણવાર અને એવી બીજી નકામી ધામધુમમાં વ્યય કરેછે. જો કે તેઓ તેમાં પોતાની કીર્તી અને આબરૂ માને છે પણ ખરૂ જોતાં તેમ નથી જુઓ કે એક માણસે બે ચાર હજાર રૂ.નો ખર્ચ કરી એક જમણવાર કર્યો હોય અને બીજેજ દીવસે બીજાએ તેથી કાંઇક સારૂં કર્યું હોયતો પહેલાના બે ચાર હજારરૂા.ના જમણની કાંઇ પણ કિંમત ગણાતી નથી અને કીર્તી કે આબરૂના જે ઉદ્દેશથી જમણવાર કરવામાં આવે છે તે તેથી ફળીભુત થતા નથી પણ જો તે પઇસાનો થોડો ઘણો ભાગ આવા બાલકોને કેળવવાના કાર્યોમાં અને એવા બીજા જ્ઞાન દાનના કામમાં વાપરવામાં આવે તો તેથી કીર્તીનો સાથે દ્રવ્યનો યથાર્થ ઉપયોગ થાય છે ને ઉત્તરોત્તર અનેક શુભ કૃત્ય કરી ધર્મ જ્ઞાતી અને કોમનું શ્રેય કરે છે આ બધો લાભ પ્રથમ જ્ઞાનદાન આપનારનેજ છે.

જ્યારે આપણા દેશી લોકોની દ્રવ્ય વ્યયની ગેર સમજ દુર થશે અને જ્યારે લાભા લાભનો વિચાર કરતા તેઓ શીખશે ત્યારે તેઓને સહેજ જણાશે કે એક બે દીવસમાં હજારો રૂા. નો ધુમાડો કરવો એ ખરેખર એક પ્રકારની મુર્ખાઇજ છે. અને થોડો ભાગ પણ કેલવણીના કાર્યમાં વાપરવાર્થી તે ઘણુંજ ફલ દાયી થઈ પડે છે અને પરોપકાર પણ તેનેજ કહી શકાય છે.

## સ્વાથથી પણ પરમાર્થ થાય છે.

સ્કુલને માટે માસ્તર કાનજી ભાઈનો જે પ્રયાસ છે તે ખરેખર ઘણો સ્તુત્ય છે. ઘણા લોકોનું એવુ માનવું છે કે જે માણસ સ્વાર્થને અંગે કામ કરે છે તેને સ્વાર્થના અંગે દરેક કાર્ય કરવાની ફરજ છે તેથી તેમાં નવાઇ શું? પણ આ તેમનુ માનવું ખોટું છે કારણ કે અમુક ઉદેશ વગર કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ થઇ શકતી નથી, પણ વિચારવાનું માત્ર એટલુજ છે કે ઉદેશનું પરીણામ જો ઉપકારી હોય તો કારણનો કાર્યમાં ઉપચાર કરીને તે ઉદેશને આપણે ઉપકારરૂપ શા માટે નહિ માનવો જોઇએ? જુઓ કે લોકો ધર્મ કાર્યમાં જે દ્રષ્ટિથી દ્રવ્ય વાપરે છે તેમાં શું સરવે ધર્મનોજ ઉદેશ રાખે છે? નહીજ કેટલાક મોટાઈને માટે, અને કેટલાએક બીજા કારણોથી કે ઉપકાર બુદ્ધિથી પોતાનું દ્રવ્ય વાપરે છે પરંતુ આપણે તો એજ વિચારવાનું છે કે જો તે કાર્ય ધર્મનું છે તો તે અવશ્ય પ્રશંસાને પાત્રછે. જે લોકો બીજાની ઈર્ષા કરીને તેના ઉત્તમ કાર્યને વખોડે છે અને કહે છે કે તેણે સ્વાર્થ સાધ્યો છે તો મારે કહેવું જોઇએ કે તેવાઓની બુધ્ધિ અને વિચારો ઘણા ટુંકા છે. આ દુનિયામાં જેટલી કળાઓ છે, તે બધી લોકોપયોગી હોવામાં તેમજ તેથી તમારો સર્વનું હિત સમાએલો હોવાથી તમોને વખાણવા ચોગ્ય છે અને તેનો ઉપયોગ જોવા જઈએ તો તે કળાવાળા લોકોને કંઇ પણ બદલો લોકો આપી શકતા નથી એમ સહેજ જણાશે કુંભકાર માટીનાં વાસણો બનાવે છે તે જો કે પોતાની આજીવીકા માટે કરે છે અને લોકો નામની કીમતમાં મેળવે છે પણ જો તે કુંભકાર તેવા વાસણો ન બનાવે તો કેટલી અગવડતા પડે! ખેડુત ખેતીનું કામ કરે છે તે જો કે પોતાની આજીવિકા માટે કરે છે પણ જો તે ખેતીનું કામ ન કરે તો તમારો બધાનો આધાર જે અનાજપર છે તે પાકે નહી તેથી તમારી કેવી સ્થીતિ થાય તે સેહુજ

સમજાય છે માટે દુનિઆંમાં દરેક કાર્ય લોકોપયોગી છે એમ તમારે કબુલ કરવું જોઇએ પછી તે દ્વારા તેના કાર્યો વાહકોનો સ્વાર્થ સધાતો હોય તો તેથી તે કાર્ય કાંઇ તુચ્છ ગણાશે નહી. માટે ઉદ્દેશ તરફ ખ્યાલ નહિ રાખતાં ઉદ્દેશના પરીણામ તરફ નજર રાખવી તે ઉત્તમ છે. એજ પ્રમાણે આ સ્કુલના માસ્તર તરીકે કાનજીભાઇનો ઉદ્દેશ જે બાલકોને કેલવણી આપી મનુષ્ય બનાવવાનો છે તેજ આપણે આપણી નજરે જોવાનો છે. દરેક ચીજમાંથી જે સારભુત હોય તે શોધી કાઢવું એજ મનુષ્ય કર્તવ્ય છે. યાદ રાખવું જોઇએ કે ખરી લાગણી વગર વિદ્યા દાન અપાતું નથી તેમજ વિદ્યાદાન આપનારને લાખો રૂપીઆ આપવા છતાં તેને બદલો વાળી શકાતો નથી અને તેથીજ ફરજ હોવા છતાં અંતરની લાગણીથી જે જ્ઞાનદાન રૂપી કાર્યો થાય છે તે અવશ્ય પ્રશંસનીય છે.

આજની ગોઠવણ અને મેળાવડાની સગવડતા તેમજ તેનો રીપોર્ટ અને સાક્ષર વર્ગ તરફથી અપાએલા અભિપ્રાય વિગેરે જોઇ મને ઘણોજ સંતોષ થયો છે અને આ સ્કુલમાં જે ધોરણથી કેળવણી અપાયછે તેવા ધોરણનું દરેક શાળા અનુકરણ કરે એ જોવા હું ઉત્સુક છું.

---

## વ્યાખ્યાન ૧૨ સું.

# કાર્યનું જીવન શું?

---

તા૦ ૧૯-૧૦-૧૯૦૭.

મંગલાચરણ.

अज्ञानतिमिरांधानां ज्ञानाञ्जन शलाकया
नेत्र मुन्मिलितंयेन तस्मै श्री गुरवेनमः ॥

પ્રસ્તાવના.

કાર્યનું જીવન શું? એ આજનો મારો વિષય છે તે સંબંધી બોલતાં અગાઉ મારે કહેવું જોઇએ કે હું એક સાધુ હોવાથી એ વિષય-

ના સંબંધમાં મારા વિચારો તમો શ્રોતા જનોને કાંઇક આશ્ચર્યકારક જણાશે. વર્તમાનકાળે જે ઉપદેશો અપાય છે તે ઉપદેશોથી આ ઉપદેશ એક જુદા પ્રકારનો ઉપદેશ લાગશે. સંસારની અસારતા અને ધર્મની મુખ્યતાનો ઉપદેશ કરવાનો જે ક્રમ ચાલે છે તેનાં કરતાં મારૂં આજનું કહેવું કાંઇક જુદાજ રૂપનું થશે અને તેથી કેટલાએકને એમ પણ લાગશે કે આ વળી નવીન શું? પણ હું ધારૂં છું કે આ વખતે હું જે વિચારો જાહેર કરૂં છું તે વિચારોનું શાંતિથી ભુત ભવિષ્ય અને વર્તમાનકાળ સાથે વિચાર કરીને મનન કરવામાં આવશે તો હાલના સંયોગો વચ્ચે આ ઉપદેશ અનુકુળ છે તે તમોને સમજાયા વગર રહેશે નહિ.

હું કોણ છું એમ બોલનાર પોતે સમજે છે. શું બોલવાનું છે તે તેના ધ્યાન બહાર નથી, મારા બોલવાથી લોકોને શા શા વિચારો થશે તે પણ ખ્યાલ બહાર નથી છતાં જે વિચારો અંતરમાં છે અને જેમાં લોક હિત સમાએલું નજરે પડે છે તે વિચારોને જાહેરમાં મુકવા એ એક આપણું અગત્યનું કર્તવ્ય છે અને એ કર્તવ્ય બજાવવા ગમે તે પ્રસંગ આવે તેને માટે તૈયાર રહેવું જોઇએ. કહેવત છે કે 'બોલે તેના બોર વ્હેંચાય' માટે અમુક ટુંકી દૃષ્ટીના મનુષ્યોને માટે હજારો જૈનનું જેમાં હિત જણાતું હોય તે વિચારો જણાવવાને જરા પણ અચકાવાની જરૂર નથી. મારા બોલવાથી વિદ્વાનોને વીચારનો અવકાશ મળશે અને તેટલું જો થશે તો પણ મારા પરિશ્રમની સાર્થકતા છે.

## શ્રોતાજનો.

શ્રોતાજનોના હું આ વખતે બે ભાગ કરીશ (૧) શ્રીમંત અને ૨) સામાન્ય. શ્રીમંતો એમ માની બેઠા છે કે ઉપદેશકો ઉપદેશ આપે છે તે ઉપદેશનો છેવટનો સાર એ છે કે તમે તમારા પૈસા વાપરી નાંખો આવી ટુંકી દ્રષ્ટીથી વ્યાખ્યાનની કેટલી એક ઉપયોગી બાબતોપર તેઓનું લક્ષ રહેતું નથી તેથી ઉપદેશ તમને આનંદ દાયક લાગશે નહિ. સામાન્ય માણસોને મારો ઉપદેશ સાંભળી લાગણી થશે પણ તેઓ વીચારશે કે આપણી સારી સ્થિતિ નથી તેથી આપણે શું કરી શકીએ એટલે સામાન્ય માણસોને પણ મારાં વચનો આનંદ જનક થશે નહી એટલે મારા વિચારો સાંભળનારને ઉપયોગી થશે કે નહી તે મને હાલ જણાતું નથી તેમ છતાં મને એટલેથીજ સંતોષ છે કે હું જે બોલીશ તેપરથી મારી પાછળના

બોલનારાઓનો માર્ગ તો ખુલ્લો થશે અને જે જરૂરની બાબત છે તેપર અમારા અને તમારા વર્ગને વિચાર કરવાનો પ્રસંગ પડશે. તેમજ શું કર્તવ્ય છે તે જાહેર રીતે સમજતાં થશે આટલું જો થશે તોપણ મારા બોલવાના ઉદ્દેશની હું સાર્થકતા સમજીશ.

## કાર્યનું જીવન અને જીવનનું કાર્ય

આટલું પ્રસ્તાવ રૂપે કહી હવે હું કાર્યનું જીવન શું? એ મારા આજના વિષયપર આવું છું. કોઇ કહેશે કે જીવનનું કાર્ય તો હોય પણ કાર્યનું જીવન વળી શું? તેમણે સમજવું કે જીવનનું કાર્ય તો તમો સર્વે થોડું ઘણું જાણો છો એટલે તમારા જીવનના કર્તવ્ય છે તે તમારા ધ્યાન બહાર નહિ હોય પણ હું જે કહેવા માગું છું તે જીવનનું કાર્ય નહિ પણ કાર્યનું જીવન, કાર્યનો આધાર શું તે છે.

## કાર્યનું જીવન

જેટલા કર્તા છે તેઓનાથી જેજે કાર્યો કરાયછે તે દરેક કાર્ય છે. અને એવાં કાર્યો નાના જંતુથી તે મોટા દરેક પ્રાણી કરી રહ્યા છે કાર્ય અનેક છે છતાં અનેક કર્તાની અપેક્ષાથી થએલા કાર્ય ઉપર, મારી વિવક્ષા નથી પણ અનેકમાંથી એકજ કાર્યનું જીવન સમજાસે તો દરેક કાર્ય વિષે વિચાર કરી શકાશે. અહિંઆ મારે એક કાર્ય વિષે કહેવાનું છે તે કાર્યને 'શુદ્ધ સરલ સ્થાયિ વ્યવહાર' એવું નામ આપીશ. હવે આ કાર્યનું જીવન શું તે માત્ર આ વખતે કહેવાનું છે. શુદ્ધ સરલ અને સ્થાયિ વ્યવહાર શાથી ટકી રહે અને તેની સ્થિતિ શાથી જળવાઇ રહે તે સ્વરૂપ જે કહેવું તે કાર્યનું જીવન કહેવાય છે. જેમ મનુષ્ય જીવનનો આધાર દશ પ્રાણ ઉપર છે. પાંચ ઇંદ્રિયો, મન વચન કાયાના ત્રણ બળ શ્વાસોશ્વાસ અને આયુષ્ય આ દશ પ્રાણથી મનુષ્ય જીવન ટકી રહે છે એટલે માણસ આંખે આંધળો હોય, કાને બ્હેરો હોય, મોઢે મુંગો હોય તોપણ તેનું જીવન જેનાથી જરૂર ટકી રહે છે. મતલબ કે જ્યાં સુધી આયુષ્ય, શ્વાસોશ્વાસ, અને યતકિંચિત પણ કાયબળ ટકી રહ્યાં હશે ત્યાં સુધી બાકીના પ્રાણની ગમે તેવી સ્થિતિ હશે તોપણ જીવનનો આધાર સમુળગો નષ્ટ થશે નહિ શ્વાસોશ્વાસજ નહિ હોય તો પછી મનુષ્યના જીવનનો અંત આવેલો સમજાશે.

## કાર્યના જીવનનું મુખ્યતત્વ.

પ્રથમથીજ મારે કહેવું જોઇએ કે કાર્યના જેટલા ઉત્પાદક છે અને જેટલાં કાર્ય છે તે સરવે જ્યાં સુધી તેવા પ્રકારના સંયોગો અનુકુલ હોય છે ત્યાં સુધી ટકી રહે છે. તમે વિચારો કે દશે પ્રાણને જાળવી રાખનાર એક ખોરાક છે, જીવનનો આધાર જેમ દશ પ્રાણ છે તેમ દશ પ્રાણનો આધાર એક ખોરાક છે. તેવીજ રીતે જે જે સંયોગોમાં જે જે કાર્ય થઇ રહ્યું હોય તે તે સંયોગો જયાં સુધી હૈયાત હોય ત્યાં સુધી તે કાર્યનું જીવન ઘણે ભાગે ટકી રહે છે મતલબ કે કાર્યના જીવન માટે અનુકુલ સંયોગો એ એક જાતનો ખોરાકજ એટલે જે સંયોગો અને સાધનથી કાર્ય કરાય છે ને સંયોગ અને સાધન સબળ થાય છે અર્થાત્ અનુકુળ સંયોગપર કાર્યનો આધાર રહેલો છે.

## બુદ્ધિ ઉત્સાહ અને ઉદ્યમ.

કર્તાથી કરાતા કોઇ પણ કાર્ય માટે જૈનશાસ્ત્રમાં પાંચ કારણ માનેલા છે અને તે કારણ કાર્યના ઉત્પાદક તરીકે મનાય છે. તે કાર્યની સ્થિતી પણ પાંચ કારણને લઇનેજ રહે છે પણ તેની અગાઉ સમજવાનું એ છે કે જેમ દશે પ્રાણનું જીવન ખોરાક છે તેમ ગમે તેટલા કારણો ઉત્પાદકપણું ભોગવતા હોય તો પણ કાર્યનો આધાર ત્રણ બાબતપર છે અને તેને હું બુદ્ધિ, ઉત્સાહ અને ઉદ્યમ એ ત્રણ નામ આપું છું. આ ત્રણમાંથી એકનો પણ અભાવ હોય તો કાર્ય કદાપી સાંગોપાંગ ટકી શકશે નહિ, બુદ્ધિ ન હોય અને ઉત્સાહ તથા ઉદ્યમ કરવામાં આવે તો પણ તેથી કાર્ય થઇ શકતું નથી અને તમે તેથી સમજી શકો માટે બુદ્ધિના અભાવ પર તમોને આનંદ પડે માટે એક દ્રષ્ટાંત આપું છું.

## ખેડુતનું દ્રષ્ટાંત.

એક ખેડુત ખેતરમાં કામ કરતો હતો તેને એક નોકરીની જરૂર હતી તેથી તેની શોધ કરતા એક દિવસે એક પહેલવાન મજબુત કણબીને નોકર રાખ્યો અને તેને સમજાવ્યું કે હું જે કરૂં તે તારે કરવું અને હું જે કહું તે તારે કહેવું, નોકરે કહ્યું કે બહુ સારૂં તમે કહેશો તે હું કહીશ અને તમે જે કરશો તે હું કરીશ શિવાય મને કાંઇ આવડતું નથી. નોકરને ઉત્સાહ ઘણો હતો અને તે પોતાના કામમાં ઉદ્યમ

પણ ઘણો કરતો હતો. એક દિવસે ખેડુત બીજનો એક પોટલો બાંધી ખેતરમાં ચાલ્યો અને નોકરને માથે એક પાણીનો ઘડો આપી તેને સાથે લીધો. ખેતરમાં જતાં ખેડુતે બીજનો પોટલો જમીનપર પછાડયો એટલે તેના નોકરે પણ પાણીનો ઘડો પછાડયો જેથી એ ઘડો ફુટી ગયો આથી તે ખેડુતે નોકરને કહ્યું મુર્ખા? આ શું કર્યું તેના જવાબમાં નોકરે પણ એમજ કહ્યું. આથી ખીજવાઇને ખેડુતે એક ઢેકું ઉપાડયું એટલે નોકરે પણ ઢેકું ઉપાડ્યું, ખેડુતે લપડાક લગાવી એટલે નોકરે પણ લગાવી દીધી આથી ખેડુત ભાગ્યો એટલે તેનો નોકર પણ તેની પાછળ દોડયો. એક ઝાડપર ખેડુત ચડી જવાથી નોકરે પણ એમજ કર્યું પછી ત્યાંથી ઉતરતાં ખેડુતનું પહેરવાનું વસ્ત્ર નીકળી ગયું આથી નોકરે પણ પોતીયું કાઢી નાખ્યું. ખેડુત આગળ અને નોકર પાછળ એમ ઘેર તરફ દોડયો તો વચમાં ખેડુતની સ્ત્રી મળી ખેડુતે તેનું ઓઢવાનું પહેરવાનું લઇ લીધું પછી ઘેર જઇને બંને સામસામા ખુણામાં લંપાઇને બેઠા અને એક બીજાના સામે આંગળી કરવા લાગ્યા લોકો એ ભેગા થઇને પુછતાં ખેડુતે બહાર આવીને હકીકત કહી ત્યારે નોકરે કહ્યું કે મારા શેઠે જે કર્યું તે મેં કર્યું. અને તેણે જે કહ્યું તે કહ્યું. આ ઉપરથી સમજવાનું છે કે બુદ્ધિની ખામીથી તે બંને ઉપહાસને પાત્ર થયા. તેમ જયાં સુધી બુદ્ધિ ન હોય ત્યાં સુધી ફકત ઉત્સાહ અને ઉદ્યમ ઉપયોગી થઇ પડતા નથી. આ પ્રમાણે તે બુધ્ધિ વગરના પણ ઉત્સાહ અને ઉદ્યમ વાળા કણબીની વાત સાંભળીને જેમ તમોને હસવું આવ્યું છે તેમ તમે જો બુદ્ધિપુર્વક ઉત્સાહ અને ઉદ્યમ નહિ કરો તો તમારા વર્તન તરફ બધા લોકો શા માટે નહિ હસે?

## ત્રણ શક્તિ.

તમોએ જાણ્યું સાંભળ્યું અને વાંચ્યું પણ હશે કે રાજ્યકર્તામાં ત્રણ શકિત જોઇએ (૧) પ્રભુત્વ શકિત ૨ મંત્ર શકિત અને ૩ ઉત્સાહ શક્તિ હું કઇ હદનો માણસ છું મારૂં કર્તવ્ય શું છે, અને મારે માથે કેવા પ્રકારનો બોજો છે વિગેરેનું યથાર્થ જ્ઞાન હોવું તે પ્રભુત્વ શકિત. ગમે તેવા મુશીબતના પ્રસંગે પણ વિચાર કરીને નિર્ણય કરવો તે મંત્ર શકિત; અને કાર્યમાં ફતેહમંદ થવાને ઉત્સાહવંત રહેવું તે ત્રીજી ઉત્સાહ શકિત. જયારથી આ ત્રણે શકિતનો ક્ષય થવા માંડયો ત્યારથી જેના પુર્વજો મહાન સત્તા

ષિશ હતા તેના બાળકો હાલ કેવી સત્વહીન સ્થીતિ ભોગવે છે? તે કોઇ
થી અજાણ્યું નથી. આપણે જોઈએ છીએ કે આપણામાંથી બુદ્ધિનો નાશ
થયો અને તેની સાથે ઉત્સાહ અને ઉદ્યોગનો પણ નાશ થયો તેથી હાલ
આપણે કેવી અધમ અવસ્થામાં મુકાએલા છીએ, આપણે દિન પ્રતિદિન
કેવા પાયમાલ થતા જઇએ છીએ અને આપણું ભવિષ્ય કેવું બગડતું જા
ય છે તે હાલ આપણી નજરે જોઇએ છીએ અને જો તેનો આપણે વિચા
ર કરીએ તો આપણી આંખોમાંથી આંસુની ધારાઓ ચાલ્યા વગર રહે નહિ.

**સાંસારિક વ્યવહાર શુદ્ધ થવાથીજ ધાર્મીક વ્યવહાર શુદ્ધ થશે.**

જયાં સુધી તમારો વ્યવહાર શુદ્ધ, સરલ અને સ્થાયિ થયો નથી.
ત્યાં સુધી તમારો ધાર્મીક વ્યવહાર કોઇ કાળે શુદ્ધ થવાનો નથી. કોઇ ક
હેશે કે જૈન સાધુ થઇને ધાર્મીક વ્યવહારની બાબત મુકી સંસારિક વ્યવ-
હારનો શામાટે ઉપદેશ કરે છે? પણ હું આગ્રહ પુર્વક કહું છું કે જયાં
સુધી તમારો સાંસારિક વ્યવહાર શુદ્ધ થયો નથી, જયાં સુધી તમે સુખે
ખાતા પીતા થયા નથી, જયાં સુધી તમે આજીવિકાની ચિંતામાંથી મુકત
થયા નથી. ત્યાં સુધી તમોને ધર્મ સંબંધી અમે તેટલું કહેવામાં આવશે
તે સઘળું જેવું જોઇએ તેવું અસરકારક થશેનહિ, અને અમારો અને તમારો વૃથા
કાળક્ષેપ થવા સિવાય તેનું બીજુ કાંઇપણ પરિણામ આવી શકતું નથી માટે પ્ર-
થમ તો તમારો સાંસારીક વ્યવહાર શુદ્ધ સરલ અને સ્થાયી થવાની જરૂર છે.

અમે તમોને ઉપદેશ કરીએ કે તમે રાત્રી ભોજનનો ત્યાગ કરો પણ તેને
માટે તમારો જવાબ એ છે કે સાહેબ! અમો પારકા નોકર અથવા અમારે
અમુક ઠેકાણે જવાનું તો પછી રાત્રે ન ખાઇએ તો બારે માસ એકાસણા
થાય. અમે તમોને કહિએ કે તમારે ખોટું બોલવું નહિ, વિશ્વાસ ઘાત કરવો
નહિ, વિગેરે પણ એ શબ્દો માત્ર તમારા કાનનેજ સ્પર્શ કરી શકવાના છે
પણ તમારા મનમાં તમો તરતજ વિચારશો કે ખોટા વગર કયો ધંધો
ચાલે છે? સામાયક પ્રતીક્રમણ કરવાનું કહીએ તો પણ તમોને તમારી સં
સારીક પ્રવૃત્તિ આડી નડસે માટે આ ઊપરથી સમજવાનું તાત્પર્ય એ છે
કે જયાંસુધી તમારો સાંસારીક વ્યવહાર શુદ્ધ થયો નથી ત્યાંસુધી તમોને ગમે
તેટલો ઊપદેશ કરવામાં આવશે તોપણ તમારો ધામિક વ્યવહાર શુદ્ધ થવાનો
નથી. સંસારમાં રહેનારાને એવો ઊપદેશ " અતોભ્રષ્ટતતોભ્રષ્ટ " કરવા
જેવો છે.

## કર્મના નામે આળસુ થવાની ટેવ.

બીજું આપણે કર્મને કર્તા માનીએ છીએ અને તેથી જે કરવાનું હોયછે તે નહિ કરતાં આળસુ થતાં જઈએ છીએ; આપણા જૈનોં પર એજ મોટો આક્ષેપ છે અને આપણે પણ આપણી એ ટેવના માઠા ફળ ચાખેલા છે અને ચાખીએ છીએ. છતાં જે કરવાનું છે તે નહિ કરતાં કર્મને દોષ દઇ પોતે મુકત થઇએ છીએ. કર્મ કર્તા નથી એમ મારૂં કહેવું નથી પણ તમે તો તમારી મરજી અનુસાર તેનો ઉપયોગ કરોછો જો તમોને કોઇ એક ગાળ દે તો તમો તેને દશ ચોંટાડો છો ત્યાં તમે કર્મને માનતા નથી પણ તમારે દરિદ્રિ થવું હોય અને તમારી ધારણા પાર પડતી ન હોય ત્યારે તમે કર્મ કર્મ કરોછો, દ્રવ્ય મેળવવું હોય કે ખોરાક ખાવો હોય તેમાં તમે ઉદ્યમ કરોછો પણ તમારા જાતી ભાઇઓ-ની સ્થિતિ સુધારવાને માટે તમે સો સોનાં કર્મપર મુકી દો છો અને એવી રીતે તમે તમારૂં કર્તવ્ય વિસરી જાઓછો. જો કે તીર્થંકરોના વચનથી સુખ દુઃખનો આધાર કર્મ પર રહેલો છે અને તે વાત સત્ય છે પણ તે વિષે તમારા બોલવામાં માત્ર પ્રપંચ અને સ્વાર્થ સિવાય બીજું કશું લાગતું નથી. કોઇ પણ કાર્ય ફતેહમંદીથી કરી આવતાં તમે પોતાનેજ કર્તા માનો છો અને જો ધોયા મોઢે આવો છો તો તમે કહો છો કે મહેનત કરવી આપણા હાથમાં છે બાકી તો નશીબ કરે તે થાય? આ બધી તમારી ઉલટી સમજનું પરીણામ છે.

## ઉદ્યમથીજ કર્મનું જ્ઞાન થાય છે.

આપણા કર્મનું સ્વરૂપ જાણવાને આપણી પાસે ઉદ્યમ છે. તે ઉદ્યમ કરવાથી જો આપણે ન ફાવીએ તો વિચાર કરવો કે આપણે કયા કારણથી ફાવતા નથી અને દરેક પ્રયત્ન કરી રહ્યા પછી જે પરિણામ આવે તે કર્મનું પરિણામ સમજવું, પરંતુ તેથી ઉલટી માન્યતા રાખવાથીજ આપણી દુર્દશા નજરે પડે છે. કર્મના સ્વરૂપના અયોગ્ય ચિંતવનથી શુદ્ધ સરલ વ્યવહારનો અભાવ થાય છે. ધાર્મિક વ્યવહારનો પણ તેથી અભાવ થાય છે, અને આજ કારણથી જૈનની દિન પ્રતિદિન દુર્દશા થતી જાય છે.

જ્યાં સુધી બુદ્ધિ બળની ખામી છે ત્યાંસુધી તમોને તમારી ઉન્નતિનો માર્ગ મળી શકશે નહિ અને બુદ્ધિ તથા ઉત્સાહના અભાવે કોઇપણ પ્રકારનો ઉદ્યમ ફળીભુત થઇ શકશે નહિ.

## શુદ્ધ વ્યવહાર.

શુદ્ધ વ્યવહાર એવા પ્રકારનો જોઈએ કે તેમાં કોઇ રીતે અશુદ્ધતા આવે નહિ, એક લક્ષાધિપતિ હોય અને એક સામાન્ય સ્થિતિનો માણસ હોય તે બંનેમાં ને બંનેની સ્ત્રીમાં અને બંનેના બાળકોમાં કાંઇ પણ ભેદ જોઇ શકાતો નથી. બંનેના વસ્ત્રાલંકારો સરખાજ હોય છે પોતાનિ શકિત મર્યાદા, અને અધિકારને કઇ સ્થિતિ શોભી શકે તેનું પણ જેને ભાન નથી એવીરીતે જયાંસુધી અશુદ્ધ વ્યવહાર ચાલે છે ત્યાંસુધી પાયમાલીજ નજરે પડતી રહે છે. માટે જયાંસુધી જેને જેટલી જરૂરીઆત હોય અને જેની જેવી સ્થિતિ હોય તેના પ્રમાણમાં શુદ્ધ વ્યવહાર નથી ત્યાંસુધી તે શુદ્ધ વ્યવહાર કહેવાય નહિ.

## સરલ વ્યવહાર.

સરલ વ્યવહાર હું એને કહું છું કે તમો લાખોપતી થાઓ કે ગરીબ થઈ જાઓ તમારી જીંદગીમાં ગમે તેટલા ફેરફાર થાય તો પણ તમારી જાત અને વર્તનમાં ફેરફાર થવો જોઇએ નહિ પણ હાલ તો એથી બધું ઉલટું નજરે પડે છે. પાંચ પૈસા થયા એટલે રંગ જુદેજ થઇ જાય છે અને ચડતી પડતીના વાદળાંથી ઘેરાઈ જતાં વળી ભેદ થાય છે અને પછી તમે ઘણા કાર્યોમાંથી નકામા જેવાં થઇ જાઓ છો, તમારા મગજમાં એમ આવે છે કે હું દશ રૂ. ભીખારીને રોજ આપવા વાળો, ગાડી ઘોડાસાં ફરવાવાળો તેની આ સ્થિતિ હવે મારૂં જીવવું નકામું છે. આવા વિચારમાં ઘણાના આપઘાત પણ થાય છે પણ જો હમેશાં પોતાની આગળ પાછળની સ્થિતિનો ખ્યાલ રાખીને સરલ વ્યવહાર રાખેલો હોય તો તમોને હર્ષ કે શોકનું કારણ રહે નહિ, મેં સાંભળ્યું છે કે એક માણસ જીન મંદીરમાં જઇને હમેશાં એક રૂા. મુકતો હતો કાળે કરીને તેની સ્થિતિ બદલાઈ ગઇ પણ તેથી પરીણામ એ આવ્યું કે તેણે દર્શન મુકયાં. કારણ કે તેના મનમાં એમ આવ્યું કે હું રૂપીઓ મુકીને દર્શન કરનારો તે હવે રૂપીઆ વગર દર્શન કેમ કરૂં? આ પ્રમાણે જો પ્રથમથી સરલ વ્યવહાર હોય તો આ પરીણામ આવે નહિ, કોઇના માર્મિક વચનો સાંભળવાનો, શરમાવાનો અને ચિંતા કરવાનો પ્રસંગ આવે નહિ.

## સ્થાયિ વ્યવહાર.

સ્થાયિ એટલે જે સદા નિભિ શકે તેવો વ્યવહાર કેટલાએક મૂર્ખ શિરોમણીને પોતાની જીંદગીની ફરજ હોતી નથી, તેઓ લાખ્ખોના પાણી કરે છે અને પોતાના સમુહની પાયમાલી કરે છે હજારો યુવાનીઆઓ પાછળથી પસ્તાય છે પણ નીરંતર પોતાનો વ્યવહાર કેવી રીતે ટકી રહે તે તેઓને સુઝતું નથી જે વસ્તુની જે વખતે છત હોય તે વખતે તે વસ્તુની કીંમત જણાતી નથી પણ જ્યારે વસ્તુ હાથમાંથી જાય છે ત્યારે પછી પસ્તાવાનો વખત આવેછે કારણ કે વિવાહના પ્રસંગે તમે મોટા થઈને હજારોના આંધણ મુકોછો બાયડીનાં ઘરેણા વેચીને પણ તમે તમારી આબરૂ વધારવા માગો છો પણ તે ક્યાં સુધી નભી શકશે તેનો તમે વિચાર કરતા નથી અને એવિ રીતે તમારામાંથી કેટલાક વિચાર કરતા નથી અને તેથી ઘરબાર વગરના થઇ ગયા છે.

અગાઊ લોકો પોતાના દ્રવ્યના ત્રણ ભાગ કરતા હતા (૧) વ્યાપારમાં (૨) વસ્રાલંકારમાં (૩) જમીનમાં હાલ એ રીતી કયે ઠેકાણે નજરે પડે છે? આપણે જોઇએ છીએ તો જેની પાસે હજાર રૂ.-હોયતે પણ લાખ રૂ.-નો વ્યાપાર કરે છે અને તેથી મોટે ભાગે પરીણામ પશ્ચાતાપનું આવે છે એટલુંજ નહિ પણ લોકોમાં જે હાનીકારક ફરજીઆત રીવાજો ચાલે છે તેથીજ સમગ્ર કોમની પૈસે ટકે પાયમાલી થએલી છે એમ મારે કહ્યા વગર ચાલતું નથી અને તે થવાનું કારણ લોકોમાં અજ્ઞાનને લઇને દુરાગ્રહ સિવાય બીજું કશું નથી ફરજીઆત ખર્ચના સંબંધમાં સાંભળેલું એક દ્રષ્ટાંત આમ છે.

### જામનગરનું દ્રષ્ટાંત.

જામનગરમાં એક વખત એક ગૃહસ્થની મા ગુજરી ગએલ હોવાથી તેની પાછળકારજ કરવાના બદલમાં તે ગૃહસ્થે જ્ઞાતિ બન્ધુઓને વિનતિ કરી કે આપ સરવે જો એકમતે રજા આપો તો મારી માતુશ્રીના કારજના બદલામાં આપણી જ્ઞાતિના નિરાશ્રીત બાળકોને સ્કોલરશીપ આપવા વિગેરે માટે હું એક સારી રકમ આપું પણ તેનો એવો ઉત્તર મળ્યો કે અમારે તમારી એવી મદદની જરૂર નથી. જો આવા કારજ બંધ કરશો તો ઉપાડવા કોણ આવશે? લોકોના મોઢામાંથી ગળ્યા કોળીઆ કઢાવવા તે ઠીક નહી

## શુદ્ધ વ્યવહાર.

શુદ્ધ વ્યવહાર એવા પ્રકારનો જોઈએ કે તેમાં કોઇ રીતે અશુદ્ધતા આવે નહિ, એક લક્ષાધિપતિ હોય અને એક સામાન્ય સ્થિતિનો માણસ હોય તે બંનેમાં ને બંનેની સ્ત્રીમાં અને બંનેના બાળકોમાં કાંઇ પણ ભેદ જોઇ શકાતો નથી. બંનેના વસ્ત્રાલંકારો સરખાજ હોય છે પોતાનિ શકિત મર્યાદા, અને અધિકારને કઇ સ્થિતિ શોભી શકે તેનું પણ જેને ભાન નથી એવીરીતે જયાંસુધી અશુદ્ધ વ્યવહાર ચાલે છે ત્યાંસુધી પાયમાલીજ નજરે પડતી રહે છે. માટે જયાંસુધી જેને જેટલી જરૂરીઆત હોય અને જેની જેવી સ્થિતિ હોય તેના પ્રમાણમાં શુદ્ધ વ્યવહાર નથી ત્યાંસુધી તે શુદ્ધ વ્યવહાર કહેવાય નહિ.

## સરલ વ્યવહાર.

સરલ વ્યવહાર હું એને કહું છું કે તમો લાખોપતી થાઓ કે ગરીબ થઈ જાઓ તમારી જીંદગીમાં ગમે તેટલા ફેરફાર થાય તો પણ તમારી જાત અને વર્તનમાં ફેરફાર થવો જોઈએ નહિ પણ હાલ તો એથી બધું ઉલટું નજરે પડે છે. પાંચ પૈસા થયા એટલે રંગ જુદેજ થઇ જાય છે અને ચડતી પડતીના વાદળાંથી ઘેરાઇ જતાં વળી ભેદ થાય છે અને પછી તમે ઘણા કાર્યોમાંથી નકામા જેવા થઇ જાઓ છો, તમારા મગજમાં એમ આવે છે કે હું દશ રૂ. ભીખારીને રોજ આપવા વાળો, ગાડી ઘોડામાં ફરવાવાળો તેની આ સ્થિતિ હવે મારૂં જીવવું નકામું છે. આવા વિચારમાં ઘણાના આપઘાત પણ થાય છે પણ જો હમેશાં પોતાની આગળ પાછળની સ્થિતિનો ખ્યાલ રાખીને સરલ વ્યવહાર રાખેલો હોય તો તમોને હર્ષ કે શોકનું કારણ રહે નહિ, મેં સાંભળ્યું છે કે એક માણસ જીન મંદીરમાં જઇને હમેશાં એક રૂા. મુકતો હતો કાળે કરીને તેની સ્થિતિ બદલાઈ ગઇ પણ તેથી પરીણામ એ આવ્યું કે તેણે દર્શન મુકયાં. કારણ કે તેના મનમાં એમ આવ્યું કે હું રૂપીઓ મુકીને દર્શન કરનારો તે હવે રૂપીઆ વગર દર્શન કેમ કરૂં? આ પ્રમાણે જો પ્રથમથી સરલ વ્યવહાર હોય તો આ પરીણામ આવે નહિ, કોઇના માર્મિક વચનો સાંભળવાનો, શરમાવાનો અને ચિંતા કરવાનો પ્રસંગ આવે નહિ.

## સ્થાયિ વ્યવહાર.

સ્થાયિ એટલે જે સદા નિભિ શકે તેવો વ્યવહાર કેટલાએક મૂર્ણ શિરોમણીને પોતાની જીંદગીની ફરજ હોતી નથી, તેઓ લાખોના પાણી કરે છે અને પોતાના સમુહની પાયમાલી કરે છે હજારો યુવાનીઆઓ પાછળથી પસ્તાય છે પણ નીરંતર પોતાનો વ્યવહાર કેવી રીતે ટકી રહે તે તેઓને સુઝતું નથી જે વસ્તુની જે વખતે છત હોય તે વખતે તે વસ્તુની કીંમત જણાતી નથી પણ જયારે વસ્તુ હાથમાંથી જાય છે ત્યારે પછી પસ્તાવાનો વખત આવેછે કારણ કે વિવાહના પ્રસંગે તમે મોટા થઈને હજારોના આંધણ મુકોછો બાયડીનાં ઘરેણા વેચીને પણ તમે તમારી આબરૂ વધારવા માગો છો પણ તે કયાં સુધી નભી શકશે તેનો તમે વિચાર કરતા નથી અને એવિ રીતે તમારામાંથી કેટલાક વિચાર કરતા નથી અને તેથી ઘર બાર વગરના થઇ ગયા છે.

અગાઊ લોકો પોતાના દ્રવ્યના ત્રણ ભાગ કરતા હતા (૧) વ્યાપારમાં (૨) વસ્ત્રાલંકારમાં (૩) જમીનમાં હાલ એ રીતી કયે ઠેકાણે નજરે પડે છે? આપણે જોઇએ છીએ તો જેની પાસે હજાર રૂ.–હોયતે પણ લાખ રૂ.–નો વ્યાપાર કરે છે અને તેથી મોટે ભાગે પરીણામ પશ્ચાતાપનું આવે છે એટલુંજ નહિ પણ લોકોમાં જે હાનીકારક ફરજીઆત રીવાજો ચાલે છે તેથીજ સમગ્ર કોમની પૈસે ટકે પાયમાલી થએલી છે એમ મારે કહ્યા વગર ચાલતું નથી અને તે થવાનું કારણ લોકોમાં અજ્ઞાનને લઇને દુરાગ્રહ સિવાય બીજું કશું નથી ફરજીઆત ખર્ચના સંબંધમાં સાંભળેલું એક દ્રષ્ટાંત આમ છે.

## જામનગરનું દ્રષ્ટાંત.

જામનગરમાં એક વખત એક ગૃહસ્થની મા ગુજરી ગએલ હોવાથી તેની પાછળકારજ કરવાના બદલમાં તે ગૃહસ્થે જ્ઞાતિ બન્ધુઓને વિનતિ કરી કે આપ સરવે જો એકમતે રજા આપો તો મારી માતુશ્રીના કારજના બદલામાં આપણી જ્ઞાતિના નિરાશ્રીત બાળકોને સ્કોલરશીપ આપવા વિગેરે માટે હું એક સારી રકમ આપું પણ તેનો એવો ઉત્તર મળ્યો કે આ મારે તમારી એવી મદદની જરૂર નથી. જો આવા કારજ બંધ કરશો તો ઉપાડવા કોણ આવશે? લોકોના મોઢામાંથી ગળ્યા કોળીઆ કઢાવવા તે ઠીક નથી

આથી તેને ફરજીઆત ખર્ચ કરવાની ફરજ પડી આજકાલ જ્યાં જુઓ ત્યાં મરકી ચાલે છે સેંકડો માણુસો દાડા વગર જાય છે અને હવે કોઇ કોઇને કહી શકાતું નથી ને મહાજન એટલે મોટા માણુસો આવું બિરૂદ તમે ધરાવતા હોવાથી તમારૂં વરતન એવા ઉંચા પ્રકારનું હોવું જોઇએ કે તેનું અનુકરણ સૌ કોઈ કરે પણ હાલમાં મહાજનમાંથી કેટલાએકનું વરતન એટલી બધી દિલગીરી અને ખેદ ઉપજાવનારૂં થઇ પડે છે કે તેનું અનુકરણ કરવાને બદલે લોકો ધિકકારની નજરથી જુએ છે આ બધાનું મૂળ કારણ માત્ર ફરજીઆત ખર્ચોથી થયેલી પાયમાલીજ છે અફસોસની સાથે કહેવું પડે છે કે લોકો હાર્યા રહે છે પણ વાર્યા રહેતા નથી તેમ જો પ્રથમથી વિચાર થયો હોત તો આ સ્થિતિ થાત નહિ અને દ્રવ્યનો સદુપયોગ થાત. હાલમાં વણીકની કોમ મહાજન તરીકે ઓળખાય છે ત્યારે તમારી કેટલાકની આશા તમારી ગરીબ બાળીકાઓપર જાય છે. અને એમ વિચાર થાય છે કે એકના પાંચશો અને બીજીના સાતસો આવશે તેમાંથી આપણું ખુશીથી ચાલશે. આવી રીતે ન કરવાના કાર્યો જૈનને છાજતા નથી અને જૈનથી જેનો ઉચ્ચાર પણ કરી શકાય નહિ તે અત્યારે આચરણમાં પણ લેવાય છે અને બાળવૃદ્ધપણું દ્રવ્યના લોભે નહિ જોતાં પુત્રીના જન્મારા કઢંગી સ્થિતિમાં મુકાય છે અશુદ્ધ અસરલ અને સ્થાયિ વ્યવહારને લઇનેજ તમારી આસ્થિતિ થઇ છે જ્યાં સુધી તમારા રોમેરોમ આવા દ્રવ્યથી ભરેલા હોય ત્યા સુધી તમારી સ્થિતિ સુધરે કય અને ઉપદેશ લાગુ પણ શી રીતે થાય? તમારો વ્યવહાર શુધ્ધ સરલ અને સ્થાયિ કયાંથી થઈ શકે? તમારા સમૂહની અવનતિની હદ આવી ગઇ છે પણ જેનું પેટ ભરેલું હોય તેને ભુખ્યાના દુઃખની ભાગયેજ ખબર હોય છે.

## બાદશાહનું દ્રષ્ટાંત.

એક બાદશાહનો શાહજાદો ગોખે બેઠો હતો તેવામાં એક ફકીર ભીખ માંગતો કરગરતો ત્યાંથી નીકળ્યો તે ખાવાનું માગતો હતો તેથી તે શાહજાદાએ તેને કહ્યું કે ખાજા ખાઇલે તેના મનમાં તો એમજ કે જેમ મને ભુખ લાગે છે ત્યારે ખાજા ખાવાને મળે છે તેમ દરેકને મળતા હશે પણ તેમ નહોતું. તેવીજ રીતે જેઓના પેટ ભરેલાં છે અને જેઓ જન્મના સુખી છે તેઓને પારકા દુઃખ અને મુશીબતીની ભાગ્યેજ ખબર હોય છે, તમારા જાતિ બંધુઓની સ્થિતિ અને પાયમાલીનો શ્રીમંતોને કેવી

રીતે ખ્યાલ આવી શકે માટે વર્તમાન કાળમાં જેની જરૂર નથી તેની ગૌણતા અને જેની જરૂર છે તેની મુખ્યતા કરવાની જરૂર છે.

## સ્થિતિ સુધારણાના ઉપદેશની જરૂર.

હાલમાં જ્યાં જોઇએ ત્યાં ધર્મના નામથી ઓળખાતી સભાઓ મંડળો સ્થાપન થએલ અને સ્થપાતાં નજરે પડે છે પણ આશ્ચર્ય એ ઉત્પન્ન થાય છે કે હજી સુધી કોમનું ભલું જ્ઞાતિનું હિત અને સ્વધર્મીઓનો ઉદ્ધાર કરનારી એક સભા કે એકે મંડળ જોવામાં આવતું નથી માટે ગામો ગામ એવીજ સભા, એવાજ મંડલો અને એવીજ સંસ્થાની જરૂર છે કે જેથી તમારા ગરીબી સ્થિતિમાં આવેલા બંધુઓના બાળકોને વિદ્યા હુન્નરની વૃદ્ધિ કરવાના ઉપદેશથી ઉભરાઇ જતાં હૃદય માલુમ પડે તેમજ વળી હાલમાં જૈનો તરફથી સ્થળે સ્થળે ચોપાનીયા અને વર્તમાન પત્રો પ્રગટ થાય છે, પણ તેમાં હંસકેશવની કથા અને આચાર કે ધર્મની વાતોજ હોય છે તેમજ કેટલાએક ગૃહસ્થ વકતાઓ તરફથી ભાષણોમાં પણ ગુણસ્થાનક, યોગવિદ્યા અને અદ્ધાત્મનીજ વાતો ચર્ચવામાં આવે છે પણ જો તેના બદલામાં તમારી સાંસારિક સ્થિતિ અને વિદયા હુન્નર કેમ વધે તેજ લખવામાં અને બોલવામાં આવે તો હું તમારા માટે વધારે ઉપયોગી માનું છું. જે ઉપદેશથી અમોને આશ્રવ થવાનો સંભવ છે અને અમે જેથી આશ્રવના ઉપદેશકો ગણાઇએ તેવી બાબતો ખાસ તમારેજ ઉપાડી લેવાની જરૂરં છે માટે હું દરેક લેખકને અને વકતાને ભલામણ કરૂં છું કે જો તમે તમારા ભાષણ અને લેખમાં તમારા ભાઈઓની સ્થિતિ સુધારવાને ખ્યાલ કરશો તો તમારી મહેનત વધારે ઉપયોગી થઇ પડશે.

જ્યાંસુધીં તમો ધર્મના ઉપદેશમાં પડી નકામો કાળ કાઢશો ત્યાંસુધી લોકોની સ્થિતિ સુધારવાને તમે કેવી રીતે પ્રયત્ન કરશો? તમારા ધર્મના ઉપદેશ માટે મુનિઓ પોતાનું કામ કરેછે. સમુદાયની સ્થિતિ સુધારવાના પહેલી જરૂર છે. મારા કહેવાની મતલબ એવી છે કે તમોને અનેક રીતે ઉપદેશ કરવાની છુટ છે માટે તમે જાગ્રત થાઓ, અને તમારા કર્તવ્યને સમજતા થાઓ બાજી કોમો તરફ જોશો તો લાખોપતી અને કરોડોપતિ તમારી નજરે પડે છે પણ તમે તેવી સ્થિતિમાં કેમ નથી આવતા? માટે તમે વિચાર કરો અને તે વિચારથી તમારો કાંઇક ઉદય થશે એમ સંભ

છે લોકો તો યોગ્યછે, તેમને જેમ દોરશો તેમ દોરાશે માટે જ્યાં સુધી લોકોની સ્થિતિ સુધારવાને તમે તઈયાર નથી થયા ત્યાં સુધી કન્યા વિક્રય વિગેરે કરનારાઓના સબંધમાં જે ભાષણો થાયછે જે બોલાય છે તે તેમને ગાળો આપવા અને નિંદા કરવાસમાન છે. માટે એમ કરો કે જેથી તેની સારી સ્થિતિ થાય અને તેની હાજતો પુરી પડે તો કન્યાવીક્રય આપોઆપ બંધ થાય.

## કોમ સુખી કેમ થાય?

હાલમાં જુદી જુદી કોમો નજરે પડે છે તેમાં અંગ્રેજ પારસી મુસલમાન ઘણા ભાગે વીશેષ સુખી જણાય છે કે જે મોટે ભાગે મદિરા માંસાહારના કરનારા છે અને તમે પવીત્રમાં પવીત્ર ધર્મને સ્વીકારનારા હોવા છતાં ઘણા ભાગે દુઃખી દેખાઓ છો તેનું કારણ બીજું કાંઇ નહી, પણ તમારા ઉધમ ઉત્સાહ ને બુદ્ધિની ખામી છે. આ ઉપરથી કાર્યનું જીવન અને તમારા સુખનો આધાર બુધ્ધી ઉત્સાહ અને બળ ઉપર રહેલો છે માટે એ ત્રણે કેમ પ્રાપ્ત થાય તેજ પ્રથમ વીચારવાની જરૂર છે.

## ઉધમ અને ઉત્સાહ.

ઉધમ અને સાથે ઉત્સાહની જરૂર છે, ઉત્સાહ વગરનો ઉધમ બોજા રૂપ લાગે છે તેમ ઉધમ વગરનો ઉત્સાહ છે તેથી બંનેની એક સરખી જરૂર છે જયાંસુધી આ સ્થીતી નહી સુધરે ત્યાંસુધી તમે બીજા ગમે તેટલા દ્રષ્ટાંત લેશો તો પણ તમારી સ્થીતિ સુધરશે નહી. ઘણા ભાઈઓ એવા નજરે પડે છે કે જેઓને ઉત્સાહ અને બુધ્ધી હોય છે પણ સાધન વગર તેઓ અગાળ વધી શકતા નથી અને વખત અગાઉ તેમના પર પેટ ભરવાની ફરજ પડવાથી તેમની જીંદગી અધવચથી બગડે છે. હું ધારૂં છું કે જે કાર્ય આ સ્થળમાં થશે તે બીજા સ્થિળમાંથશે નહી. માટેજેનો ઉદેશ પ્રશસ્ત છે અને જેથી વીદ્યા હુન્નરની ખીલવણી થઇ શકે તેમ છે તેવા કામ હાથ ધરવાની હવે પ્રથમ જરૂર છે જ્યાંસુધી તમે તમારા ભોજન, વસ્ત્રાલંકાર અને ગાડી ઘોડામાંથી નવરા નહી થાઓ ત્યાંસુધી તમારા બંધુઓ કોઇ કાળે ઉચ્ચ સ્થિતિમાં આવવાના નથી માટે કારજ અને વિવાહના નકામાં ખર્ચો બે વરસ બંધ કરી હાલ જે વિદ્યા અને હુન્નરની જરૂર છે તેના તરફ લક્ષ રાખી તમારા ધર્મી ભાઇઓને મદદ કરો અને પછી તમારી સ્થિતિ સુધર્યા પછી તમોને યોગ્ય લાગે તે કરશો. માણસની સ્થિતિ કોઇ કાળે

એક સરખી રહી નથી માટે જે વખતે તમારાથી થઇ શકે તેવું હોય તે વખતે કરી બતાવવું કે જેથી પશ્ચાતાપનો પ્રસંગ આવે નહિ. તમારે ચંદનભારવાહક થવાની જરૂર નથી પણ તે ચંદનને ઘસીને સુગંધિ લેવાની જરૂર છે માટે આ પ્રસંગે કરવા યોગ્ય જણાય તે તમારે તુરત કરવું જોઇએ.

## ઉદ્યમની ખામી.

કેટલાએક મૂર્ખ માણસો એમ વિચારે છે કે અમુક પૈસાદાર ગૃહસ્થ મારે અમુક પેઢીએ સગો થાય છે તેનાં બીજા કોઈ વારસ નથી માટે એ મરી જાય તો હું વારસ થાઉં આવા નીર્માલ્ય અને આળસાઈના વિચારો ખરેખર હસી કાઢવા યોગ્ય છે જેઓ પારકી મીલકત પર આશા રાખનારા છે અને પોતાની શકિત પર ઝુંઝનારા નથી તેઓ માત્ર નામના મનુષ્ય છે પણ તેઓને મનુષ્યની ગણનામાંગણી શકાય નહિ.

## સાધન.

જો ધર્મ વ્યવહાર સુધારવો હોય તો ઉપર કહ્યા પ્રમાણે પ્રથમ, સંસાર વ્યવહારના સુધારાના પ્રયત્નની જરૂર છે સંસાર વ્યવહાર સુધારવા ઉપર કહ્યા–પ્રમાણે ઉત્સાહ બુદ્ધિ અને ઊદ્યમ એ ત્રણ જીવન છે કુંભાર ચક્ર ચલાવે અને બુદ્ધી વાપરે પણ જોમાટીનો પીંડ ન હોય તોતે શું કરી શકે માટે હવે તમારે સાધન મેળવી કર્તવ્ય કરવાની જરૂર છે તમારા ધર્મીઓનું અને જ્ઞાતી જનોનુ ભલું કેમ થાય એજ તમારે લક્ષ રાખવું છે ને જ્ઞાતિના ભલાને માટેજ તમારે પોકાર ઉઠાવવાની જરૂરછે.

## આરંભે શુરા

જૈનોને માટે આરંભે શુરા એવું ઉપ નામ હાલ સામાન્ય થઇ પડ્યું. છે કારણ કે કેટલીએક ધર્મની અને બીજી સંસ્થાઓ બુદ્ધી ઉત્સાહ અને ઉદ્યમની ખામીને લીધે પડી ભાંગે છે અને જે કોમનાંમાં એ ત્રણવાના નજરે પડેછે તે કોમની સંસ્થાઓ આગળ વધતી તમારી નજરે પડેછે અને તમારા બોલવામાં તમે તેના દ્રષ્ટાંત પણ લો છો માટે તમારે શુદ્ધ સરલ અને સ્થાયિ વ્યવહાર કરવા ઉપરજ લક્ષ રાખવાની જરૂર છે અને તેનો આધાર–જીવન બુદ્ધી ઉત્સાહ અને ઉદ્યમ તેજ છે.

ઉપસંહાર.

તમો આ વ્યાખ્યાનનો સાર સમજ્યાજ હશો તો પણ હું ફરીથી છેવટ કહું છું કે તમારામાં તથા તમારા બંધુઓમાં અનેક પ્રકારની ઉચ્ચ કેળવણી આપી બુદ્ધિમાં વધારો કરો અને હુન્નર ઉદ્યોગની કેળવણી આપી ઉત્સાહી બનાવો અને તેમને અનુકુળ સાધનો પુરા પાડી ઉદ્યમી કરો. જો તેમ કરશો તો જેવા તમે શ્રીમાન છો તેવા તમારા બંધુઓ પણ અમુક વખતે તમારા જેવા શ્રીમંતો થએલા જોવાને તમો ભાગ્યશાળી થશો. અને તેની સાથેજ શુદ્ધ સરલ સ્થાયિ ધર્મ વ્યવહાર આપોઆપ વૃદ્ધિને પામશે અને સામાન્ય સ્થિતિમાં આવી ગએલા કેટલાએક ધર્મના અંગો ઉચ્ચ સ્થિતિમાં આવેલા આપણે જોઇ શકીશું.

( તથાસ્તુ )

---

## વ્યાખ્યાન ૧૩ મું.

# દિપોત્સવી અને શારદા પૂજન.

તા૦ ૧૩-૧૧-૧૯૦૭.

ઉપોદ્ઘાત.

આજનો વિષય માત્ર શાસ્ત્રીય વિષય છે એમ માનવાનું નથી પણ તે વિષયમાં શાસ્ત્રીયપણું રહેવાની જરૂર છે તે સાથે આજનો વિષય કેટલાએક વિચારોમાં ફેરફાર કરવાની અગત્યતા ધરાવે છે. દિપોત્સવી અને શારદા પુજન ઉજવવાનો ક્રમ ગમે તે કારણથી ઘણા લાંબા કાળથી ચાલતો આવે છે અને રૂઢીની પ્રબળતાથી તેમાં કાળાં તરે ઘણો ફેરફાર થઇ ગએલો પણ જણાય છે તેથી આજનો વિષય ઘણા કાળની ચાલી આવતી રૂઢીમાંનો એક ગણી તેને માટે જે કાંઇ કહેવાની ઇચ્છા છે તે સુચનારૂપેજ કહેવાનું તાત્પર્ય છે.

એક માણસને અફીણનું સખ્ત બંધાણુ હોય અને જો તે એક દમ બંધ થઇ શકે નહિ અને જો કરવામાં આવે તો પરિણામે તે માણસનું મ્રત્યુજ થાય પણ ક્રમે ક્રમે જો જરા જરા ભાગ ઓછો થતો જાય તો અફીણનું નઠારૂં બંધાણુ તદન છુટી જાય અને તેના શરીરને પણ હરકત પહોંચે નહિ. તેવીજ રીતે આ ઘણા કાળના ચાલતા આવતા રીવાજમાં એકાએક નિષેધ સુધારો કરી અકેક બાબતનો એક દમ કરવામા આવે તો તે બંધ થઇ શકે નહિ પણ ઉલટું તેનું વિપરીતજ પરીણામ આવે માટે આજ વિષયના પ્રસંગમાં કોઇ વાત નિષેધ રૂપે કહેવાનો મારો ઉદેશ છેજ નહિ, હું જે કાંઇ કહીશ તે સુચના રૂપેજ છે અને તેથી તે સૂચનાને યથા શકિત અમલમાં મુકવી તે તમારૂં પોતાનું કર્તવ્ય છે.

## સંસારીને સંસાર સાથે સંબંધ.

સમયગ્દર્શી જીવોને પણ જ્યાં સુધી સાંસારિક આશાઓ બંધાએલી છે ત્યાં સુધી બાહ્ય મંગલની આવશ્યકતા છે અને બાહ્ય મંગલમાં ધર્મ અને વ્યવહારને લગતા અનેક મંગલ હોય છે, તે મંગલમાં સઉથી મોટા મંગળ તરીકે આજનો પ્રસંગ તમે માનો છો અને તેથી તમારી આજની પ્રવૃત્તિ પણ કાઇ જુદાજ પ્રકારના ઉત્સાહ વાળી હોય છે.

કેટલીક વખત એમ બને છે કે જે કાંઇ કરાય છે તેનો શરૂઆતથીતો ક્રમ હોય છે પણ પાછળથી તે ક્રમમાં વ્યત્યય થઈ જઇને વર્તન કાંઇ જુદાજ પ્રકારનું થઇ જાય છે. અને વર્તનમાં જે ભુલ પેસી ગએલી હોય છે તે ભુલ જો ભુલરૂપે રહેવા દઈએ તો લાંબા વખત સુધી ભુલ રૂપેજ રહે છે એટલુંજ નહિ પણ એક ભુલ બીજી અનેક ભુલને જન્મ આપે છે તેથી જે ભુલ ગઈ છે તેમાં સુધારો થાય અને વધારે ભુલો થવાનો પ્રસંગ ન રહે તેને માટે આજનો વિષય ગ્રહણ કરેલો છે.

## પર્વનો ધર્મ સાથે સંબંધ.

જેટલા જેટલા પર્વ છે તે સઘળાનો અમુક પ્રકારે ધર્મ સાથે સંબંધ રહેલો છે તે તે પર્વના જેટલા જેટલા ધર્મ છે તેમાંના કેટલાએક તો સર્વ સામાન્ય પર્વ તરીકે થઇ ગએલા છે. અને એવીજ રીતે આ આર્યાવર્તમાં દીવાળીનું પર્વ એક સર્વ સામાન્ય અને અગ્રગણ્ય પર્વ છે જે પર્વ એક માંગલીક પર્વ તરીકે ગણાય છે.

## દિપોત્સવી પર્વની ઉત્પત્તિ.

હવે જો દિપોત્સવી પર્વની ઉત્પત્તિને માટે વિચાર કરીએ તો તે પર્વની સ્પષ્ટી કરણની વિશેષ જરૂર રહેતી નથી. જૈનોમાં આદિવાળીનું પર્વ છેલ્લા તિર્થંકર શ્રીમહાવીર સ્વામિન નિર્વાણનો દિવસ અને ગૌતમ સ્વામિના કેવળ જ્ઞાનનો દિવસ ગણાય છે જેના શાસનના આધારે આપણો ધર્મ રહેલો છે, અને આ પંચમ કાળમાં જેઓ મહા ઉપગારી છે તેઓના છેલ્લા કલ્યાણકનો દિવસ આવા પર્વ તરીકે ગણાય એ સહજ સંભવિત છે. પરંતુ જયારે બીજા પર્વમાં ધર્મ ક્રિયા કરવામાં આવે છે ત્યારે આ પર્વ કંઇ જુદાજ પ્રકારનો દેખાવ આપે છે એ એક મહાન આશ્ચર્યજ ગણી શકાય.

## દિવાળીમાં ધર્મ ક્રિયાનો અભાવ.

સારા સારા વસ્ત્ર પહેરવા ઘર અને દુકાનને ધવલીત કરવા જુદી જુદી જાતની ખાવાની વસ્તુંઓ કરવી અને એવા બીજા અનેક આરંભ કરવા આ પર્વના મુખ્ય હેતુ તરીકે મનાય ગયેલા છે. પણ જે મુખ્ય ધર્મક્રિયા કરવાનુ શાસ્ત્રો ફરમાવે છે તે પર ઘણા થોડા લોકોનું લક્ષ રહેત છે તમારૂ વરતન તીર્થંકર કલ્યાણક મહોત્સવ રૂપે નથી પણ અમુક વખથી માની લીધેલી રીત પ્રમાણે તમારૂં વરતન પ્રાચિન રૂઢીરૂપે થઇ રહ્યું છે તેથી તે રૂઢીનો એકાએક અટકાવ નહિ કરતાં તેમાંજ સુધારા રૂપે કહેવાની જરૂર છે, અને તે સુધારો જો થાય તો દિવાળી દિવાળીપણા એજ ગણાય છે.

દિવાળીના પ્રસંગમાં સામાન્ય રીતે તમારૂં જે વર્તન છે તે સંબંધમાં મારે બોલવું તે પિષ્ટ પેષણજેવુંજ છે કારણ કે તે તમે સર્વ જાણોછો તે પ્રમ, વર્તોછો પણ તેનું કાંઇ દિગ્દર્શન કરી જવાની અપેક્ષાથી બે શબ્દ કહું છું

## દિવાળીમાં ચાલતી મુખ્ય ક્રિયાઓ

દિવાળીમાં લોકો ચૂનો છાંટેછે અને બધું નવું નવું કરેછે નવી સાલના ચોપડા બનાવે છે અને ગત વર્ષનું સરવૈયુ કાઢી ઉદાર કે હર્ષમાં નવા વર્ષને માટે નવીન આશાના તરંગમાં ઘસડાયછે, આ સામાન્ય નિયમછે પણ તે અગાઉ હું કહું છું કે એક જુનું ઘર હોય જેમા તડપડી ગઇ હોય ઘરના લાકડા સડી ગયેલાં હોય અને બધુ અવ્યય સ્થિત થઇ ગયુ

હોયતો તે ઘરના ઊપર બહારથી ગમે તેટલું સાફ સુફ અને ટાપટીપ કરવામાં આવે તો સમજું માણસ તેને શું કહેશે? જેને નવેસરથી ફરી બાંધવાની જરૂરછે તેને ઊપરની ટાપટીપથી શો લાભ થાય અર્થાત તે માથેજ પડે એ દેખીતું છે તેમજ અનેક પ્રકારના બાહ્ય મંગલો છે તે બાહ્ય વૃતિને માટેજ છે પણ તેમાં આંતરીક સુદ્ધ વિચારના ઝરણાઓ ભાગ્યેજ હોય છે

## શુદ્ધ વિચારો નિરંતર જોઇએ

જ્યાં સુધી તમારા વિચારો ફકત દીવાળીના દિવસોમાં સોભા કરવાને માટે છે ત્યા સુધી બાહ્યાડંબર છે

प्रयोजनं पिता मदोपि न प्रवर्तते

પ્રયોજન વગરનો મંદ માણસ પણ એક ડગલું ભરતો નથી. માટે વ્યવહાર કુશલ પુરૂષોની પ્રવૃત્તિ તો પ્રયોજન ને અનુસરીનેજ હોવી જોઇએ છતાં દીવાળીના પ્રસંગની ઘણી પ્રવૃત્તિ વગર સમજની થાય છે. અને સામાન્ય વર્ગ તદનુકુળ પ્રવૃતિ વગર નવા વરસને માટે પોતે વધારે સુખી થવાની માત્ર આશા બાંધે છે.

જ્યાં સુધી ઉદ્દેશ ઉદ્દેશરૂપે રહે છે અને તદનુકુળ વ્યાપાર થતો નથી ત્યાં સુધી પોતાની ધારણાનુકુળ કરવાની આશા કેમ ફળીભૂત થાય તે વિચારવાનું છે.

તમારી ક્રિયામાં, તમારા બંધારણમાં તમારા નિયમોમાં અને તમારા દરેક પ્રકારના વર્તનમાં કોઇએવોજ પ્રકાર નજરે પડે છે કે તમે જે કરો છો તેનો હેતુ તમારા સમજવામાં નથી અને તે સમજવાને તમોએ વિચાર કર્યો હોય એમ પણ જણાતું નથી.

આપણ સર્વને ધર્માભિમાન છે અને તેથી ધર્મને અનુકુળજ આપણા પર્વની રીતી પૂર્વજો કરી ગયા છે.

## મહાવીર સ્વામિ.

મહાવિર સ્વામીએ પોતાની જીંદગીમાં આપણા માટે શું શું નથી કર્યું? પોતે કેવળજ્ઞાન પામી હજારો જીવોનો ઉદ્ધાર કર્યો છે એટલુંજ ન

હિ પણ જ્યારે વીર પરમાત્મા મોક્ષે જવાના હતા ત્યારે સોળ પહોર સુધી અખંડ દેશના આપી હતી જે દેશના સાંભળવાને ભવ્ય જીવો તલ્લિપત થઇ રહ્યા હતા પાપ ફલ વિપાકના પંચાવન અધ્યયન અને પુન્ય ફલ વિપાકના પંચાવન અધ્યયનં અને ઉતરાધ્યયનના છત્રીસ અધ્યયન કહેતા તેઓ બાકી રહેલા ચાર અઘાતી કર્મનો ક્ષય કરી નિર્વાણ પામ્યા અને તેને બીજેજ દિવસે ગૌતમ સ્વામિ કેવળ જ્ઞાન પામ્યા.

પર્યુષણમાં મહાવિર સ્વામીનો જન્મ ન હોવા છતાં આજે જન્મ છે એમ તમોને સ્મૃતિમાં રહે છે અને તે દિવસ જન્મોચ્છવના માની ધર્મ ક્રિયા કરાય છે તે દિવસે વ્યાપાર બંધ કરાય છે અને દરેક પ્રકારનો આનંદ અનુભવાય છે તેવીજ રીતે દિવાળીના દિવસે વીર પરમાત્મા નિર્વાણ પામ્યા છે અને ગૌતમ સ્વામીને કેવળ જ્ઞાન થયું છે છતાં તે દીવસ તમો કેવી ઉલટી રીતે પસાર કરો છો તે વિચારવાનું છે જે પર્વ લોકોત્તર અને ધાર્મિક છે તે પર્વ તમેલૌકિક તરીકે માની લીધેલું છે, આ તમારી કેવડી મોટી ભૂલ છે ?

## દિવાળી એ લૌકિક પર્વ નથી.

તમારે યાદ રાખવું કે આ પર્વને જો તમે લૌકિક ગણશો તો નિર્વાણને માટે તમે કયો દિવસ નકકી કરશો, કોઇ કહેશે કે એ ખરૂં પણ અમે તો આ પર્વ તે નવીન રચના કરવાવાળુંજ માનીએ છીએ માટે તેમાં નવું કરવા સિવાય બીજું કાંઇ કરવાનું હોય એમ અમને જણાતું નથી. પરંતુ આ સમજમાં સુધારો કરવાની જરૂર છે.

હું કહી ગયો છું કે મારે તમોને તમારિ રૂઢી અનુસાર સુચના કરવાની છે તેથી હું તમારી બાહ્ય ક્રિયા તે વિષેજ સુચના કરીશ.

## નવા ચોપડા.

દિવાળીના દિવસે તમે નવા ચોપડા લઇને તેમાં તમે શું લખો છો ? તે વીચારો એમાં તમે લખો છો કે ગૌતમ સ્વામિની લબ્ધિ હોજો, બાહુબળનું બળ હોજો, ધન્નાશાળીભદ્રની રિદ્ધિ હજો, અભયકુમારની બુદ્ધિ હજો વિગેરે ચોપડામાં લખાય છે. પરંતુ તે લખેલા શબ્દો લખવા રૂપેજ રહે છે અને તેથી તમોને આશામાંને આશામાં જીંદગી વ્યતિત કરવી પડે છે

તમે ચોપડામાં જે લખો છો તે માત્ર યાદિ રૂપ છે આ ઉપરથી સમજવાનું છે કે આજે બધું લખાય છે તે મારા ભલાને માટે છે કે કેમ? એમાં હેતુ શું છે તે કોઇ વિચારે? નહીં માત્ર લખીને તેના જેવા થવાય એ ઇચ્છા રાખો છો. વળી તેમાં

## સારદા પુજન અને લક્ષ્મિ પુજન

શારદા પુજન એટલે સરસ્વતિ પુજન સરસ્વતિને તો ગણધરોએ પણ માન્ય રાખેલ છે. नमो बंभ लिविअ એ સુત્ર બતાવી આપે છે કે સરસ્વતીનું પુજન આવશ્યક છે અને સદા મારા વિચારો પવિત્ર રહો એમ તે સુચવે છે આવાજ હેતુથી જો સરસ્વતિ પુજન કરવામાં આવતું હોય તો તમોને અવશ્ય તેનું ફળ મળ્યા વગર રહે નહિં

## અંતઃકરણ એ આરીસો છે.

કાર્ય ભવિષ્યમાં કેવું નિવડશે તેને માટે અંતઃકરણનેજ પુછવું અંતઃકરણ જો પવિત્ર હોય તો નકી માનવું કે સફળતાજ છે. कार्य प्रवृत्तौ प्रमाणयंतः करणः प्रवृतयः કાર્યની સિદ્ધિમાં પ્રમાણ અંતઃકરણજ સાક્ષીભૂત છે. જોશીને પુછવાની કાઇ જરૂર નથી અંતઃકરણને પુછી લેવું. પણ જો અંતઃકરણમાં મલીનતા હોય તો તેનાથી શ્રેષ્ટ કાર્યની આશા રાખવી વ્યર્થજ છે એમ નકકી સમજવું સરસ્વતિનું પુજન તે સરસ્વતીના ગુણગાન રૂપેજ જોઇએ પણ પઇસાના લાલચુ પુજારાઓ તમોને લુંટે છે. શારદા પુજનમાં ગોર જોઇએ છીએ અને પ્રભુ પુજામાં કેમ ગોર રાખતા નથી. જે પુજા તમારે કરવાની છે તે તમે બીજા પાસે કરાવો છો! આ માત્ર તમારૂ નિરક્ષરપણું અને મુર્ખાઇજ બતાવી આપે છે; પુજન તો તમારે પોતે સમજીનેજ કરવું જોઇએ

## લક્ષ્મી પુજન

લક્ષ્મી પુજનમાં રૂપીઆની પુજા થાય છે વિચાર કરો કે જે લક્ષ્મીની તમે પુજા કરો છો તે લક્ષ્મીથી તમે કેવા કેવા કાર્યો કરવામાં પ્રવર્તો છો? જે વસ્તુથી શ્રેષ્ટ કાર્યો કરવા જોઇએ તેનાથી તમે વાસીદા કઢાવો છે તે વસ્તુ તમારા ઘરમાં કેટલા દિવસ રહેશે! પુજ્ય લક્ષ્મીથી તો અનિતિ અન્યાય કે અકૃત્ય કાંઇપણ ન થવું જોઇએ છતાં લક્ષ્મીનો એવો દુરૂપયોગ કરવામાં આવે તો તે લક્ષ્મી તમારા ઘરમાં કેટલો વખત સુધિ ટકી રહે

લક્ષ્મીનું ઉપાર્જન માત્ર નિતિ ને માટેજ છે, તેનાથી ખાવા પીવાનું કે
વ્યાપાર રોજગાર થાય ત્યાં સુધી તે યોગ્ય છે પણ અનિતિ અને અના-
ચારનું સેવન થાય તો તમે લક્ષ્મીનેજ છેતરો છો એમ નકકી માનવું,

બીજી બાબત એવી છે કે જેના નામ તમે લખો છો જેનું તમે પુ-
જન કરો છો અને તેનું સ્મરણ તમે કરો છો તે તમો તમારા ધર્મ
પ્રમાણે કરો છો છતાં પુજન તમો તમારા ધર્મ પ્રમાણે નહી કરતાં
બીજાના પુજનના નિયમો સ્વકારો છો આતો એવું થાય છે કે તમે યજ્ઞ-
દત્તની મૂર્તિ સ્થાપો છો અને દેવદત્તના ગીત ગાઓ છો? માટે આ પ્રવૃ-
તિમાં સુધારો કરવાની જરૂર છે અને એમ થશે તો તમારા શું છે તે
તમે સમજતા શીખશો.

લાડુ લાડુ બોલવાથી ભુખ મટશે નહિ. યાદ રાખવું કે બોલવાથી કે
લખવાથી કાંઇ થવાનું નથી પણ તથા પ્રકારના વર્તનની જરૂર છે. બાહુબ-
ળીએ શું. કર્યું હતું તે વિચારવાનું છે અનેક મુનિવરોની વૈયાવચ્ચ કરી
પોતે અનેક કષ્ટ સહન કરવાથી તે અક્ષય વીર્યવાળા થયા હતા.

## શાળીભદ્ર.

શાળીભદ્ર મહા નસમૃદ્ધિવાન થયા તેનું કારણ એવું હતું કે તે પુર્વ ભવ
માં એક ગરીબ કુટુંબમાં ઉત્પન્ન થયા હતા એક દિવસ પાડોસીને ત્યા ખીરબે,
જનજોઇને શાળીભદ્રના જીવે પોતાની માને તેવી ખીર કરી આપવાનો આ
ગ્રહ કર્યો, તેનીમાએ બીજાના ઘરથી ખીરના સાધનો માગીને ખીર કરી
આપી અને પોતે પાણી ભરવા ગઇ. પાછળથી કોઇ મુનીરાજ આવી જવા
થી તે બાળકે હોસથી અને ઉલ્લાસથી તે બધિ ખીર મુનીના પાત્રામાં
નાખી દીધી અને પોતે તે ખીરનું વાસણ ચાટતો બેઠો એવામાં એની
માએ આવીને પુછયુ કે તું બધી ખીર ખાઇ ગયો? બાળકે હા પાડ
વાથી તેની માનિ નજર લાગી અને તે મરીને શાળીભદ્ર થયો આવી રીતે
આ કઠણ પ્રસંગે દાન દેવાથી તેને ઘણી રીદ્ધિ પ્રાપ્ત થઇ માત્ર
લખવું તે ફાં ફાં મારવા જેવું છે પણ શાળીભદ્ર જેવું દાનીશ્વર પણુ
થશે ત્યારે વગર લખ્ખે શાળીભદ્ર પણું પ્રાપ્ત થશે.

## ગૌતમ સ્વામિ

જે ગૌતમસ્વામિએ છઠ અઠમ વિગેરેનો તપ કરી અનેક કષ્ટ સહન કર્યા
હતાં અને શ્રી વીર પરમાત્માની અત્યંત ભાવે સેવા કરિ હતી તે ગૌતમ

સ્વામીને પોતાના વિર્ય વડે લબ્ધી પ્રાપ્ત થઇ હતી પણ તમોને તો મા
તેમનું નામ લખીનેજ લબ્ધિ પ્રાપ્ત કરવી છે તો તે કેવી રીતે બને તે
ચારી લેશો. જો કે ગૌતમસ્વામી જેવા આપણે નથી તો પણ તેમના વર્તન
અનુસરીને આપણું વર્તન થાય તો તે અવશ્ય લાભદાયક નીવડ
વગર રહે નહી.

### કયવન્ના શેઠ.

વળી તમે ચોપડામાં લખો છો કે કયવન્ના શેઠનું સૌભાગ્ય હોન
પરંતુ કયવન્ના શેઠને કેવી રીતે સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું તેનો વીચાર ક
વગર કે તે પ્રમાણે ક્રિયા કર્યા વગર તેમના જેવું સુખ સૌભાગ્ય કયાં
પ્રાપ્ત થાય? આ બધી ઇચ્છાની સફળતા આપણા અંતઃકરણની નીર
ળતા ઉપરજ આધાર રાખે છે, આત્મામાં અનંત શકતી છે અને તે
તેને કાંઇ પણ અશકય જેવું નથી પણ તેને માટે વીર્યસ્ફુરણ કરવા
જરૂર છે. જેઓના નામ લખી તમે તેના જેવા થવા માગો છો તેઓ
એક વખત આપણા જેવા સામાન્ય માણસોજ હતા પરંતુ જ્ઞાન અ
ક્રિયાની પરંપરાથી તેઓ ઉચ્ચતાને પામ્યા છે માટે પુરવજોએ તમોને
યાદી કરી આપી છે તેનું સ્મરણ રાખી યથાશકતી તદનુસાર વર્તન
વાનો પ્રયત્ન કરવાની જરૂર છે.

આપણે કોણ છીએ અને આપણું શું કર્તવ્ય છે તેનું પણ આપણ
ભાન નથી અને તે વગર નીશાનના તમારા બધા ફાંફા જણાય છે, અ
તમારા કર્તવ્ય એવા છે કે જેથી લક્ષ્મી તમારાથી સો ગાઉ
રહેવા માગે છે. લક્ષ્મી શાથી મલે છે તેનો વિચાર કરો. લક્ષ્મી પુ
વીના મલતી નથી માટે તમો પુણ્ય કરો છો કે નહિ તે વીચારો નહી તે

### શેઠનું દ્રષ્ટાંત.

એક શેઠ હતો તેને રાત્ર સ્વપ્નામાં લક્ષ્મીએ આવીને કહ્યું કે આ
તી કાલે હું તારે ત્યાંથી જવાની છું, કારણ કે મારો ભાઇ (પુન્ય) તા
ઘરમાં રહયો નથી. મારા ભાઇ વગર મારાથી જરાવાર પણ રહી શકા
નહિ. આથી શેઠે કહ્યું કે મારાપર કૃપા કરીને તું કાલનો દિવસ મ
ત્યાં રહી જા. લક્ષ્મીએ તે કબુલ કર્યું અને તે તેના ઘરમાં એક દિવ
રહિ બીજા દીવસે સવારના ઉઠતાંજ તેણે પોતાની પાસે જેટલી લક્ષ

હતી તે બધી વાપરી નાખી ઘરબાર વેચીને માત્ર કપડા રાખીને બ
બેઠો અને ધર્મના કાર્ય કરી ઘણું પુન્ય ઉપાર્જન કર્યું આ ઉપરથી ત્ર
દિવસે લક્ષ્મીએ આવીને કહ્યું કે હવે તો મારાથી તારી પાસેથી જવ
નહિ કારણ કે તે એટલું બધું પુન્ય કર્યું છે કે તારી સાત પેઢી સુ
મારાથી જઇ શકાય તેવું નથી.

શેઠે કહ્યું કે હવે હું તારા માટે વ્યાપાર કે નોકરી કરવાનો નથી તારી
ગરજ હોયતો એની મેલે આવ લક્ષ્મીએ કહ્યું કે તું એક કામ કરજે
સવારમાં એક ખાખીબાવો આવશે તેને જમાડીને બે ધોકા મારજે એટલે સો
નાનો પુરૂષ થઇ જશે પછી રોજ તેમાંથી કાપી કાપીને સોનું વેંચજે એટલે
તું મહારીધીપાત્ર થઇ જઇશ શેઠે કહ્યું ઠીક સવારમાં શેઠે તેમ કર્યું
અને સોનાનો પુરૂષ થઇ ગયો તે હકીકત એક વાણદે જોઇ અને વિચાર
કર્યો કે આપણે પણ એક કોઇ ખાખીને ગોતી કાઢવો અને ખવરાવી
ધોકા મારી સોનાના પુરૂષ કરી લેવો સવારમાં કોથળી ખીલીએ મુકી
ખાખીની તપાસ કરવા લાગ્યો નશીબ જોગે એક ખાખી મલી ગયો અને
ઘેર લાવી ખવરાવીને ધોકા મારવા મંડયો તેથી ખાખી રાડારાડ મારવા
માંડયો લોકો ભેગા થઇ ગયા સીપાઇ પકડીને રાજા પાસે તેડી ગયા પુછતાં
શેઠે કર્યું તે જોઇ મેં કર્યું આ ઉપરથી તેની મશ્કરી થઈ અને શીક્ષાને
પાત્ર થયો તેમ જેમના નામ તમો લખોછો તેના વર્તનને નહિ
અનુસરો અને માત્ર લખીને તેમને જે પ્રાપ્ત કર્યું છે તે મેલવવાની ઇ-
ચ્છા રાખીને પ્રવૃતિજ કર્યા કરશો તો વાણંદની માફક ઉપહાસ્ય ને પા-
ત્રજ ઠરશો સિવાય ફાઇદો કાંઇ થાવાનો નથી તેથી તેમણે જેમ પુણ્યો-
પાર્જનના કાર્ય કર્યા છે તેમ કરવાની જરૂર છે જેથી લખવું સાર્થક થાય.

આ ઉપરથી સમજવાનું એછે કે લક્ષ્મીપુજન કરવાનો હેતુ લક્ષ્મી
નો સદ્‌પયોગ કરી તેને નીતી અને ન્યાયના માર્ગે મેળવવાની છે અને
જો તમે પુન્યશાળી થશો તો તમારી લક્ષ્મી પોતાની મેળે આવશે અને
તમારે ઘેર હમેશા દિવાળીજ છે.

## દયાને નામે હિંસા.

જ્યાં જુઓ ત્યાં પાંજરાપોલો થાય છે, હજારો જીવોને બચાવવા માટે
ઘણા પ્રયત્ન થાય છે કબુતરને ચણ નખાય છે અને પશુ પક્ષીનું રક્ષણ

કરવાનો તમે દાવો કરો છો છતાં દિવાળીના શુભ પ્રસંગમાંજ તમે
કડા સળગાવોછો અને આવી રીતે ફટાકડા ફોડી તમો તમારી લક્ષ્
દેવતા મુકો છે. એક પણ જીવને ત્રાસ નહિ ઉપજાવનારા તમે આ
દિવસોમાં હજારો જીવોને દુઃખ આપવાનું કામ કરી તેમાં આનંદ ત
છો અને બધો નવોજ દેખાવ કરિ મુકો છો એ તમારે માટે ઓર શ
ભરેલું નથી? જીવોનો નાશ થાય છે એટલુંજ નહિ પણ તમારા પોત
બાળકોને પણ ઘણી વખતે સખ્ત ઈજા થાય છે અને કોઇ કોઇ વ
તો જીવનું પણ જોખમ થાય છે.

જ્યાંસુધી તમારૂં આ વર્તન ઓછું થયું નથી ત્યાંસુધી તમે
તેટલા પુજન કરો તોપણ તમારી સાર્થકતા નથી.

## ભાવ દિવાળી,

તમે દ્રવ્ય દિવાળી કરોછો તે પ્રમાણે ભાવ દિવાળી શામાટે ન
જોઇએ? જેમ ચુનો છાંટી ઘર વિગેરેને ધવલીત કરવામાં આવે છે રકતવણ
મકાનને રંગીત કરવામાં આવે છેતેમ આપણા હૃદયમાં અને આપણા આત્મ
પણ વર્ષમાં થએલા મલીન વિકારો અને મલીન વિચારો આલોચન રૂપે
લીત કરી અનેક નિયમાભિગ્રહ રંગથી રંગીત કરીને તથા અનેક પ્રકા
ગુણની દિપમાળા કરીને આપણે ભાવ દિવાળી શા માટે નહિ કરવી જોઇ
જો ભાવ દીવાળી થઈ તો દ્રવ્ય દિવાળી તો આપો આપ પ્રાપ્ત ?
આપણે જેટલું આપણી નજર આગળ હોય તેટલુંજ જોઇ શકીએ છ
તેમા પણ કેટલાકને ચસ્મા ચડાવવા પડે છે પણ જેને ત્રણ કાળનુ અજવ
થઈ રહ્યું હોય અને જ્યાં જુઓ ત્યા ઉદ્યોતજ થઇ રહયો ?
ત્યા બીજી શી જરૂર છે માટે ભાવ દીવાળી કરવાની પ્રથમ જરૂર છે.

## દીપકોમાં યત્નાની જરૂર,

જીનેશ્વર મહારાજના મંદીરમાં યત્ના રાખવાની જરૂર આપણે
કારીએ છએ પણ દિવાળીને દીવસે ઘેર સંખ્યા બંધ દિપક કરો છો ?
જે યત્નાની જરૂર છે તે તમો લક્ષમાં લેતા નથી અને જેમ પાંચ દિ
વધારે થાય તેમ તમો તેમાં શોભા માનો છો.

## એકને દીવાળી અને બીજાને હોળી.

જો કે આ દીવસોને બધા દિવાળી તરીકે ગણે છે તો પણ આ
દીવસોમાં કેટલાએકને દીવાળીને બદલે હોળી પણ હોય છે, જે દિવ

તમોને આનંદ આપે છે તેજ દિવાળી હજારો જીવોને હોળી રૂ
ત્રાસ ઉપજાવે છે, જેઓને આખા વર્ષના સરવઇયામાં લાભ થયે
છે તેઓને દીવાળી ગણાય છે પણ જેઓને અનેક જાતના સંકટો
આફતથી વર્ષ પસાર થયું હોયછે તેઓને દીવાળી હોળીરૂપ લા
એટલુંજ નહી પણ કેટલાકના ઘર હાટ ફટાકીઆથી અથવા તો દીવા
સલગી જાય છે તે સાથે લાખોનો માલ પણ નાશ થઇ જાય છે
બધાને શું દીવાલીજ છે? નહીજ માટે આવી કઢંગી રીતીનો જડ઼
નાશ થવો જોઇએ પેહલાં કરતાં હાલ ફેશને વધારે દાટ વાલ્યો છે.
આવી ફેશનથી કાંઇ લાભ નથી.

તે સાથે માહરે એમ પણ જણાવવું જોઇએ કે દીવાળીના દ
તમો જૈનો જે વખત મીત્રોમાં મલવા હલવામાં અને ટીપાર્ટિ કરવ
ગુજારોછો તેના કરતાં જો જીનેશ્વર મહારાજની પુજા ભણાવવામાં ન
આંગી રચાવી ભાવના ભાવવામાં ગુજારતા હો તો તે વધારે શ્રે
કહેવાય બેસતા વર્ષને દીવસે ખાસ કરીને સંસાર વાસના જે
જાગ્રત થય તેવા જે કાર્ય કરવામાં આવે છે તે કોઈ રીતે યોગ્ય ન
આ દિવાલીના દીવસ પણ ધર્મના પવિત્ર કાર્યમાજ ગાલવા જોઈએ તમોઃ
ઘણી વખત શાસ્ત્ર દ્વારા સાંભળ્યું હશે કે તીર્થંકરોના કલ્યાણ
ના દીવસોમાં અનેક સુખના ધણી એવા દેવેંદ્રો પણ આઠ દીવસ સુધ
નંદીશ્વર દ્વીપે જઇ અઠાઇ મહોત્સવ કરે છે તો તમો કાંઇ તેમના કરત
વિશેષ સુખવાળા નથી છતાં માત્ર માંગેલા અને તાણી ત્રુતિને ભેગા કરેલ
સાધનોથી સુખ માનીને મગ્નતામા રહી મત્ત બનેલા વર્તમાનકાળના કેટ
લાક જૈનોને તેવા દીવસોમાં પૂજા ભણાતી હોયતો તેમાં આવવાનો પણ
વખત મલતો નથી તેથી તમારા અને તમારી ઇચ્છાના ફલ માણસોને
શું મલવાં જોઇએ એ જાતે તમારેજ વીચાર કરવાનો છે.

## ઉપસંહાર.

જે રીવાજ જુના વખતથીજ રૂઢી રૂપે થઇ ગયો છે તેને અન્યથા
કરવાનો પ્રયત્ન કે ઉપદેશ નિરર્થક છે છતાં આજે કહેવાએલા શબ્દેશબ્દનો
વિચાર કરવામાં આવશે તો તે તમોને હમેશાં દિવાળી રૂપે થવાને મદદ
કરશે અને તેમ જો નહિ થાયતો તમારી દિવાળી કેવા રૂપે થશે તે કહી
શકાતું નથી. જો કે વિષયનું રૂપાંતર અને વિવેચન થઇ શકે તેમ છે તો
પણ સમયની સંકોચતાને લીધે આટલેથીજ વીરમુછું.